ઉત્ક્રાંતિના વિચારો ફેલાવતું
બારસો ઉપરાંત પાનાંનું
સાહિત્ય આપને ઘેર બેઠાં
નીચેના લવાજમે મળી શકશે.

| | દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|---|
| કાચું પૂઠું | ૩-૦-૦ | ૩-૮-૦ | ૪-૦-૦ શિલિંગ |
| પાકું પૂઠું | ૪-૦-૦ | ૪-૮-૦ | ૫-૮-૦ શિલિંગ |

પહેલી આવૃત્તિ
૫૫૦૦



: મુદ્રક :
નાગરદાસ મોહનલાલ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર

: પ્રકાશક :
કાન્તિલાલ મ. શાહ
પાનકોરનાકા
અમદાવાદ

## આવકાર

ભાઈ મૂળશંકરે આ પુસ્તકમાં જે જે મહાન મુસાફરોનું આવાહન કર્યું છે તે બધાય ઉપનિષત્કાળના ઋષિઓની હારમાં બેસે તેવા છે. પૂજ્ય ગાંધીજી, કવિવર ટાગોર, ડૉ. મેરીઆ મોન્ટીસોરી, ડૉ. એની બીસેન્ટ, કાર્લ માર્ક્સ, આઇન્સ્ટીન, જગદીશચંદ્ર બસુ વગેરેને તો જગતના ઋષિઓની હારમાં સ્થાન મળી ચૂક્યું છે. પણ આવા પ્રવાસીઓના પ્રવાસો અને તેમનાં જીવનવૃત્તાંતોનું પણ જગતનાં ઉપનિષદોમાં સ્થાન છે એ હકીકત ભાઈ મૂળશંકર આજે ગૂજરાત પાસે મૂકે છે અને તે મૂકવા બદલ હું તેને અભિનંદન આપું છું.

જેને દર્શન થાય તે દ્રષ્ટા-ઋષિ; દર્શન થયા પહેલાની દર્શનની ઝંખના, દર્શન થયા પછીની દર્શનની સાત્વિક મસ્તી અને આવા

દર્શનને પરિણામે એક યા બીજી રીતે સમગ્ર માનવકુળનું કલ્યાણ—જેના જીવનમાં આ બધી વસ્તુઓ તરી આવે તે ઋષિ. આવા તમામ ઋષિઓ ઉપાસકો જ હોય છે; પોતે નક્કી કરેલા કોઈ એક જ ધ્યેયની પાછળ તેઓ ગાંડા બની જાય છે; અને એ ધ્યેયને પહોંચવા માટે જીવનસર્વસ્વને ખર્ચી નાખે છે અને છતાંય, તેમનું ધ્યેય શુદ્ધ હોય તો જ તેઓ ઋષિઓ છે. આવા લોકો જેમ જેમ ધ્યેયની વધારે નજીક પહોંચતા જાય છે તેમ તેમ તેમની આધ્યાત્મિકતા—તેમની માનવતા વધારે વધારે ખીલતી જાય છે. આવા લોકો વામમાર્ગી નથી હોતા; પ્રવાસના આવા વામમાર્ગીઓને ભાઈ મૂળશંકરે આ પુસ્તકમાં સ્થાન નથી આપ્યું. જેમણે કોઈપણ એક પ્રકારની કલ્યાણની બુદ્ધિથી યા તો પોતે પણ સમજી ન શકે એવા કોઈ અંતરના વેગને અધીન થઈને મુસાફરી માંડી છે અને જેમણે આખીય મુસાફરી દરમિયાન વિન્ધ્ય જેવા પર્વતને નીચો નમાવ્યો છે અને મહાસાગરને અંજલિમાં પી લીધો છે એવા શ્રદ્ધા અને નિશ્ચયવાળા ઓલિયાઓનાં જીવન જ આ પુસ્તકમાં આપણી પાસે ખડાં થાય છે અને ઈશ્વરની સૃષ્ટિમાં આધ્યાત્મિકતા ક્યાં ક્યાં પડી છે તેનું આપણને નવું જ ભાન કરાવે છે.

મુસાફરી એ શું છે, મુસાફરીનું જીવનમાં શું સ્થાન છે, માણસ મુસાફરીથી ધક્કામુક્કી સહીને કેવી રીતે વિશાળ દૃષ્ટિવાળો થાય છે, મુસાફરી માણસને વિરાટ જનતાના સીધા પરિચયમાં કેવી રીતે મૂકે છે, મુસાફર પોતે એક દેશનો કે એક કાળનો હોવા છતાં દેશકાળનાં બંધન તોડીને જગતનો આદમી કેવી રીતે બની શકે છે વગેરે વગેરે ઘણું લખી શકાય. પણ મુસાફરી ઉપર આવો લાંબો લેખ લખવાનું આ સ્થાન નથી.

પણ આવા મુસાફર થવું આપણા સૌના નસીબમાં નથી હોતું. જે એક વેગના માર્યા આ લોકો મહાન મુસાફરો બની શક્યા તે વેગ આપણામાં ઓછો હોય યા તો સૂતો પણ હોય. આ પુસ્તક વાચકને આ મુસાફરોના સત્સંગમાં મૂકે છે. આ મહાન મુસાફરોનાં જીવનમાં જે જે આધ્યાત્મિક અંશો ઝળકી નીકળ્યા તે તે અંશો જ ઝળકાવવા પૂરતી આપણી અંદરની ભૂમિ તૈયાર થાય તો નવાઈ નથી

ઉપરાંત, આપણી આંખ આગળ એક એવી મંડળી ખડી થાય છે કે જે કોઈપણ એક દેશની નથી પણ સર્વ દેશની છે, કોઈપણ એક જ પંથની નથી પણ સર્વ પંથની છે, કોઈપણ એક કાળની નથી પણ સર્વ કાળની છે. માણસ માણસ છે એટલે અંશે તેના દેહથી તે દેશકાળપંથની મર્યાદામાં સમાય જ છે પણ આવા ઉપાસકોએ પોતાની આતરવિશાળતાથી દેશકાળપંથના બંધનો તોડી નાખ્યા હોય છે એટલે તેઓ આખી માનવજાતની વિભૂતિઓ છે એમ આપણે કહી શકીએ

મુસાફર તો આપણે સૌ છીએ પણ જિંદગીમાં પગઢસરડા કરવા એનું નામ ખરી મુસાફરી નથી. જેમ આપણું આખુંય સૂર્યમંડળ અમુક ચોક્કસ નિયમોને વશ વર્તીને પણ કોઈ એક ચોક્કસ ધ્યેય તરફ નિરંતર ગતિ કરી રહ્યું છે તેમજ જીવનના અચળ નિયમોને વશ વર્તીને પણ કોઈ પણ એક ચોક્કસ ધ્યેય તરફ મુસાફરી કરનારા આ મુસાફરો આપણને આપણી જીવનસફરમાં જરૂર પ્રેરણા આપશે

બેશક, મુસાફરી ઘરડાંમેને સહેલી નહી આવડે મોટો ભાગ શરીરે જુવાન હોવા છતાં મનથી ઘરડો હોય છે—થઈ ગયો હોય છે. આવા વૃદ્ધોને પણ આ પુસ્તકના વાચનથી જુવાની

# નિવેદન

આ પુસ્તક અમે વખતસર પ્રગટ કરી શકીએ છીએ તેથી અમને આનંદ થાય છે. આ પુસ્તક પછી આ વર્ષમાં જે બે પુસ્તકો આપવાનું અમે જાહેર કરેલું છે તેમાં ફેરફાર કર્યો છે. સમજુ ગ્રાહકો જોઈ શકશે કે એ ફેરફાર ઇષ્ટ થયો છે. અમારા ગ્રાહકોને લેખન, શૈલી અને વસ્તુની નવીનતા મળી શકે અને અમે જે વિચારોનો ફેલાવો ઇચ્છીએ છીએ તે વધુ સચોટ રીતે થાય એ લક્ષમાં રાખીને આ ફેરફારો કર્યા છે. ત્રીજા અને ચોથા પુસ્તકની જાહેરાત આ પુસ્તકમાં મૂકી છે તેમાં અત્યોક્તિ છે, લગીર પણ અતિશયોક્તિ નથી જ. અમને વિશ્વાસ છે કે એ બન્ને પુસ્તકો અમારા ગ્રાહકોને વશ કરી લેશે.

આ પુસ્તકનો પરિચય લેખક અને મુ નાનાભાઈએ આપ્યો છે અને બસોને સિત્તેર પાનાંની સામગ્રી તમારી સામે જ પડી છે એટલે એ વિષે વધુ લખવાની જરૂર નથી રહેતી આપણે ત્યાં નવલકથાઓ અને વાર્તાઓ જેટલા રસપૂર્વક વંચાય છે તેટલા રસપૂર્વક બીજું સાહિત્ય વંચાતું નથી, પરંતુ જો

પ્રવાસવર્ણનો માણસની કલ્પનાને જેમ આપે અને ખળભળાવી મૂકે એટલી સરસ રીતે લખાય તો એ અવશ્ય એટલા જ સ્નેહદ નીવડે. અમે આ પુસ્તક પ્રગટ કરતાં એ આશા અવશ્ય રાખેલી છે.

અમારી માળામાં કેવળ મમત્વથી પ્રેરાઈને આવું સુંદર પુસ્તક આપવા માટે શ્રી. મૂળશંકરભાઈનો, અને એને 'આવકાર' આપવા માટે મુ. નાનાભાઈનો અમે આભાર માનીએ છીએ. એ ઉપરાંત આ પુસ્તકને ઉપયોગી બનાવવા માટે શ્રી. માર્કંડ ભટ્ટે નકશાઓ દોરવાનો જે શ્રમ લીધો છે તે બદલ અમે તેમના ઘણા જ ઋણી છીએ.

અમદાવાદ — મુખ્ય સંચાલક

૨૭ : ૭ : ૩૮ — ભારતી સાહિત્ય સંઘ

## પ્રસ્તાવના

**મ**નુષ્ય માત્રમાં એક પ્રકારની અણદીઠ જોવાની ઝંખના રહેલી છે. પોતાની આસપાસની દુનિયાથી પાર શું રહેલું છે તે જોવા માટે મનુષ્યે પોતાની ઉત્પત્તિથી માંડીને અત્યાર સુધી પ્રયત્ન કર્યો છે. જેમ જેમ મનુષ્યની દૃષ્ટિમર્યાદા વિશાળ થતી ગઈ તેમ તેમ તેની ઝંખના વધતી જ ગઈ છે. આમાંથી જ દુનિયાની ભૂગોળ, ખગોળ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કળા વિગેરેનાં સર્જનો થયાં છે.

મનુષ્ય પોતાની આસપાસના જગતમાં દૃષ્ટિ ફેરવવા લાગ્યો ને તેમાંથી તેણે લૌકિક શાસ્ત્રો રચ્યાં, મનુષ્ય પોતાની અંદરની ચિત્તસૃષ્ટિમાં ઊતર્યો અને તેમાંથી તેણે તત્ત્વજ્ઞાનો રચ્યાં.

ક્ષિતિજની પેલે પાર શું છે તે જાણવાની ઉત્સુકતા લગભગ દરેક માનવીમાં હોય છે, પણ જાણવા પાછળ પોતાની તમામ શક્તિઓ ખર્ચી નાખવા જેવી ઉગ્ર આતુરતા તો વિરલાઓમાં જ હોય છે. દુનિયામાં 'શું હશે'ની પાછળ ગાંડા થનારા લોકોએ જ વિજ્ઞાનનો પાયો નાખ્યો છે અને તેને અત્યારની આશ્ચર્યકારક સ્થિતિએ લાવીને મૂક્યું છે. આમાં કેટલાય વીરો ખુવાર થઈ ગયા છે, કેટલાયને દુનિયાએ ખુવાર કર્યા છે, કેટલાયને કુદરતનાં પ્રચંડ બળોએ કચરી નાખ્યા છે.

પણ આ બધા વિજ્ઞાનવીરોમાં પણ પ્રવાસીવીરોની કથાઓમાં અદ્ભુત આકર્ષણ છે પ્રવાસમાં જીવનનો જે શુદ્ધ આનંદ છે તે તો ભોગવનાર જ જાણે છે કુદરતના ખોળામાં રખડવું, મનુષ્યસૃષ્ટિ ઉપરાંતની વનસ્પતિસૃષ્ટિ, પ્રાણીસૃષ્ટિ, પહાડો નદીઓ—એ બધાની વચ્ચે ભમકવું, કુદરત સાથે મૈત્રી કરી પ્રસંગ આવે તેની સાથે બાખડવું—એ જીવનની અંદર બધાથી સ્વતંત્ર એવો ઓર જાતનો આનંદ છે પણ આ આનંદને માણસ સ્વાર્થી આનંદ પણ બનાવી શકે છે, અને તેમાંથી માણસ અજાણતા કે જાણતા પોતાના માનવમિત્રોનું હિત પણ કરી શકે છે જેમ કવિ એ પોતાની મસ્તીમાં રાચતા રાચતા પણ જગતને આનંદમાં નચાવે છે તેમ કેટલાય મહાન પ્રવાસીઓએ જગતની ભૂગોળ રચી છે અને મનુષ્યની દૃષ્ટિ વિશાળ બનાવી છે

માનવસમાજના ઇતિહાસમાં પ્રવાસો તથા પ્રવાસીઓની આ અદ્ભુત છે એટલું જ નહિ પણ ઇતિહાસમાં અને ભૂગોળમાં તેમણે મોટા પરિવર્તનો પણ કર્યા છે એટલે તેમાં ઘણા અદ્ભુત સાહસો, માનવહૃદયના ઉચ્ચ ગુણોનું દર્શન અને જુવાન હૃદયની ભૂખ ભાગતું, અને ઉંચા તું એવું ઘણું રહેલું છે તેમ જ તેનું ઐતિહાસિક અને ભૌગોલિક મહત્ત્વ પણ ઘણું છે આ બંને દૃષ્ટિએ , આ નાનું એવું પુસ્તક લખવા પ્રેરાયો છું

ગુજરાતમાં પ્રવાસના સાહસની ભૂખ અત્યારના યુવાન કે કિશોરોમાં ઉઘડી છે એમ અભિમાનપૂર્વક કહી ન શકાય ગુજરાત એ વ્યાપારપ્રધાન દેશ છે વ્યાપારમાં સાહસ એ અનિવાર્ય છે પણ આ કાળે 'જાવે જે કદી ન ગયો, નાવે

મંદિર માંય'—એવું કંઈ નથી, પોતાના મકાનમાં બેઠાં બેઠાં પાઘડી બાંધી કે સીધી બાંધવાની તૈયારીમાં જ અત્યારે આપણા વ્યાપારીઓનું સાહસ અટવાઈ ગયું છે. ત્યારથી અહીં બેઠાં આફ્રિકા કે અમેરિકા વેપાર ચાલે છે, આપણું સાહસ તિજોરી સાફ હોય ત્યારેય લાખોના સોદા કરવામાં અપાર દેખાય છે. એ સાહસ છે, પણ વિકૃત પ્રકારનું સાહસ છે. એની પ્રજામાં જાતે ફરીને 'અણુતગનો તાગ' લેવાની મનોવૃત્તિ કેમ ઊભી થાય?"

દુનિયા આખીનો આટલાસ અત્યારે કોઈ પણ મેળવી શકે છે. ઉત્તર ધ્રુવમાં ને દક્ષિણ ધ્રુવમાં કેમ જવાય એ માટેના નકશાઓ હાજર છે, દુનિયાના ખૂણેખૂણે શું છે તે બધું જ્ઞાન આપણે પુસ્તકો દ્વારા મેળવી શકીએ છીએ અને મારી જેવા એક દુકાનેથી લઈને બીજી દુકાને વેચે છે, પછી પ્રવાસનું પ્રયોજન જ ક્યાં રહ્યું? આ જ વિચારસરણી અત્યારે આપણામાં દેખાય છે. કેમ જાણે અમારે માટે હવે નવું જાણવાનું કે જાણવવાનું કંઈ રહ્યું નથી, માટે જ અમે પ્રવાસ કરતા નથી એમ દેખાડવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ! મને લાગે છે કે પ્રવાસના આ પુસ્તકનાં પાનાંમાં આપેલાં વર્ણનો પછી વાંચનારને એમ લાગશે કે પૃથ્વી ઘણી વિશાળ છે, આપણી આસપાસ ઘણું જોવા જાણવાનું છે, એટલું જ નહિ પણ તેમાંથી આપણે જેટલી દુનિયા જોશું તેથી વધારે પણ આપણે આપણી જાતને જોઈ શકશું, આપણી કેટલીય સુપ્ત શક્તિઓનું આપણને ભાન થશે, દુઃખ ભોગવવાનો આનંદ સમજાશે, અભયની શક્તિનું ભાન થશે.

યુવાનોનો કોઈ જો સૌથી મોટો શત્રુ હોય તો તે ભય છે. કૌટુંબિક, આર્થિક, રાજકીય વિગેરે પરિસ્થિતિઓ પ્રતિકૂળ છે,

માટે આપણી શક્તિ ઝંખાઈ ગઈ છે એ વાત અમુક અંશે સાચી છે પણ પ્રવાસી સાહસોનો ઇતિહાસ તો એમ કહે છે કે પ્રતિકૂળતાઓએ સાહસને પ્રેર્યા છે હિંદુસ્તાનમાં પેઠેલી ગુલામી એ બહુ જ ઝેરી છે તેનું ઝેર નિર્જીવતા સુધી પહોંચી ગયું છે યુવાનસ્થામાં શલ્યમતસ્તા દેખાય એના જેવું બીજું કયું ઝેર હોઈ શકે? આ બધાના મૂળમાં આપણામાં પેસી ગયેલો ભય એ મુખ્ય મૂળ છે અજાણ્યા પ્રદેશ ઉપર દૃષ્ટિ નાખતા પહેલા આપણી આંખમાં કૌતુકના ચમકાર દેખાવાને બદલે ભયનો ચમકાર દેખાય છે આપણને મળતી કેળવણીમાં પણ ભયનું વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવે છે. આ ભય શેનો છે તે ખબર નથી પડતી મૃત્યુનો? તો તો ભય એ જ એક મૃત્યુ નથી? આમાં આપણે ઊંડા નહિ ઊતરીએ

હિંદુસ્તાનનો ઇતિહાસ સાહસો એ નારાઓથી ભરેલો છે અગત્યથી માંડીને તે અત્યારના રાહુલ સાંકૃત્યાયન જેવા મહાન પ્રવાસીઓએ આ પરંપરા જાળવી રાખી છે ઋગ્વેદમાં પણ વહાણવટું ખેડનાર વેપારીઓનો ઉલ્લેખ છે બૌદ્ધધર્મના પ્રચાર માટે તિબેટ જેવા અગત્યના અર્વાચીન સાધનોથી પણ દુર્ગમ એવા અને જગતની પ્રવેશ લીધાને ચીનમાં પહોંચનારા કુમારજીવ નામી અને અનામી સાધુઓ હિંદુસ્તાને ઉત્પન્ન કર્યા છે જાવા-સુમાત્રા સુધી અને એશિયાના પશ્ચિમ છેડા સુધી હિંદી સંસ્કૃતિ ફેલાવનાર પ્રવાસીઓની નોંધ આપણને મળતી નથી, પણ ઐતિહાસિક અવશેષો તે સાહસિકોની સાક્ષી પૂરે છે કચ્છ, કાઠિયાવાડના સાહસિક વેપારીઓનું વહાણવટું અને આફ્રિકા, અરબસ્તાન સાથેના વેપારો તો હજુ ગઈ કાલની જ મિના છે દુનિયાના ક્યા ભાગમાં અત્યારે હિંદીઓ નથી? સાહસવૃત્તિ

હિંદુસ્તાનની રગમાં છે. પણ એ રગોમાં અત્યારે લોહી જ ઘટી ગયું છે ત્યાં બીજું શું હોય!

દુનિયાના સાહસિક પ્રવાસીઓ અને પ્રવાસના હેતુઓના આપણે ચાર વિભાગ પાડી શકીએ. એક રાજસત્તાની મહત્વાકાંક્ષા, બીજું ધન, ત્રીજું ધર્મપ્રચાર અને ચોથું વૈજ્ઞાનિક શોધખોળ. પાંચમો એક હેતુ—જો તેનો હેતુ ગણીએ તો તે—એ ગણી શકાય કે કેવળ સાહસની ખાતર જ સાહસ. મનુષ્યમાં એક સાહસવૃત્તિ હોય છે, દુનિયાથી દૂર કોઈએ ન જોયેલા—જાણેલા પ્રદેશમાં મૃત્યુ સાથે ઝઝૂમવું અને:—

**ઘટમાં ઘોડા થનગને, આતમ વીંઝે પાંખ**
**અણદીઠેલી ભોમ પર, યૌવન માંડે આંખ**

આ વૃત્તિ છે; હેતુ નથી. પણ ઉપર ગણાવેલા ચારેય હેતુને પાર પાડવા માટે આ સાહસવૃત્તિની જરૂર હોય છે. પણ જે ભવ્યતા કે પ્રેરકતા, વૈજ્ઞાનિક અને ધર્મપ્રચારક સાહસી વીરોમાં દેખાય છે, તે સત્તાલોભી કે ધનલોભી પ્રવાસીઓમાં કે પ્રવાસમાં નથી દેખાતી. અને એનું કારણ છે. કાર્યને કાર્ય તરીકે જ જોવું અને હેતુને સાથે રાખીને જોવું—એ બન્નેમાં ઘણો ફેર છે. સ્પેનીશ સાહસી મુસાફર પીઝારોએ કે ઇંગ્લીશ મહાન મુસાફર સર ફ્રાન્સિસ ડ્રેકે જે રીતે નવા નવા પ્રદેશો શોધ્યા તેનાં વર્ણનથી તેની સાહસ કરવાની શક્તિ પ્રત્યે ઉત્પન્ન થતું માન ઘડીવારમાં ઊતરી જાય છે. સ્પેનીશ લોકોએ પેરૂમાં લૂંટ અને કતલ કરીને ત્યાંના ગજાને દીવેલ્યો હતો અને ફ્રાન્સિસ ડ્રેકે કરેલી સ્પેનીશ લોકોની સંપત્તિની લૂંટ એ એટલું ત્રાસજનક છે કે તેનાં ગુણગાન કરવા માટેની અભિલાષા દેશાભિમાનને કારણે

આજેજ લોકો કે એવીજ પ્રજાને થાય; આપણને તો ન જ થાય.

એટલે આ પુસ્તકમાં મેં મુખ્યત્વે એવી જાતના જ મુસાફરોનાં ચરિત્ર વર્ણવ્યાં છે કે જેમણે પોતાનાં જીવનથી દુનિયાનાં જ્ઞાન-વિજ્ઞાનમાં વધારો કર્યો છે, અને પોતાના પ્રવાસથી મનુષ્યની મર્દાનગીનો સાચો ખ્યાલ આપ્યો છે.

આવાં ચરિતો તથા પ્રવાસોની સાહિત્તિનો ભંડાર અખૂટ છે. મનુષ્યમાં રહેલી આ ભ્રમણવૃત્તિ હજુ પણ જીવંત જ છે. દુનિયા આપણીનો મોટો ભાગ અત્યારે ભૌગોલિક દૃષ્ટિએ શોધાયેલો છે. અલબત્ત દક્ષિણ ધ્રુવનો બહુ જ મોટો પ્રદેશ હજુ અણખેડાયેલો છે. પણ તેને પહોંચી વળવા માટેનાં સાધનો અને મુસાફરો તૈયાર થયાં છે, અને હજુ થાય છે. એવરેસ્ટ અને તેના જેવાં જ હિમાલયનાં કેટલાંય શિખરો અણનમ અને મનુષ્યને આહ્વાન આપતાં ઊભાં છે, હજી દરિયાનું તળિયું અણખેડ્યું પડ્યું છે, એમેઝોનનાં અને આફ્રિકાનાં ગાઢ જંગલો હજી જ્યાં સૂર્યનાં કિરણને પેસવાની ના પાડે છે—ત્યાં માણસને તો ક્યાંથી આવવા દે? અંધારામાં હજુ નવીન નિશાનનાં કેટલાંય બીજો પડ્યાં હશે. મનુષ્યની સાહસવૃત્તિની કસોટી હજુ કેટલી આકરી બનશે તેનીય કોને ખબર છે? અને એવરેસ્ટ જેવાં શિખરો તો કેવળ મનુષ્યને જાણે બતાવે જ છે. તે કહે છે કે મારી ટોચ ઉપર કાંઈ નથી કેવળ બરફ છે—તો શું કામ મથામણ કરો છો? તેને મનુષ્યની આ મૂર્ખાઈની દયા આવે છે. પણ માણસેય ક્યાં ઓછો છે? તેણે નક્કી કર્યું છે કે જેમ ત્યારે પણ આ એવરેસ્ટના શિખરની ટોચ ઉપર જઈને પગ મૂકવો અને વાવટો ફરકાવવો. મનુષ્યનો વિજય હવે તો હાથવેંતમાં જ છે.

બીજી બાજુ ઉત્તર ધ્રુવ તો એક વસાહત થાય એવી યોજના અમલમા મુકાવા માંડી છે.

આમ હજુ મહાન મુસાફરોની પરંપરા ચાલુ જ રહેવાની છે.

ગૂજરાતના કિશોરમિત્રો પાસે આ પુસ્તક રજૂ કરતા મનની અંદરથી એક એવી અભિલાષા ખીલી ઊઠે છે કે ગૂજરાતની ભૂગોળ ક્યારે ગૂજરાતની પ્રજા વાંચવાને બદલે જોશે ? ગૂજરાતમા ખુલ્લા પણ કિશોરો કે જુવાનો માટે કયા ઓછી ધરતી છે ? હજુ ગિરના જગલો, પંચમહાલની આસપાસના જંગલો, નર્મદાકાંઠો, ડાંગના જંગલ, ગૂજરાતનો દરિયાકાંઠો, આબુ અને શિરોહીના જગલો—એ બધુ આપણે કેટલુ જોયુ છે ? જેટલુ ટ્રેન, સ્ટીમર કે મોટરબસ બતાવે એટલું. પણ એ તો કાકાસાહેબ કહે છે તેમ રેલવે પાર્સલના જેવી મુસાફરી થઈ ગૂજરાતની ધરતીનો, ગૂજરાતની ખરી વસ્તીનો, ગૂજરાતની વનસ્પતિ, પ્રાણીસૃષ્ટિ, પક્ષીસૃષ્ટિનો સાચો, જીવત પરિચય મેળવવા માટે તો જે શક્તિ જોઈએ તેની પ્રેરણા આવા પુસ્તકોમાથી જ કંઈ મળી શકે એમ મને લાગે છે.

અને એટલે જ આ અત્યત અપૂર્ણ એવુ પુસ્તક પણ ગૂજરાતના કિશોરો પાસે મૂકતા હુ થોડોક આશાવત સંતોષ અનુભવું છું.

લેખક

# અનુક્રમ

# અનુક્રમ

## અગસ્ત્ય ઋષિ

**આ** મહાન મુસાફરોની કથાઓની શરૂઆતમા આ વિચિત્ર નામ વાચીને ઘણાને થશે કે આ લખનાર પ્રાર્થના કરવાની જૂનિ રૂઢિને વશ થઈને કંઈ સ્તોત્ર લખવા બેઠો!

મે જે મહાન મુસાફરોની કથાઓ લખવાની યોજના કરી છે, તે ઐતિહાસિક અનુક્રમે કરી છે અને જેમ હુ કેવનીઓની પરપરાના મૂળ તરફ જતો જાઉ છુ, તેમ તેમ એક પછી એક ભવ્ય વિભૂતિઓની પાસે થતો થતો હુ આ અગસ્ત્ય મુનિ પાસે આવીને અટકી જાઉ છુ ત્યાથી આગળના મંડળમા મારી નજર જઈ શકતી નથી ઇતિહાસ કે પુરાણ આથી આગળ મને મદદ કરતા નથી

એટલે જગતના મહાન મુસાફરોમા આદિ પ્રવાસી તરીકે અગસ્ત્ય મુનિની કથા એ પહેલી હોય

અને એક બીજુ ઔચિત્ય પણ આમા રહેલુ છે મારી નજરને જે પ્રવાસીઓના પ્રવાસોએ અને જીવનોએ આકર્ષી છે, તેમા જેમની કેવળ પ્રવાસકથાઓ જ નહિ, પણ જેમના જીવનો પણ એવા જ ભવ્ય અને ઉદાત્ત છે, તેઓ પહેલા આવે છે.

કેવળ જગતના વિજ્ઞાનમાં વધારો કરવાના ઉદ્દેશથી કે ધર્મ કે જ્ઞાનના પ્રચાર માટે કે જ્ઞાન મેળવવા માટે કે કેવળ જીવનમાં સાહસનો નિર્ભેળ અને અજબ આનંદ મેળવવાના ઉદ્દેશથી જે પ્રવાસો થયા છે, તેની જ મારે મન વધારે કિંમત છે. એલેક્ઝાંડર કે ચંગીઝખાન કે નેપોલીયન કે જુલિયસ સીઝર કે પીઝારો કે સર ફ્રાન્સિસ ડ્રેક, વાસ્કો ડી ગામાના અનુયાયીઓના પ્રવાસો ભલે ગમે તેટલા રોમાંચક હોય, તેમની વિજયયાત્રાઓ ભલે મહાન હોય, પણ મહાન મુસાફરોની નાની યાદીમાં તેમને મૂકતાં મન ના પાડે છે. સદ્ભાગ્યે હિંદના ઇતિહાસમાં એવા પ્રવાસીઓનાં નામો નોંધાયાં નથી. આર્યો હિંદમાં ઊતરી આવ્યા ત્યારે અહીંના મૂળ વતનીઓ ઉપર તેમણે જુલમો કર્યા હશે. આર્ય સંસ્કૃતિના વિજયધ્વજ નીચે તેમણે ઘણા 'અનાર્યોનાં' લોહી રેડ્યાં હશે, પણ હિંદની હવા એ તોફાની છે જ નહિ. આર્ય અનાર્ય વચ્ચેના ભેદો ઘટવા લાગ્યા અને કંઈક અંશે આર્ય સંસ્કૃતિ અને અનાર્ય સંસ્કૃતિ મળીને હિંદી સંસ્કૃતિ રચાઈ.

એટલે તે પછીથી હિંદના ઇતિહાસમાં જે જે મહાન પ્રવાસીઓ થયા છે, તેમાં રાજસત્તા કે ધનલોભનાં ઝેરી પ્રેરણા-બળોને બદલે જ્ઞાન અને ધર્મનાં બળોએ જ કામ કર્યું છે. તેમાં મુનિ અગસ્ત્ય એ સૌથી પહેલા ગણાય છે.

અગસ્ત્ય ઋષિના જીવનની આસપાસ પૌરાણિક ધુમ્મસ છવાયેલું છે. પણ તે કથાઓનું રૂપકતત્ત્વ બાદ કરતાં આપણને એટલું સત્ય તો જરૂર મળે છે કે હિંદના ઉત્તર ભાગમાં ગંગા યમુના ને કાંઠે ફેલાયેલી સંસ્કૃતિને વિંધ્યનાં જંગલો વટાવીને

દક્ષિણના અરણ્યનિવાસી લોકો પાસે લઈ જનાર પહેલવહેલા અગસ્ત્ય મુનિ જ હતા. એટલું જ નહિ, પણ સમુદ્ર ઓળંગીને જાવા, સુમાત્રા સુધી પણ આ સંસ્કૃતિ–પયગામ લઈ જનાર અને ત્યાં તેની સ્થાપના કરનાર તરીકે પણ અગસ્ત્ય મુનિ હતા.

અગસ્ત્ય મુનિ બાબતની આ સાંકેતિક કરેલી બે આખ્યાયિકાઓમાંથી આનું સૂચન સરસ રીતે મળે છે.

"વિંધ્ય પર્વત એટલો ઊંચો વધ્યો કે સ્વર્ગમાં દેવોને ગભરામણ થઈ. સૂર્યનો પ્રકાશ આ વિંધ્યે રૂંધી લીધો. (વિંધ્યનાં ગાઢ જંગલોમાં હજુય સૂર્યનો પ્રકાશ કોઈ કોઈ જગ્યાએ દુર્લભ છે.) વિંધ્ય પર્વત અગસ્ત્ય મુનિનો શિષ્ય હતો. દેવો અગસ્ત્ય પાસે ગયા 'મહારાજ ! આ વિંધ્યનું કંઈક કરો, તે અદમ્ય બન્યો છે.' અગસ્ત્ય વિંધ્ય પાસે ગયા. વિંધ્ય ગુરુને પગે પડ્યો. ગુરુએ કહ્યું 'હું દખણમાં જાઉં છું. પાછો ફરું ત્યાં સુધી આમને આમ જ રહેજે.'

અગસ્ત્ય પાછા ફર્યા જ નહિ અને વિંધ્ય નમ્યો તે નમ્યો જ. કેટલાય જણ તેના ઉપરથી પસાર થઈ ગયા. અને વિંધ્યના જંગલમાં હિંદી અને દ્રાવીડિયન સંસ્કૃતિનો સંગમ થયો. એટલું જ નહિ, પણ દંડકારણ્યમાં વસતા રાક્ષસો અને વાનરોની અંદર જઈને આ અગસ્ત્ય અને તેના પછીના મુનિઓએ હનુમાન જેવા સંસ્કારી–વાનરોમાંથી–નરો બનાવ્યા. આ અગસ્ત્ય મુનિનું નામ અત્યારે દક્ષિણમા આવેલા કેટલાય અગસ્ત્યાશ્રમોની સાથે અમર છે. દક્ષિણમાં તથા મધ્ય પ્રાંતોમાં અત્યારે પણ ઘણાં ધાર્મિક

સ્થળો અગસ્ત્યાશ્રમના નામે ઓળખાય છે. કોઈ કોઈ જગ્યાએ તેઓ અગસ્ત્યની ભવ્ય મૂર્તિ પણ મળી આવે છે.

બીજી કથા પણ એવી જ સૂચક છે. અગસ્ત્ય આખો સમુદ્ર પી ગયા–અંજલિમાં પી ગયા–અગસ્ત્યના જેવા સાહસી મુસાફરને મન સમુદ્ર એ એક ખોબો પાણી જ હતું ને ? નહિં તો ઠેઠ જાવા સુમાત્રા સુધી ક્યાંથી પહોંચે ? જાવામાંથી અગસ્ત્યની એક સુંદર મૂર્તિ મળી આવેલી છે. અને તે દેશોમાં તેમની કેટલી પ્રતિષ્ઠા હશે, એ તેના ઉપરથી સમજી શકાય છે.

આ અગસ્ત્યની સાથે બીજા કેટલાય જ્ઞાત અને અજ્ઞાત પ્રચારકો હશે, તેની આપણને ખબર નથી. આપણે તો આ આદિ પ્રવાસીના નામમાં આ બધાને સમાવી દઈશું. હિંદુઓએ તો દક્ષિણ દિશામાં ઊગતા પ્રકાશિત તારાના નામ સાથે આ મહાન મુસાફરનું નામ જોડીને તેનું કાયમી સ્મરણ કરી મૂક્યું છે. જ્યાં સુધી આ તારો દક્ષિણમાં પ્રકાશશે. ત્યાં સુધી હિંદુના અને જગતના પ્રવાસીઓના ઇતિહાસમાં આ અગસ્ત્યનું નામ પ્રકાશશે.

## શ્યેન ચાંગ

હિંદુસ્તાન અને ચીન વચ્ચેનો સાંસ્કૃતિક સંબંધ બૌદ્ધધર્મના આગમન પહેલા પણ ઘણા કાળથી ચાલ્યો આવે છે. ચીન અને હિંદુસ્તાન એ બન્ને ભિન્ન ભિન્ન સંસ્કૃતિવાળા દેશો હોવા છતા બન્નેમા કેટલુક સામ્ય છે, અને તે સામ્યને લીધે જ એશિયાઈ સંસ્કૃતિ એક યુરોપીય સંસ્કૃતિથી સ્વતંત્ર અને અતિ પ્રાચીન એવી સંસ્કૃતિ તરીકે સ્થાન પામેલી છે.

પણ આ સાંસ્કૃતિક સબંધ બૌદ્ધકાળમાં જેટલો બંધાયો અને વિકાસ પામ્યો, તેટલો તે પહેલા કે તે પછી પણ નથી પામ્યો.

બૌદ્ધધર્મ જેટલી ઝડપથી હિંદમા પ્રચાર પામ્યો, તેટલી જ ઝડપથી હિંદની બહાર પણ તે ફેલાવા લાગ્યો હિંદમાથી કેટલાય બૌદ્ધધર્મ-પ્રચારકો હિંદના ખૂણેખૂણે અને તેની આગળ સિલોન, જાવા, સુમાત્રા, ટીબેટ અને ઠેઠ ચીન સુધી પહોચી ગયા. અશોકે તો તે ધર્મપ્રચારમા પોતાની રાજસત્તા અને વ્યક્તિત્વ બન્નેનુ બળ મૂક્યુ. અશોકના પુત્ર અને પુત્રી સિલોનમા બૌદ્ધધર્મનો ઝડો લઈને ગયા, એ કથા તો જાણીતી છે. પણ સૌથી વધારે ધ્યાન ખેચે તેવી વસ્તુ તો એ હતી કે

આ ધર્મપ્રચારની રીત પણ ખૂબ જ ધાર્મિક હતી, તેમાં ધર્મપરિવર્તન માટેનાં દમનો કે દંગા નહોતાં. અને એને લીધે જ એ પ્રચાર વધારે વ્યાપક બન્યો.

આ ધર્મપ્રચારકોમાંથી જે માણસો ટીબેટ અને ચીનમાં પહોંચ્યા હશે, તેમનાં વૃત્તાંતો આપણને લગભગ મળતાં નથી. જે જે મળે છે, તેમાં ચમત્કારિક કથાઓનું મિશ્રણ એવી રીતે થઈ ગયું છે કે તેમાંથી ઐતિહાસિક સત્ય શોધવું મુશ્કેલ થઈ પડે છે.

હિંદમાંથી ચીનમાં ગયેલા આવા એક સાધુનું નામ મોખરે છે, અને તે કશ્યપ માતંગ. આ સાધુએ ચીનમાં જઈને બૌદ્ધ-ધર્મનાં અનેક પાલી ને સંસ્કૃત ભાષાનાં પુસ્તકોનો ચીની ભાષામાં અનુવાદ કર્યો અને બૌદ્ધધર્મનો સાચો પરિચય ત્યાંનાં લોકોને આપ્યો. આ કશ્યપ માતંગ સંબંધે બહુ જ થોડી માહિતી મળે છે.

આ મુનિ કાશ્મીરમાં રહેતા હતા, અને સિદ્ધ પુરુષ તરીકે તેમની હિંદમાં ભારે નામના હતી. એમ કહેવાય છે કે તેમને એક રાતે સ્વપ્ન આવ્યું કે પોતે ભોજન કરે છે અને તેમની આસપાસ અન્ન વગર ભૂખ્યા માણસો તડફડે છે. આ સ્વપ્નનો અર્થ તેમણે એ કર્યો કે મારી પાસે પડેલું જ્ઞાન બીજા કોઈને ઉપયોગમાં આવતુ નથી. પોતાના જ્ઞાનના પ્રચાર માટે તેમણે નિશ્ચય કર્યો કે ચીનમાં જવું. ચીન સમૃદ્ધ દેશ હતો. પણ વેપારી-સમૃદ્ધિ કરતાં પણ આધ્યાત્મિક-સમૃદ્ધિ વધારે મહાન છે એમ કશ્યપ મુનિ માનતા હતા, અને એટલે ત્યાં ધર્મના સાચા

અર્થનો પ્રચાર કરવા તે ઊપડયા. પોતાની સાથે બૌદ્ધધર્મના ઉત્તમોત્તમ ગ્રંથો લીધા, અને વચ્ચે મળતા વેપારીઓના માલ સાથે તે પુસ્તકોને ફેરવતા ફેરવતા તે તુર્કસ્તાન અને ચીનમાં પહોંચ્યા. ચીનમાં ત્યાંના રાજાએ આગળથી તેમના સ્વાગત માટે તૈયારી કરવા માંડી, અને તેમની સામે ઘોડા તથા શ્વેત છત્ર સાથે રાજસેવકોને મોકલ્યા. કશ્યપ માતંગ ખૂબ જ વૃદ્ધ થઈ ગયેલા હતા અને ઠેઠ હિંદથી પગે જ ચાલીને ચીન સુધી પહોંચ્યા હતા. પણ જ્યારે તેમની પાસે આ ઘોડો તથા છત્ર ધરવામાં આવ્યાં ત્યારે તેમણે કહ્યું કે હું પ્રભુ નથી કે ઘોડા પર બેસીને આવું. હું તો પ્રભુનો દાસ છું એટલે પગે ચાલીને જ આવીશ.

આગળ ચાલતાં એક સ્થળ એવું આવ્યું કે જ્યાં કશ્યપ માતંગનું મન ઠર્યું, અને તેમણે નક્કી કર્યું કે અહીં જ મારે મારું થાણું નાખવું. રાજ્યના માણસોએ તેમને કહ્યું કે 'રાજા આપની રાહ જુએ છે' ત્યારે તેણે કહ્યું કે 'તમારા રાજાના હુકમથી હું અહીં નથી આવ્યો. હું તો મારા રાજાના હુકમથી આવ્યો છું. તમારા રાજાને મારું કામ હોય તો અહીં આવી શકે છે.'

અહીં તેણે એક વિહાર બાંધ્યો (ચીનના હોનાન પ્રાંતમાં લો નદીના કાંઠે) અને તે વિહારનું નામ પોતાના સામાન મૂકવાના મદદ ઘોડા ઉપરથી શ્વેત-અશ્વવિહાર (પેઈ માસુ) પાડ્યું. જે ઘોડાએ આ પ્રવાસમાં સાથી રહીને પોતાનો પ્રાણ આપ્યો તેના જ નામ સાથે આ વિહારનું નામ જોડાય એ જ બરાબર છે ને! આ સાધુ સંબંધે આથી વિશેષ માહિતી મળતી નથી. ફક્ત તેમનું નામ ચીનના બૌદ્ધધર્મના ઇતિહાસમાં અમર છે.

પણ આ જ્ઞાત અને બીજા અજ્ઞાત પ્રચારકોએ જે બીજું કામ કર્યું તે એ કે ત્યાંનાં લોકોની હિંદી સંસ્કૃતિ અને બૌદ્ધધર્મના સાચા જ્ઞાન માટેની ભૂખ ઉઘાડી, અને આ સંસ્કૃતિના અને ધર્મના મૂળ જન્મ સુધી પહોંચવા માટે ત્યાંના કેટલાય સાધુઓને ઊભા કર્યા. આમાંના ત્રણેક સાધુઓની કથા અત્યારે પણ ખૂબ પ્રેરણાદાયક છે. એક ફાહિયાન અને બીજા સ્યેન ચાંગ અને ઈત્સીંગ.

ફાહિયાન ચોથા સૈકામાં થઈ ગયો. ફાહિયાનનું મૂળ નામ કુંગ હતું. પણ જ્યારે તેણે બૌદ્ધધર્મની દીક્ષા લીધી ત્યારે તેનું નામ ફાહિયાન (ફા=ધર્મ-હિયાન=આચાર્ય) પડ્યું. તેણે ચીનમાં બૌદ્ધધર્મનાં જેટલાં પુસ્તકો મળ્યાં તેનો અભ્યાસ કરવા માંડ્યો, પણ પિટક ગ્રંથોનો અભ્યાસ કરતાં કરતાં માલૂમ પડ્યું કે આ ચીની ભાષાન્તર ખૂબ જ અશુદ્ધ, અને અધૂરું છે. વિનય પિટકનો ગ્રંથ એ બૌદ્ધધર્મનો બહુ જ પ્રમાણભૂત અને મુખ્ય ગ્રંથ છે. આ પુસ્તકના સાચા પાઠો તો તેની મૂળ પાલી ભાષામાં કે સંસ્કૃત ભાષાની આવૃત્તિમાં જ મળી શકે. ફાહિયાનને થયું કે આને માટે ભારતવર્ષમાં જ મારે જવું જોઈશે. અને ત્યાંથી વિનય પિટકની સંપૂર્ણ અને શુદ્ધ નકલ ચીનમાં લાવીને તેનું ભાષાન્તર ચીનની પ્રજા પાસે મૂકવું જોઈશે.

અને એ જ ઉદ્દેશને સંકલ્પ બનાવીને તે હિંદ જવા માટે ઊપડ્યો. આ મુસાફર મધ્ય એશિયા વીંધીને પૂર્વ તુર્કસ્તાનમાં થઈને પેશાવરને રસ્તે હિંદમાં આવ્યો, અને ઉત્તર હિંદમાં આવેલાં સંસ્કૃતિનાં કેંદ્રો તથા બધાં શહેરોમાં અને વિદ્યાપીઠોમાં ફર્યો. જે મહાન આચાર્યો હતા, તેમની પાસે રહીને મૂળ ગ્રંથનો

અભ્યાસ કર્યો, અને કુલ ૧૫ વર્ષ સુધી આ પ્રમાણે મુસાફરી કરીને સમુદ્ર રસ્તે સિલોનથી જાવા, સુમાત્રા થઈને પાછો ચીનમાં પહોંચી ગયો.

ફાહિયાને પોતે પોતાના પ્રવાસનું વર્ણન લખ્યું જ નથી. તેના મિત્રોને કરેલી વાતચીત ઉપરથી જ તેની નોંધ લેવાઈ છે. ફાહિયાને પોતાના પ્રવાસમાં જેટલી ધર્મને લગતી માહિતીઓ હતી તેનું જ વર્ણન મહત્ત્વનું ગણ્યું છે. પોતાને પ્રવાસમાં પડેલાં કષ્ટો સંબંધે તે કયાંય ઉલ્લેખ કરતો જ નથી. પણ આપણે અત્યારે પણ હાથમાં દંડ લઈને અને પુસ્તકોનો ભારો બાંધીને ગોબીના રણમાં કે મધ્ય એશિયાના પ્રદેશોમાં ભટકતો એક મુસાફર આપણી દૃષ્ટિ સમક્ષ કલ્પી શકીએ છીએ.

આ પછી પણ ૩૦૦ વરસે એક એવો જ મહાન પ્રવાસી ચીનમાંથી હિંદ આવવા માટે નીકળ્યો. અને તે શ્યેન ચાંગ.*

શ્યેન ચાંગ એ ચીનના ઇતિહાસમાં એક ખૂબ પ્રભાવશાળી વ્યક્તિ-વિશેષ છે. અને એટલે જ લોકોના સ્વભાવ પ્રમાણે તે વ્યક્તિની આસપાસ પણ ચમત્કારિક વાર્તાઓનાં પડો વીંટળાયેલાં છે. એટલું જ નહિ પણ હજુ ચીનનાં કોઈ કોઈ બૌદ્ધમંદિરમાં શ્યેન ચાંગની મૂર્તિ જોવામાં આવે છે, અને તેની પૂજા પણ કરવામાં આવે છે.

---

*આના ઉચ્ચારો અનેક રીતે થાય છે. હુઆન-સંગ, યુઆન ત્સંગ હુએન સંગ, યુઆન ચ્વાગ વિગેરે શ્યેન ચાગ એ ઉચ્ચાર એ ચાઇનીઝ ભાષાનો થતો ઉચ્ચાર છે. અને તે જ અંતે સ્વીકાર્યો છે.

શ્યેન ચાગનો જન્મ ૬૦૩મા થયો હતો તે મધ્ય ચીનમા આવેના હોનાન પ્રાતમા એક વિદ્વાન સાધુને ત્યા જન્મ્યો હતો નાનપણથી જ તેની બુદ્ધિની તીવ્રતા અને તેની પ્રતિભા જોઈને તેના મોગભાઈએ તેને એક જ મામા પોતાની જ દેખરેખ નીચે કેળવણી આપવા માટી પોતાની જુવાનીના વર્ષો દરમિયાન બૌદ્ધ ધર્મના ગ્રથોનો અભ્યાસ કરતી વખતે તેના મનમા અનેક શકાઓ ઊભી થવા લાગી હતી ઘણા પુસ્તકોમા સિદ્ધાતોની ચર્ચામા ને નિરૂપણમા તેને અસગતિઓ દેખાયા કરતી હતી આ સબધે તે પોતાના પ્રાતના અને બીજા પ્રાતના ધર્મગુરુઓ સાથે ચર્ચાઓ કરતો પણ તેના મનનુ સમાધાન થતુ નહતુ તેણે આખરે મનમા નક્કી કર્યુ કે આ માટે તો ભારતવર્ષમા જ જવુ એ યોગ્ય છે પણ તે વખતે ચીનમા મોટો વિગ્રહ ફાટી નીકળેલો હતો તેણે ચીનના રાજાની હિંદમા જવા માટેની પરવાનગી માગી પણ રાજાએ તેને ચોખ્ખી ના પાડી તેને બીજા ઘણાએ સમજાવ્યે કે અત્યારના સમયમા હિંદ તરફ જવાનુ સાહસ કરવુ તે મરવા માટેની તૈયારી કરવા જેવુ જ છે

શ્યેન ચાગ એટલેથી અટકી જાય તેમ નહોતો તે જુવાન હતો તેની દૃષ્ટિ સમક્ષ પશ્ચિમના પ્રદેશો સ્વપ્નની જેમ મતા હતા સાચુ જ્ઞાન મેળવવા માટેની તમના તેનામા જાગ્રત થઈ હતી તેની સમક્ષ બુદ્ધદેવના જન્મ-ઝાખરાને બદલે બુદ્ધની જન્મભૂમિ નાલદા અને તક્ષશિલાના મહાવિદ્યાલયો ને વિહારો તરવરતા હતા

શ્યેન ચાગ રાતોરાત એક તેના મિત્ર સાધુની મદદ લઈને

ભાગ્યો. ભાગતો ભાગતો ક્વા-ચાઉ નામના સ્થળ સુધી આવી પહોંચ્યો. અહીં તેનો થાકેલો ઘોડો મરી ગયો.

અહીંથી તેના પ્રવાસનો તેને ખરો ખ્યાલ આવવા માંડયો. અહીં ચીનની સરહદની આકરામાં આકરી ચોકીઓ હતી. વૈગન ત્યાંથી આવતાં હતાં, તે પણ કદાચ વટાવી ગયા તો ઝનૂની તુર્ક જાતિના લોકોનો પ્રદેશ આવતો હતો.

તે જરા આ બધાનો ખ્યાલ કરીને નિરાશ થયો. અધૂરામાં પૂરું ચીનના બાદશાહનો મનાઈહુકમ તેની પાછળ પાછળ આવી પહોંચ્યો. ક્વા-ચાઉના ગવર્નરે શ્યેન ચાંગને પોતાની પાસે બોલાવ્યો. શ્યેન ચાંગે પોતાના દિલ પર ચડી ગયેલી નિરાશાને ખંખેરી નાખી. તે ગવર્નર પાસે ગયો. શ્યેન ચાંગનું વ્યક્તિત્વ અતિશય પ્રભાવશાળી હતું. તેના મુખ પર એક જાતનું તેજ ઝળકતું હતું. ઊંચો, પડછંદ અને રૂવાબદાર મુખવાળો આ સાધુ જ્યારે ક્વા-ચાઉના હાકેમ પાસે આવીને ખડો થયો, ત્યારે તે ઘડીભર અંજાઈ ગયો. તેના માણસો તો તેના ઉપર મુગ્ધ જ થઈ ગયા.

ગવર્નર તેને કઈ રીતે મનાઈહુકમ આપી શકે ? 'મને જવા દો. હું મારા સ્વાર્થ માટે કે કોઈ કાવતરા માટે નથી જતો. હું ધર્મને કામે જાઉં છું ' શ્યેન ચાંગની વાણીમાં જ કંઈ એવું જોર હતું કે આ લશ્કરી મગજના માણસ ઉપર તેનો જાદુઈ પ્રભાવ પડ્યો. એટલું જ નહિ, પણ આખી છાવણીમાં ચાર દિવસમાં તો શ્યેન ચાંગ એ જ એક વ્યક્તિ હોય એમ થઈ ગયું. હાકેમે તેને કહ્યું. 'તમે જેમ બને તેમ જલદી

અહીંથી આગળ ઉપડી જાઓ. હુ મારી હાકેમ તરીકેની આંખો તમે ભાગી જાઓ ત્યા સુધી બંધ રાખીશ '

શ્યેન ચાગના માણીઓ આથી વધારે આગળ જવા માટે તૈયાર જ નહોતા એક મરીો પડયો બીજો પાછા જવાની તૈયારીમા આવી ગયો હતો શ્યેન ચાગ બન્નેને ત્યા પડતા મૂકીને એકલો આગળ ચાલ્યો સદ્ભાગ્યે વળી તેને એક ભોમિયો મળી ગયો તે તેને થોડેક સુધી તો કામમા આવ્યો પણ પછી તે ભોમિયો પણ થાકયો તેણે તેને આગળ ન જવા માટે ઘણુ સમજાવ્યો પણ શ્યેન ચાગે તેને દાદ ન દીધી ને તે તો આગળ વધ્યે જ ગયો

એક રાતે પેલો ભોમિયો ખૂબ ચિડાયો શ્યેન ચાગને તે ભોમિયા ઉપર કઈ બહુ વિશ્વાસ હતો જ નહિ બન્ને જણ પોતાની પથારી પાથરીને સૂતા મધરાતે પેલો ભોમિયો તરવાર લઈને ધીમે રહીને પોતાની પથારીમાથી ઊઠયો શ્યેન ચાગ પણ તૈયાર જ હતો તે જાણે કઈ જાણતો નથી તેમ પોતાની પથારીમા બેઠો થયો ને પ્રાર્થના કરવા લાગ્યો ભોમિયો છાનોમાનો જઈને પોતાની પથારીમા સૂઈ ગયો

સવારે જાણે કઈ બન્યુ નથી એમ બન્ને આગળ ચાલવા લાગ્યા હવે તેઓ ગોબીના રણના મોઢે આવી પહોચ્યા હવે તેમની નજર સમક્ષ ભયાનક રણ પડ્યુ હતુ તેમા નથી પાણી, નથી ખોરાક, નથી વસ્તી નથી ઝાડ કે કોઈ આશરો પેલા ભોમિયાએ અહીંથી આગળ વધવાની ના પાડી એને શ્યેન ચાગે વધારે પચત કર્યા વગર તેને પોતાનો ઘોડો અને તેનો પગાર

આપીને પાછો વિદાય કરી દીધો, અને પોતે એકલો નીકળી પડયો. તેણે પોતાની સાથે પાણીની એક મોટી પખાલ અને રસ્તામાં ચાલે તેટલી ખોરાકી લઈ લીધી હતી. રણમાં આટલો સામાન લઈને ચાલવું એ કંઈ સામાન્ય વાત નહોતી. પણ શ્વેન ચાંગે તો નાનપણથી જ આ જાતની તૈયારી કરવા માંડી હતી. ઉપવાસો કરવા, તરસ્યા રહેવું, દોડવું, કસરત કરવી-એ બધાંનો મહાવરો તેણે નાનપણથી જ ચાલુ રાખ્યો હતો.

થોડેક ગયા પછી તે તરસ્યો થયો, અને પાણી પીવા પખાલનું નાકું છોડયું. પણ નાકું હાથમાં ન રહેવાથી એકદમ પાણી ઢોળાઈ ગયું, ને લગભગ પોણી પખાલ ખાલી થઈ ગઈ.

થયું. હવે ૧૫૦, ૨૦૦ માઈલનો પંથ ચાલીને પાણી વગર કાઢવાનો હતો, અને એનો અર્થ એ જ કે રણની વચ્ચે જ તેનો દેહ પડવાનો. પાણી માટે તેણે ઘણી શોધ કરી, અને એમાં તો ઊલટો તે ભૂલો પડયો. રસ્તામાં તેની નજર સમક્ષ દૂર એક મોટું લશ્કર કૂચ કરતું ચાલ્યું જતું દેખાયું. તેનાં ચકચકિત ભાલાંઓ ને બખ્તરો જોઈને શ્વેન ચાંગને આશ્ચર્ય થયું. આવા રણમાં આ ખરે બપોરે આ લશ્કર ક્યાં જતું હશે ? પણ એકાએક આ લશ્કર દેખાતું બંધ થઈ ગયું. આવા રણમાં થતા મૃગજળના આ દેખાવો અત્યારે પણ સ્ટીન જેવા પ્રવાસીઓ વર્ણવે છે.

પાણી ખૂટયું. શ્વેન ચાંગ નિરાશ થઈને આખરે રેતી ઉપર જ સૂઈ ગયો ને મૃત્યુની રાહ જોવા લાગ્યો. સદ્‌ભાગ્યે એક પ્રભાતે ઠંડો પવન નીકળ્યો ને વાદળ પડયું. રેતીમાં

ઊગેલાં નાનાં ઝાંખરાં ઉપર આ ઝાકળનાં ટીપાં પડયાં હતાં. હ્યુએન ચાંગ ઘસડાતો ઘસડાતો તે ઝાંખરાં પાસે ગયો ને તેનાં પાંદડાં ચાટવા માંડયો. તેની તરસ છીપી. તેનામાં પ્રાણ આવ્યો, તેનામાં ઉત્સાહ આવ્યો, તેને થયું કે હવે તો હું જરૂર જીવવાનો એટલું જ નહિ પણ હિંદુસ્તાન પહોંચવાનો.

રણ પૂરું થયું, અને સામે કિલ્લો દેખાયો. વળી પાછી બીજી આફત તે થોડીવાર છુપાઈ રહ્યો, ને પછી છાનોમાનો પાણીવાળી જગ્યાએ જઈને પાણી ભરવા લાગ્યો ત્યાં તે પકડાયો. સિપાઈ તેને કિલ્લાના ઉપરી પાસે લઈ ગયો. હ્યુએન ચાંગે અહીં પણ પોતાનો પ્રભાવ પાડયો, અને તેણે કિલ્લાના સરદાર પાસેથી આગળની ચોકી માટેની મોઢાની ભલામણ લઈ લીધી.

પણ બીજી ચોકીએ પણ તેને પકડવામાં આવ્યો, અને ત્યાંથી પણ તે એ રીતે છૂટયો. હવે તેણે આ ચોકીવાળો માર્ગ છોડીને બીજો આડો જ માર્ગ લીધો. પણ આ માર્ગે પેલા રણના જેવી જ મુશ્કેલીઓ આવવા લાગી. એ જ લશ્કરો, એ જ મોટાં મૃગજળનાં સરોવરો,–એ જ ધગધગતી રેતી. હવે તેનો ઉત્સાહ રહેવો મુશ્કેલ હતો. એકવાર તો એમ થયું કે હવે પાછો પેલી ચોકીએ પહોંચી જાઉં. પણ તરત જ એ વિચારને ખંખેરી નાખ્યો, ને આગળ ઊપડયો.

હવે તે ગોબીના રણના ઉત્તરના ભાગમાં અત્યારે હામી નામે ઓળખાતા શહેર પાસે આવી પહોંચ્યો. ત્યાંથી તે તુર્ફાન નામના તે પ્રાંતના મુખ્ય શહેરમાં ગયો. ત્યાંના રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો, તેનું સુંદર સ્વાગત કર્યું ને તેને પોતાને ત્યાં જ

રહી જવા આગ્રહ કર્યો. પણ હ્યુએન ત્સાંગ પીગળ્યો નહિ રાજાએ તેને અહીંથી ન જવા દેવા 'માટેની હઠ કરી હ્યુએન ત્સાંગે જવાની હઠ કરી. રાજહઠ બહુ જ આકરી ગણાય છે. પણ હ્યુએન ત્સાંગના નિશ્ચયમાંથી તેને ફેરવવો, એ એનાથી ન બન્યું. હ્યુએન ત્સાંગે ઉપવાસ શરૂ કર્યા. ચાર દિવસમાં તો રાજા નમ્યો. છેવટે ઓછામાં ઓછું એક મહિનો હ્યુએન ત્સાંગ અહીં રહે તેમ બન્નેએ સમાધાન કર્યું.

એક મહિનામાં તો હ્યુએન ત્સાંગે બધાને પોતાની પાછળ ગાંડા કરી મૂક્યા. પોતાના ઉત્સાહથી, ચારિત્ર્યથી અને જ્ઞાનથી તેણે લોકોનાં હૃદયમાં સ્થાન જમાવી દીધું.

મહિના પહેલાં ચીંથરેહાલ ને અધમૂઓ આવેલો આ મુસાફર મહિનાને અંતે રાજા તરફથી અમૂલ્ય હીરા, સોનું, ચાંદી, કપડાં, સીધુસામાન, માણસો વિગેરેથી લદાઈ ગયો. હ્યુએન ત્સાંગ મુસાફરીમાં જેટલું અનિવાર્ય હતું તેટલું જ લઈને આગળ ચાલ્યો.

રસ્તામાં આટઆટલી મુશ્કેલીઓ વચ્ચે પણ તેણે આસપાસના પ્રદેશોનું અને લોકોનાં રીતરિવાજોનું અવલોકન ખૂબ ઊંડું કર્યું હતું. તેના પોતાના પ્રવાસવર્ણનના પુસ્તકમાં આપણે એક ખરા મુસાફરની સાહસવૃત્તિ, ખરા ધાર્મિક સાધુનું શ્રદ્ધાળુ હૃદય, એક વૈજ્ઞાનિકની જિજ્ઞાસાવૃત્તિ—આ બધું જોઈ શકીએ છીએ.

હ્યુએન ત્સાંગ જે રીતે પ્રવાસ કરી રહ્યો હતો, તેની અસર તે જે જે પ્રદેશમાં જતો હતો અને જવાનો હતો, તેમાં આગળ ને આગળ પહોંચતી જતી હતી. જે જે જુદી જુદી જાતનાં રાજ્યોમાંથી તે પસાર થતો તે રાજ્યના રાજાઓ, સરદારો,

અને પ્રજા ઉપર તે પોતાના વ્યક્તિત્વથી અજબ છાપ પાડતો હતો. અને જ્યાં જ્યાં સંસ્કૃતિ ઓછેવત્તે અંશે ફેલાયેલી હતી, ત્યાં આ સ્યેન ચાંગ એક દેવ જેવું સ્વાગત પામતો. કેવળ ધર્મનું સાચું જ્ઞાન મેળવવા માટે ચીનથી હિંદુસ્તાન જવા માટે નીકળેલા સાધુને તે જમાનામાં દેવ ન માને તો શું માને? પણ સ્યેન ચાંગ એક સાધુ તરીકેનું તેનું જીવન આ સ્વાગતમાં વીસરી જાય તેમ નહોતું. તેના માનમાં મોટી મિજબાનીઓ ગોઠવાતી, મોટી ભેટો તેની પાસે ધરાતી, ફૂલથી તેને લોકો લાદી દેતા, પણ તે તો કહેતો 'આ બધું બુદ્ધ ભગવાનના ચરણોમાં શોભે. મને આ કાંઈ ન ખપે."

આ રીતે ચીનથી નીકળેલો આ મુસાફર ગોબીના રણના ઉત્તરના કાંઠે કાંઠે થઈને અત્યારના ચાર્તીઝના વાયવ્ય બાજુની સરહદ ઉપરની ભયંકર પર્વતાવલિમાં થઈને તુર્કસ્તાનમાં પહોંચ્યો, અને ત્યાંના 'ખાન'નાં સ્વાગતો, મદદો અને તુર્કી લુટારુઓના ત્રાસનો સ્વાદ લેતો લેતો તે સમરકંદ પહોંચ્યો. સમરકંદની જાહોજલાલીનું વર્ણન તે ખૂબ ઉત્સાહમાં આપી કરે છે. અહીંથી તેને એક હિંદુસ્તાનનો બૌદ્ધ સાધુ મળી ગયો. તેના સંગાથનો લાભ લઈને તે અફઘાનિસ્તાનમાં ઊતર્યો. અને કાબૂલ વિગેરે નગરો જોતો જોતો તે આખરે હિંદુસ્તાનની ભૂમિમાં દાખલ થયો.

હિંદુસ્તાન તો તેને પોતાની જ ભૂમિ હોય એવો લાગ્યો. અલબત્ત આ કાળમાં બૌદ્ધ અને બ્રાહ્મણ-સંપ્રદાયો વચ્ચેનો ઝગડો શરૂ થઈ ગયો હતો એટલું જ નહિ, પણ બૌદ્ધધર્મ ધીમે ધીમે ઝાંખો પડતો જતો હતો, અને બ્રાહ્મણધર્મ જોરમાં




હ્યેન ચાંગ અને માર્કોપોલોની પ્રવાસકથા પા. ૨૨ થી ૫૬

આવતો જતો હતો તોપણ શ્યેન ચાગનું સ્વાગત બધી જગ્યાએ બહુ જ સુંદર થયું.

પહેલા કાશ્મીરમા જ ત્યાના રાજાએ આ સાધુના માનમા મોટો સમારભ કર્યો તેને હાથી પર બેસાડ્યામા આવ્યો, અને રાજા પોતે તેની પાછળ ચાલતો હતો

આ કાશ્મીરમા શ્યેન ચાગ બે વરસ રહ્યો એક વિદ્વાન સાધુ પાસે રહીને તેણે સસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો, અને કેટલાક પુસ્તકો ભેગા કર્યા

ત્યાથી તે ગગા યમુનાના મેદાનોમા ઊતરી પડ્યો ગોબીના રણ અને તુર્કસ્તાનના પહાડોવાળી ભૂમિથી થાકેલા નયનો, ભૂખ, તરસ લુંટારુઓ, તથા તુર્ક સરદારોના ત્રાસથી થાકેલુ મન આ લીલો હરિયાળો અને સસ્કૃતિથી છલોછલ ભરેલો પ્રદેશ જોઈને ઠર્યા એમ પછી એક વિદ્યાપીઠો, બૌદ્ધ-વિહારો, આશ્રમો, રાજધાનીઓ જોતો જોતો તે ફરવા લાગ્યો તે જ્યા જતો ત્યા તેનો એક સ્વજન જેવો સત્કાર થતો, એક મહાત્મા જેવો તેને આદર મળતો ચીનથી ફરતો ફરતો કેવળ ધર્મના અભ્યાસ માટે આવેલો આ મહાત્મા કોને આદરને પાત્ર ન થાય ! પણ શ્યેન ચાગ આ માન-અકરામની મિજલસોમા ન પડી રહ્યો તેણે તો પોતાનુ ધ્યેય ઘડીકેય ધ્યાન બહાર રાખ્યુ નહતુ જ્યા જ્યા કોઈ વિદ્વાન મળે ત્યા તે બેસી જતો જેટલુ મેળવાય તેટલુ મેળવી લેતો, અને બૌદ્ધ-ગ્રંથો જેટલા મળે તેટલા ભેગા કરી લેતો એટલુ જ નહિ પણ હિંદુસ્તાનની તે વખતની રાજકીય, સામાજિક, અને ધાર્મિક સ્થિતિનો તેણે

ખૂબ જ ઊંડો અભ્યાસ કર્યો. અત્યારે પણ આ હ્યુએન ચાંગના પ્રવાસના પુસ્તકની કિંમત સમ્રાટ હર્ષના સમયના હિંદની સ્થિતિ જાણવા માટે અમૂલ્ય ગણાય છે. હિંદની તે વખતની સ્થિતિનું બયાન જ્યારે આપણે હ્યુએન ચાંગના પ્રવાસવર્ણનમાં વાંચીએ છીએ, ત્યારે હિંદની એ ભવ્ય સંસ્કૃતિ નજર સમક્ષ ખડી થાય છે. 'લોકો સાદા, સ્વચ્છ અને પ્રમાણિક હતા. લેવડ-દેવડના વ્યવહારમાં નિષ્કપટ હતા અને ન્યાય તોળવામાં બહુ વિવેકવાળા હતા. * * આપેલું વચન હમેશાં પાળતા. રાજ્ય-વ્યવહારમાં સરળતા તથા લોકોમાં નમ્રતા અને મીઠાશ જોવામાં આવતી. ગુના ઓછા બનતા. પૂરી તપાસ કરી ગુનેગારને સજા થતી. કોઈને દેહાંતદંડ તો થતો જ નહિ. વિ. વિ.'*

હ્યુએન ચાંગ નાલંદાની વિખ્યાત વિદ્યા પીઠમાં ત્યાંના આચાર્ય શીલભદ્ર પાસે ઘણો વખત રહ્યો અને ત્યાં રહીને તેણે નાલંદા વિદ્યાપીઠની ઊંચી પદવી પણ પ્રાપ્ત કરી. તેના પ્રવાસવર્ણનમાં નાલંદા વિદ્યાપીઠનું વર્ણન ખૂબ જ રસિક, સંપૂર્ણ અને આબેહૂબ છે.

અહીંથી તે હિંદના દક્ષિણ ભાગમાં પણ પાછો ફરવા માટે નીકળી પડયો. દક્ષિણમાં લગભગ નાશીક સુધી તે ગયેલો. ત્યાંથી પાછો ગૂજરાત, કાઠિયાવાડ, કચ્છ, સિંધ વિગેરે સ્થળોએ ફરતો ફરતો પાછો નાલંદા આવી પહોંચ્યો. કાઠિયાવાડમાં વલ્લભીનું વર્ણન તે ઘણા વિસ્તારથી કરે છે.

હવે તેનું મન અહીં તૃપ્ત થઈ ગયું હતું. પોતે મેળવેલો

*પૂર્વરંગમાંથી

જ્ઞાનભંડાર પોતાના લોકોને આપવા માટે તે અધીરો બન્યો હતો. ત્યાં તો આસામના રાજાએ આગ્રહ કરીને તેને પોતાની પાસે બોલાવી લીધો. એક તરફથી નાલંદાના સાધુઓ શ્યેન ચાંગને છોડવા રાજી નહોતા, બીજી બાજુથી શ્યેન ચાંગ પોતાના વતનમાં જવા અધીરો થયો. ત્યાં વળી આસામના રાજાએ તેને પ્રેમથી બાંધ્યો. આસામનો રાજા કુમાર બ્રાહ્મણ હતો, પણ બૌદ્ધ-ધર્મના આવા સાધુની સેવા કરવામાં તત્પર હતો.

ત્યાં વળી નવી આફત આવી. કનોજના સમ્રાટ હર્ષવર્ધનને થયું કે આ ચીની બૌદ્ધ સાધુને મેં કેટલીયવાર બોલાવ્યો ને મારે ત્યાં ન આવ્યો, અને આ મારા મંડલિક કુમારને ત્યાં પહોંચી ગયો. તેણે કુમારને કહેવરાવ્યું 'શ્યેન ચાંગને મારી પાસે મોકલો.' કુમારે જવાબ આપ્યો 'તમને નહિ મોકલી શકું. કહો તો મારું માથું ઉતારી દઉં.' હર્ષે કહેવરાવ્યું 'તો ભલે માથું ઉતારીને મોકલો.'

કુમાર આની પાછળ રહેલો હર્ષનો મીઠો ઠપકો ને તેની આતુરતા સમજી ગયો. પોતે જ શ્યેન ચાંગને હર્ષવર્ધન પાસે તેડી આવ્યો. એક પરદેશી બૌદ્ધ સાધુ માટે આટલી ભવ્ય હરીફાઈ !

હર્ષવર્ધન પાસેથી શ્યેન ચાંગને છૂટવું બહુ આકરું થઈ પડ્યું. આજકાલ કરતાં હર્ષે તેને છોડ્યો જ નહિ. મોટા મોટા વિદ્વાનોની સભાઓમાં શ્યેન ચાંગનાં વ્યાખ્યાનો થાય, ચર્ચાઓ થાય, અને ઘણે દૂરથી લોકો આ પ્રચંડકાય, ભવ્ય ગોરી મૂર્તિને જોવા ને સાંભળવા આવતા. શ્યેન ચાંગની આ કીર્તિની ઈર્ષા

આંખે એવા થાય તો નીકળે ને! હર્ષને આની ગંધ આવી. તેણે સખત હુકમ કાઢયો કે 'જો આ સાધુનો વાળ પણ વાંકો થયો છે, તો બહુ આકરું થઈ પડશે.' કેટલાક સાધુઓએ હીનયાન અને મહાયાનમાં કયો ધર્મ શ્રેષ્ઠ છે તેની ચર્ચાનું આહ્વાન શ્યેન ચાંગને આપ્યું. શ્યેન ચાંગે તે ઉપાડી લીધું. દિવસોના દિવસો સુધી એક બાજુ એકલો શ્યેન ચાંગ અને બીજી બાજુ મોટી મંડળી વચ્ચે ચર્ચા થઈ. આખરે ચર્ચાના મંડપમાં આગ લાગી, કે કોઈએ લગાડી, ને ચર્ચા પૂરી ન થઈ. સમ્રાટ હર્ષની બહેન રાજ્યશ્રી આ બધામાં ખૂબ રસ લેતી.

હવે તો શ્યેન ચાંગે બહુ આગ્રહપૂર્વક સ્વદેશ જવાની રજા માગી. હર્ષે તથા કુમારે તેને અહીં જ રહેવા ખૂબ આગ્રહ કર્યો. પણ શ્યેન ચાંગે કહ્યું: 'મારા દેશબાંધવો માટે હું આટલાં કષ્ટો વેઠીને આવ્યો, ને હવે અહીં રહી જાઉં, એના જેવો બીજો દ્રોહ કયો?'

આખરે તે જવા માટે તૈયાર થયો. તેના ઉપર ભેટોનો વરસાદ વરસ્યો. શ્યેન ચાંગે ફક્ત પ્રવાસમાં ઉપયોગી ચીજો અને બૌદ્ધ ધર્મના ગ્રંથો, બુદ્ધ ભગવાનના અવશેષો, એટલું જ લીધું. હર્ષના માણસો તેને હિંદની સરહદ સુધી વળાવવા આવ્યા.

પાછો, તે એકલો ચાલી નીકળ્યો. હિંદમાં આટલાં વર્ષો પૂર્ણ સુખમાં ગાળ્યાં પછી પણ શ્યેન ચાંગ પોતાના માર્ગની મુશ્કેલીઓ માટે તૈયાર જ હતો.

આ વખતે તેણે ટૂંકો રસ્તો લીધો. યારકંદ થઈને

પામીરના ઉચ્ચ પ્રદેશોમાં થઈને અનેક મુશ્કેલીઓ પાર કરતો કરતો પાછો પોતાના દેશમાં આવી પહોંચ્યો.

૧૬ વરસના લાંબા ગાળા પછી, સ્યેન ચાંગ પોતાના વતનમાં પ્રવેશ કરે છે. રાતે છાનોમાનો ભાગેલો આ ગુનેગાર જ્યારે 'પશ્ચિમના દેશો'માંથી આટલાં ગ્રંથો અને ધર્મ-ચિહ્નો લઈને પાછો ફરે છે ત્યારે ચીનનો બાદશાહ તેના ઉપર આફ્રિન થાય છે. લોકો ગાંડા ગાંડા થઈ ગયા છે. ચીને કદી ન જોયેલો એવો ભવ્ય સત્કાર આ સાધુનો અને તેના સામાનનો થાય છે.

પણ સ્યેન ચાંગ આનાથી અંજાઈ જાય તેમ નહોતું. તે તો પાછો પોતાના એક એકાંત મઠમાં ભરાઈ ગયો. જે પોતાની પાસે આવે તેને તે ભણાવતો, અને બાકીના વખતમાં આ બધા સાથે આણેલા ગ્રંથોનાં ભાષાન્તરો કરતો. કેટલાય હિંદી સાધુઓ પણ તેની પાસે અભ્યાસ કરવા માટે આવવા લાગ્યા.

૬૫ વર્ષની ઉંમરે ઈ. સ. ૬૬૪માં આ મહાત્મા અને મુસાફર એવા સ્યેન ચાંગે દેહ છોડયો.

યાત્રાળુઓની વંશાવલિમાં આ ચીની સાધુ તેજસ્વી મૂર્તિ છે.

# માર્કો પોલો

ઈ. સ. ૧૨૯૫ની સાલ છે.

એક સવારે વેનિસની એક શેરીના મકાનના બંધ બારણે ત્રણ ભિખારી જેવા માણસો ઊભા છે. બે સાવ ડોસા છે. એક જુવાન છે.

"કોણ ?" અંદરથી અવાજ આવ્યો.

"અમે છીએ, ખોલો." ડોસાએ જવાબ દીધો.

" 'અમે' કોણ ?"

"હું નીકોલો."

"નીકોલો કયો વળી ?" એક કોધભર્યો અવાજ આવ્યો.

"અરે બારણું તો ખોલો. જરા જુઓ, હું માર્કો, આ મારા પિતા, મારા કાકા, અમે અહીં ઊભા છીએ. થાક્યા પાક્યા છીએ. ઘર તો ઉઘાડો."

ઘરમાંથી ઘડીભર કંઈ અવાજ ન આવ્યો.

પાછું આ જુવાને બારણું ધધડાવ્યું.

"તમે અહીંથી જાઓ છો કે નહિ ? નહિ તો હમણાં બૂમ પાડીને બધાંને ભેગાં કરું છું. ચોર!"

"અરે અમે ચોર નથી. અમે ત્રણ જણ જે એશિયા બાજુ ગયા હતા, તે પાછા ફર્યા છીએ."

"અરે, એ નિકોલસ પોલો, ને મેફીઓ પોલો, ને માર્કો પોલો તો બિચારા ગયા. તે વાતને તો વર્ષો વીતી ગયાં. હવે એ તો પાછા આવે ?"

"પણ તમે બોલો તો ખરા. તમને બધી ખાત્રી કરાવી દઈએ !"

આસપાસ લોકો આ વિદૂષક જેવા વેશના માણસો જોવા ભેગા થઈ ગયા હતા. તેમને પૂરું ઈટાલીયન ભાષાય બોલતાં આવડતું નથી.

ત્રણેય જણ નિરાશ થઈને પાછા ફર્યા. ને શહેરના બીજા અજાણ્યા લતામાં જુદું ઘર લીધું.

થોડા દિવસો બાદ આ 'પરદેશીઓ' તરફથી શહેરના પ્રખ્યાત જૂના વ્યાપારી પોલો કુટુંબના માણસોને એક મિજબાનીનું આમંત્રણ મળ્યું. એની સાથે શહેરના બીજા પણ કેટલાય પ્રતિષ્ઠિત માણસોને આ પરદેશી માણસોનું આમંત્રણ હતું.

એક વિશાળ ખંડમાં ઊંચી કારીગારીવાળાં ટેબલો મુકાઈ ગયાં છે. ઉપર નાખેલાં કપડાંમાં પણ વેનિસમાં ક્યાંય ન દેખાય તેવી ભાતો ગૂંથેલી છે. મહેમાનો એક પછી એક આવ્યા, ને જાણે કોઈ અલ્લાઉદ્દીનના જાદુઈ મહેલમાં આવ્યા હોય એમ આ બધું જોઈ રહ્યા.

થોડીવારે આ ત્રણેય યજમાનોએ જે ઘેરા લાલ રંગનાં સૅટીનના ઝભ્ભા પહેર્યા હતા તે ઉતારી નાખ્યા અને નોકરોને વહેંચી દીધા, અને તેમણે લાલ રંગના ભરત ભરેલા ડામાસ્ક ઝભ્ભા પહેર્યા.

મિજબાનીની શરૂ થઈ. પાછા થોડીવારે આ ત્રણેય યજમાનો વચ્ચેથી ઊઠીને બીજા ઓરડામાં ગયા અને તરત જ લાલ વેલ્વેટના ઝભ્ભા પહેરીને આવ્યા અને ઉતારેલા ઝભ્ભાને ફાડીને તેના કટકા નોકરોમાં વહેંચી દીધા. વળી ભોજન પૂરું થયા બાદ પાછા પહેલાના વેનિસના શહેરી પોષાકમાં આવીને ઊભા.

મહેમાનોને આ બહુ વિચિત્ર લાગ્યું. આવી રીતે જોતજોતામાં વેનિસમાં ક્યાંય ન મળે તેવા કિંમતી ઝભ્ભાઓને ઊભા ને ઊભા ચીરી નાખીને નોકરોને આપી દે, એ તે કેવા પૈસાદાર હશે ! અને જ્યારે આ જ પરદેશીઓ પહેલવહેલાં પોલો કુટુંબના મકાન આગળ ચીંથરેહાલ ઊભા હતા, ત્યારે ? આ બધું શું !

થોડીવાર પછી આપોઆપ આનો જવાબ મળી ગયો. ટેબલ પરથી ખાણાના થાળો ખસેડી લીધા. બધા મહેમાનો વીંટળાઈને બેઠા. થોડીવારે આ ત્રણ યજમાનોમાંનો જુવાન માર્કો હાથમાં એક ચીંથરાંવાળું પોટકું લઈને આવ્યો. આ જ ચીંથરાં પહેરીને તેઓ વેનિસમાં આવેલા. માર્કોએ ચીંથરાં ઉખેળવા માંડ્યાં. તેમાંથી ફાટલા ઝભ્ભાઓ નીકળ્યા. તે ઝભ્ભાનાં ખિસ્સાઓ સીવી લીધેલાં હતાં, તેના ટાંકા જેવા માર્કોએ તોડી નાખ્યા કે ટેબલ પર એક એકથી ચડિયાતા હીરાઓ વેરાઈ ગયા. હીરા, માણેક, નીલમ–એમ જુદા જુદા રંગના હીરાઓથી આખો ઓરડો પ્રકાશી ઊઠ્યો. મહેમાનોની આંખો પણ ચમકી ઊઠી.

"અમે જ પોલો કુટુંબના નિકોલો, મેફીઓ અને માર્કો છીએ. અરધી દુનિયા ભટકીને પાછા ફર્યા છીએ. રસ્તામાં ચોર લુટારાઓનું ધ્યાન ન ખેંચાય માટે જ આવી ચીંથરેહાલ સ્થિતિમાં અમે અહીં આવ્યા છીએ."

પોલો કુટુંબના તેના સંબંધીઓને હવે કંઈ કહેવાનું હતું જ નહિ. પણ આપણે હજુ ઘણું કહેવાનું છે.

વેનિસ વેપારનું મોટું મથક હતું. તેમાં બે ભાઈઓ નિકોલો અને મેફીઓ મોટા વેપારી હતા. તેઓ પોતાનો વેપાર જેમ બને તેમ દૂરના દેશો સાથે કરવા માટે ઇન્તેજાર હતા. તેમના કાન ઉપર પૂર્વના પ્રદેશોની છૂટી છવાઈ એવી વાતો આવતી, કે આ બન્ને ભાઈઓએ નક્કી કર્યું કે એ બાજુ જઈને વેપારનું નવું ક્ષેત્ર હાથ કરવું. એ જમાનામાં હજુ દરિયાઈ માર્ગોએ મુસાફરી કરવા જેટલી હિંમત લોકોમાં આવી નહોતી, પણ પૂર્વ બાજુના પ્રદેશો તરફ તો જમીન-રસ્તે પણ ઓછું જોખમ નહોતું. હજુ તો ગઈ સદીમાં એટલે કે ૧૨મી સદીમાં યુરોપે મહાન મોગલ જંગીસખાનનો પરચો જોઈ લીધો હતો. દુનિયા પરનો સીકંદરને પણ ભુલાવી દે તેવો મહાન વિજેતા થવાની મહત્ત્વાકાંક્ષાવાળો જંગીસખાન એ પુરુષાર્થનો એક ચમત્કાર જેવો છે. તેણે પ્રતિજ્ઞા જ કરી હતી કે 'આકાશમાં અલ્લાનું રાજ્ય, અને પૃથ્વી પર જંગીસખાનનું રાજ્ય.' તે તેણે ઘણે અંશે સફળ કરી હતી. તેની લૂંટ, તેની કતલ, તેના સરદારોની રંજાડ યુરોપ સુધી પહોંચી ગઈ હતી. તે જંગીસખાનના પ્રદેશમાં જઈને ચીન સાથે વેપાર

રવો, એ કંઈ નાનીસૂની વાત નહોતી. પણ આ બન્ને ભાઈઓએ તે જોખમ માથે લીધું ને ઊપડયા.

તેમનો વેપાર સામાન્ય રીતે ભૂમધ્ય સમુદ્રના પૂર્વ છેડા સુધી તો ચાલતો જ હતો, પણ આ વખતે તો કૉન્સ્ટંટીનોપલથી પણ આગળ એ લોકો વધ્યા અને ઠેઠ કાસ્પિયન સમુદ્ર સુધી પહોંચ્યા. અહીં તાર્તર લોકોનું રાજ્ય હતું. તાર્તર લોકો ને યુરોપિયનો દુનિયાના સૌથી વધારે ક્રૂર અને બદમાશ લોકો મનાતા હતા. પણ આ બન્ને ભાઈઓએ તો ત્યાંના રાજાની પાસે કીમતી ભેટો ધરી અને બદલામાં એથી બમણી કિંમતની ભેટો મેળવી.

અહીં તેઓ એક વરસ રહ્યા. ત્યાં તો યુદ્ધ ફાટી નીકળ્યું, એટલે ત્યાં રહેવું અશક્ય થઈ પડ્યું, એટલું જ નહિ પણ પાછા ફરવામાં પણ જોખમ હતું; કારણ કે એ રસ્તામાં પણ તોફાન જાગ્યું હતું, એટલે તેમણે આગળ વધવાનું નક્કી કર્યું. આગળ વધતાં વધતાં એક મોટું રણ વટાવી તેઓ બોખારા પહોંચ્યા. બોખારા તો તે વખતે એક સમૃદ્ધ શહેર હતું. બોખારા શહેરના ભણેલા ગણેલા લોકોને આ ગોરી ચામડીના લોકો તરફ તિરસ્કાર ન થયો, પણ તેમને પોતાનામાં ભેળવી લીધા. તેમની પાસેથી યુરોપની જાતજાતની વાતો જાણીને તેમને ખૂબ આનંદ થયો, અને આ પરદેશીઓની ખ્યાતિ ત્યાં આસપાસ ફેલાવા લાગી.

એશિયાના આ ભાગથી માંડીને ઠેઠ ચીન સુધી અત્યારે જંગીસખાનના પૌત્ર અને દુનિયાભરના રાજાઓની યાદીમાં હજુ જેનું નામ મોખરે મુકાય છે એવો કુબ્લાઈખાન રાજ્ય કરતો હતો, તેને કાને આ લોકોની વાત પહોંચી. તેણે ચીનથી સંદેશો મોકલીને આ બન્ને ભાઈઓને પોતાની પાસે બોલાવ્યા.

તેની રાજધાની પેકીંગમાં આ બન્ને ભાઈઓનો ખૂબ સત્કાર થયો, અને કુબ્લાઈખાને તો તેને પોતાની પાસે રાખીને તેમની પાસેથી યુરોપ સંબંધે જેટલું મળ્યું તે બધું જાણી લીધું.

ખાનને જ્યારે યુરોપના સર્વશ્રેષ્ઠ પુરુષ પોપની વાત કરી, ત્યારે ખાનને એક વિચાર સૂઝ્યો. તેણે આ બન્ને ભાઈઓને કહ્યું "તમે બન્ને પાછા યુરોપ જાઓ. મારો સંદેશો પોપ પાસે પહોંચાડો, અને તેને કહો કે તમારા એકસો જેટલા ઉપદેશકો અહીં મારા રાજ્યમાં મોકલો, મારે મારી પ્રજાને જ્ઞાન અપાવવું છે.'

બન્ને ભાઈઓ આ સંદેશા સાથે અને કુબ્લાઈખાનના રુક્કા સાથે પાછા ફર્યા. ખાનની હાક એવી હતી કે આ રુક્કાએ તેમને જેટલી જોઈએ તેટલી સગવડ આપી.

બન્ને ભાઈઓ સહીસલામત પાછા વેનિસ પહોંચ્યા. ત્યાં જઈને પોપને મળવાનો વિચાર કરે છે, ત્યાં તો ખબર મળ્યા કે પોપ ગુજરી ગયા છે, અને નવા પોપની હજુ પસંદગી થઈ નથી.

બન્ને ભાઈઓએ નવા પોપની નિમણૂંકની બે વરસ સુધી રાહ જોઈ, પણ કોણ જાણે શું કોકડું ગૂંચવાયું હતું તે હજુ નિમણૂક ન થઈ. અને આ પોલો ભાઈઓને ત્યાં પણ ઘણી નવાજૂની થઈ ગઈ હતી. ઈ. સ. ૧૨૫૪માં નીકળેલા આ બન્ને ભાઈઓ ઈ. સ. ૧૨૬૯ માં એટલે કે ૧૫ વર્ષે પાછા ફર્યા હતા. ઘરમાં એક કાંતિમાન જુવાનિયો ફરતો હતો. બે વરસનો પારણામાં રમતો મૂકેલો નિકોલોનો પુત્ર માર્કો અત્યારે ૧૭ વરસનો ભર જુવાન થઈ ગયો હતો.

બે વરસ સુધી રાહ જોઈ પણ કોઈ પોપ નિમાયો નહિ, એટલે આ બન્ને ભાઈઓએ નક્કી કર્યું કે હવે આપણે પાછા ખાન પાસે જવું જોઈએ. મોડું થશે તેમ તેને વહેમ આવવા લાગશે કે બન્ને ભાઈઓ દગો દઈને ભાગી ગયા.

પાછા બન્ને ભાઈઓ નીકળ્યા. પણ આ વખતે તેમની સાથે જુવાન માર્કો પણ હતો, અને માર્કો પોલો જ હવેના પ્રવાસનો નાયક બને છે.

સાડા ત્રણ વર્ષની મુસાફરી પછી વેનિસથી નીકળેલ આ મંડળી પેકીંગ પહોંચી. આપણી પાસે એ મુસાફરીમાં પડેલ મુશ્કેલીઓનું વર્ણન અત્યારે છે જ નહિ. માર્કો પોલોએ પોતાનું વર્ણન કરવાને બદલે આસપાસના પ્રદેશનું, લોકોનું જ વર્ણન કર્યું છે. પણ પોતાને પડેલી મુશ્કેલીઓ તરફ આટલું તટસ્થ વલણ ધારણ કરનાર મુસાફર કેવો હશે તે આપણે કળી તો શકીએ જ છીએ.

ખાનના દરબારમાં ફરી પાછા આ બન્નેને આવેલા જોઈને, બધાને ખૂબ આનંદ થયો. પણ તેમાંય આ જુવાન પોલોને જોઈને તો ખાન તેના પર મુગ્ધ જ થઈ ગયો. એક તો ગોરો, વળી દેખાવડો, મીઠી જીભનો, ચાલાક–એવો માર્કો થોડા જ વખતમાં પ્રિય થઈ પડ્યો. તેણે મુસાફરી દરમિયાન રસ્તામાં જ જુદા જુદા પ્રદેશની ચાર ભાષાઓ, બોલતાં ને લખતાં શીખી લીધી હતી. ચાઈનીઝ ભાષા જેવી અટપટી અને સ્વરવ્યંજનના જંગલવાળી ભાષા પણ તેણે હાથ કરી લીધી. એટલું જ નહિ પણ રાજદરબારની રીતભાત,

ત્યાંનું રાજકારણ—એ બધાંનો તેણે ઊંડો અભ્યાસ થોડા જ વખતમાં કરી લીધો.

ખાને આ માર્કો પોલોને પોતાનો ખાસ એલચી બનાવ્યો, અને અગત્યનું અને ખાનગી એવું કામ તેની મારફતે જ થતું. ખાસ કરીને જ્યારે બીજા પ્રદેશોમાં કોઈ ને ખાનગી રાજકાર્ય માટે મોકલવાની જરૂર પડતી ત્યારે માર્કોને જ મોકલવામાં આવતો. એટલે માર્કોને એશિયાના લગભગ એકેએક ભાગ જોવાની તક મળી.

આ રીતે માર્કોએ સત્તર વરસ ખાનના દરબારમાં કામ કર્યું. હવે તો ત્રણેય જણને થયું કે પાછા સ્વદેશ પહોંચી જઈએ તો સારું. પણ ખાન તેમને કોઈ રીતે છોડવા રાજી નહોતો, આજકાલ કરતાં તે વાત ઉડાવવા માંડયો. પણ તેમાં પરિસ્થિતિએ પલટો લીધો. પર્શીયન રાજાની રાણી એ મોગોલ હતી. તે રાણી જ્યારે મરણપથારીએ પડી ત્યારે તેણે રાજા પાસેથી વચન માગ્યું કે તમે ફરી તે જ કુટુંબની કન્યા સાથે પરણજો. પર્શીયાના રાજા તરફથી જ્યારે આ સંદેશો આવ્યો ત્યારે ખાને પોતાના કુટુંબમાંથી એક કન્યા પસંદ કરીને પર્શીયા મોકલવા માટેની તૈયારી કરી. ચીનથી પર્શીયાનો જમીનમાર્ગ એવો હતો કે આ કન્યા તે શ્રમ નહિ ઉઠાવી શકે એમ લાગવાથી તેને સમુદ્ર-રસ્તે હિંદુસ્તાનના જળમાર્ગે થઈ ને મોકલવાનું ખાને નક્કી કર્યું. અને આ માર્ગમાં કન્યાના રક્ષક અને રાજાના પ્રતિનિધિ તરીકે ખાને આ પોલો ને પસંદ કર્યા. ત્રણેય જણાએ આ 'હુકમ' રાજીખુશીથી ઉઠાવી લીધો અને આખો મોટો કાફલો ચીનના કિનારેથી દક્ષિણમાં મલાયા દ્વીપકલ્પ પાસે થઈને હિંદી મહાસાગરમાં સિલોન પહો-

ઓ. ત્યાંથી હિંદને પશ્ચિમ કિનારે થઈને એડન અને પર્શિયાના અખાતમાં પહોંચ્યો.

ત્યાં કન્યાને સહીસલામત મૂકીને ત્રણેય જણ અનેક મુશ્કેલીઓ વેઠતાં બસરા, બગદાદ થઈને ભૂમધ્ય સમુદ્રને રસ્તે વેનિસ પહોંચ્યા.

વેનિસ પહોંચ્યા પછીની તેમની હાલત આપણે પહેલાં જોઈ. પણ તે પછી પણ એક એવી આફત આવી કે જે આફતે માર્કો પોલોને અમર બનાવ્યો છે.

ઈ. સ. ૧૨૯૮માં જિનોઆ અને વેનિસ એ બે બંદરો વચ્ચે વેપારને અંગે લડાઈ થઈ. વેનિસ હાર્યું. માર્કો પોલોએ પણ આ યુદ્ધમાં વેનિસના એક વહાણના કપ્તાન તરીકે ભાગ લીધો હતો. તેને જિનોઆના લોકોએ પકડ્યો ને કેદ કર્યો. તેને છોડાવવાના ઘણા પ્રયત્નો થયા, પણ તે નિષ્ફળ ગયા.

કેદખાનામાં તેને જે ઓરડીમાં પૂરવામાં આવ્યો હતો તે ઓરડીમાં તેના સાથી તરીકે રુસ્ટિશીયાનો નામનો એક બીજો કેદી હતો. તે ભણેલો હતો. માર્કો પોલોએ પોતાના જેલજીવનનો ઉપયોગ કરવા માંડ્યો. તેણે પોતાના ૨૦ વરસના એશિયાના વસવાટનું ને પ્રવાસનું વર્ણન ભાંગીતૂટી ફ્રેંચ ભાષામાં લખાવવા માંડ્યું. અને તેના આ સાથીએ તે લખવા માંડ્યું.

માર્કો પોલોની પાસે કંઈ ડાયરી જેવું નહોતું. તે તો પોતાની નજર સમક્ષ આખું પાછલું જીવન ખડું કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, અને તેની સ્મરણશક્તિના જોરે તેણે ખૂબ વિગતમાં આખું પ્રવાસવર્ણન ઉતરાવ્યું.

૬૫૦ વર્ષ પછી તે પુસ્તકની હાથની લખેલી ૮૦ નકલો બહાર પડી, ને તેના ભાષાન્તરો થયા પણ તે પુસ્તકને લોકો મોટે ભાગે અરેબિયન નાઈટ્સની સાથે જ મૂકતા તે પુસ્તક ની નકલ કરનારા બુદ્ધિશાળી માણસો પણ નકલ કર્યા પછી નીચે નોંધ ઉમેરતા 'મેં આ નકલ કરી તો છે, પણ તે બધી જાદુઈ વાતો છે, તેની બીજી કંઈ કિંમત નથી'

માર્કો પોલો જેલમાંથી છૂટયો, અને તેનું હસ્તલિખિત પુસ્તક તેના મિત્રોને તેણે વંચાવ્યું ત્યારે તેઓએ પણ તેની વાતોને હસી કાઢી. તેના મિત્રોએ મરતાની ઘડી સુધી માર્કો પોલોને કહ્યું કે હવે આ બધી વાતોમાંથી જેટલી સાચી હોય તેટલી ગણીને બીજીને રદ તો કરો ત્યારે માર્કો પોલો જવાબ આપતો કે 'મેં જે જોયું છે, તેમાનું અર્ધું જ મેં બીતા બીતા આમાં મૂક્યું છે.'

માર્કો પોલોના પ્રવાસનું આ પુસ્તક કેવળ સ્મરણમાંથી લખાયેલું હોવા છતાં, તેમાં તે જમાનાના મધ્ય એશિયા, પૂર્વ એશિયા, હિંદુસ્તાન વિગેરે દેશોના લોકોના રીતરિવાજોનું એવું તલસ્પર્શી અવલોકન આપણને દેખાય છે કે અત્યારના કોઈ પણ મુસાફરને તે નમૂનારૂપ થઈ પડે તેવું છે

તેના પ્રવાસવર્ણનના પુસ્તકમાં કેટલીય વાતો એમ હતી કે તે વખતના લોકો સાચી ન માને તેમાં નવાઈ નથી માર્કો પોલો પછી ત્રણ ચાર સૈકા સુધી આ વાત વિદ્વાનોને પણ ગપ લાગતી હતી ચીનના ખાનના શિકારની વાતો, મોંગોલ લોકોના ૨૨ બળદ જોડેલી ગાડીમાં ફરતા ઘરોની વાત, ખાનના

દરબારના ભભકાની વાતો, ૩૦ ફીટ લાંબા અજગરો, મગરો, કસ્તુરી મૃગો, એ બધાં પ્રાણીઓની વાતો, ન મનાય તેવી લાગી જ જાય. પણ ઇતિહાસવેત્તાઓએ માર્કો પોલોની વાતોને સાચી ઠરાવી છે. ચીનના તે વખતના રાજ્યતંત્રની હકીકતો, જે માર્કોએ લખી છે, તે ઉપરથી તો આપણને એમ લાગે છે કે ક્રૂર ને જંગલી ગણી કાઢવામાં આવેલા મોંગોલ લોકોય કેટલા આગળ વધેલા હતા. ખાનના રાજ્યમાં ચલણી નોટો હતી, ટપાલ હતી, યાંગત્સી નદીમાં રોજનાં ૫૦૦૦ વહાણોની અવરજવર હતી. દુકાળના ભયે રાજ તરફથી મોટો કોઠાર રાખવામાં આવતો, અને લોકોને સંકટના વખતે બહુ જ ઓછી કિંમતે અનાજ મળતું.

જાવા સુમાત્રાની સમૃદ્ધિનાં પણ તે છૂટે મોઢે વખાણ કરે છે. હિંદુસ્તાનની અંદર તે ફર્યો નથી. પણ કાંઠા ઉપરનાં બંદરો પર ઊતરીને તેનાથી બની શકે તેટલી માહિતી તેણે એકઠી કરી છે. હિંદુસ્તાનના બ્રાહ્મણો તરફ તેને અસાધારણ માન અને આશ્ચર્ય થયાં હતાં. 'આ બ્રાહ્મણો માંસ નથી ખાતા, દારૂ નથી પીતા.' ગુજરાતમાં થતો રૂનો મોટો પાક તેનું ધ્યાન ખેંચે છે. ચામડાં કમાવવાનો ઉદ્યોગ ગુજરાતમાં તે વખતે ધમધોકાર ચાલતો હતો.

આ ૨૦ વર્ષના તેના પરદેશના વસવાટ દરમિયાન તેણે જે જે જોયું, તેનું બહુ જ વિગતવાર વર્ણન તેના 'માર્કો પોલોનો પ્રવાસ' નામના પુસ્તકમાં મળી શકે છે.

આખો એશિયા વીંધીને જનાર આ પહેલો જ

યુરોપીયન મુસાફર હતો. રસ્તામાં આવતા એકએક પ્રદેશને તેણે નજરે જોઈને, તેમાં રહીને તેનું વર્ણન કર્યું છે. પર્શિયાનાં રણો અને તેની સમૃદ્ધ ખીણો; એશિયાની નદીઓ અને મોંગોલ પ્રદેશનાં મેદાનો—આ બધું તેણે જ પહેલવહેલું જોયું. ચીનની સમૃદ્ધિને પહેલવહેલી દુનિયા પાસે રજૂ કરનાર પણ આ જ હતો. જે વખતે દુનિયામાં યુરોપ અને એશિયા એ બે જ દેશોની લોકોને જાણ હતી, તે વખતે તો એમ જ કહી શકાય કે આખી દુનિયા ઘૂમી વળનાર પહેલો મુસાફર તે આ માર્કો પોલો જ.

દુનિયાની ભૂગોળનો વિસ્તાર સમજાવનાર તરીકે પણ માર્કો પોલોનું સ્થાન બહુ મહત્વનું છે. ઉત્તરમાં સાઈબીરિયા અને ઉત્તર ધ્રુવના સમુદ્ર સુધી; અને દક્ષિણમાં જાવા, સુમાત્રા, સિલોન, ઝાંઝીબાર, માડાગાસ્કર—આ બધા દેશોને તેણે નકશામાં ઉમેર્યા.

માર્કો પોલોએ યુરોપના લોકોની આંખ ચીનની સમૃદ્ધિ તરફ ફેરવી, પણ માર્કો પોલોએ લીધેલો માર્ગ ગ્રહણ કરવાની તાકાત બીજા કોઈ યુરોપીયને એક બે સદી સુધી ન બતાવી. ૧૫મા સૈકામાં એક વ્યક્તિ પાછી એવી આવી કે જેણે માર્કો પોલોના દુનિયાના પ્રવાસીઓની પરંપરાની સાંકળ ચાલુ કરી,—અને તે કોલંબસ.

## મહમ્મદ ઇબ્ન અબદુલ્લા–ઇબ્ન બતૂત

આપણે એક આર્યસંસ્કૃતિના પ્રતિનિધિ પ્રવાસીને જોયો, એક બૌદ્ધધર્મનો સંદેશો લઈને ફરનાર પ્રવાસીને જોયો. હવે એક મુસ્લિમ સંસ્કૃતિના પ્રતિનિધિને જોઈએ.

હ્યેન ચાંગે ચીનથી ભારતવર્ષનો માર્ગ ખુલ્લો કર્યો, માર્કો પોલોએ યુરોપથી ચીનનો જમીનમાર્ગ ખુલ્લો કર્યો, પણ એ કાળે એશિયા, આફ્રિકા તથા યુરોપના પણ કેટલાક ભાગોમાં જે મુસ્લિમ સંસ્કૃતિ ફેલાઈ હતી તે બધાનો અભ્યાસ જાતે ફરીને કરનાર એક મુસ્લિમ મુસાફર ૧૪મી સદીની શરૂઆતનાં જ વરસોમાં થઈ ગયો અને તેનું નામ મહમ્મદ ઇબ્ન અબદુલ્લા. તેનું ટૂંકું નામ ઇબ્ન બતૂત હતું. અને તે જ નામે તે અત્યારે વધારે ઓળખાય છે.

ઇબ્ન બતૂત મોરોક્કો પ્રદેશના ટેન્જીઅર શહેરનો રહેવાસી. ઉચ્ચ અને સંસ્કારી એવા કાજી કુટુંબમાં તે જન્મ્યો, ઊછર્યો, અને ૨૦ વર્ષની ઉંમર સુધીમાં તો કાયદા અને ધર્મશાસ્ત્રનો તેણે ઘણો અભ્યાસ કરી નાખ્યો.

૨૦ વરસની ઉંમરે જ તેણે મુસાફરી શરૂ કરી અને લાગ-

લાગટ ૩૦ વરસ સુધી તે તે કાળે જ્ઞાત દુનિયાના એકએક ભાગમાં ફર્યો. બધી જગ્યાએ સ્તીને જાતજાતના લોકોનો પરિચય કર્યો. તેના નોંધ કરી અને પ્રવાસેથી પાછા ફરીને પોતાની વૃદ્ધાવસ્થાના કાળમાં તેણે તેનું પુસ્તક તૈયાર કર્યું.

મૂળ તો તેની યોજના મક્કાની હજ કરવાની હતી. અને એ પ્રમાણે ઉત્તર આફ્રિકાને કિનારે કિનારે તે એલેકઝાંડ્રીઆ પહોંચ્યો. ત્યાંથી કૈરો થઈને ઇજિપ્તમાં નીચે ઊતર્યો. ત્યાંથી રાતો સમુદ્ર ઓળંગીને તેનો વિચાર અરબસ્તાનના જિદ્દાહ બંદરે ઊતરવાનો હતો. પણ ત્યાંથી તેને વહાણ મળે તેમ નહોતું એટલે પાછો ફર્યો, અને કૈરોથી પાછો સીરિયામાં દામાસ્કસ થઈને અરબસ્તાનમાં જવાનો વિચાર કર્યો. તે પાછો પેલેસ્ટાઈનમાં ગયો. ત્યાં જેરૂસલેમ, હીબ્રોન, બેથ્લેહેમ વિગેરે ખ્રિસ્તી જાત્રાનાં સ્થળો જોતો જોતો નીચે સીરિયામાં દામાસ્કસ પહોંચ્યો. દામાસ્કસ શહેર જોઈને આ મુસાફરે તેના પર વખાણનાં ખૂબ ફૂલ વેર્યાં છે.

સીરિયા છોડયા પછી તેને એક ભયંકર રણમાંથી પસાર થવું પડ્યું. આ રણ વિષે કહેવાય છે કે 'તેમાં ગયો તે પાછો આવતો નથી. ને જો પાછો નીકળે તો સમજવું કે ફરી જન્મ્યો.'

આ રીતે ફરતો ફરતો તે મદીના પહોંચ્યો. મદીનામાં પયગંબર સાહેબનાં સ્મારકોનાં દર્શન કરીને મક્કા પહોંચ્યો, અને ત્યાંથી હજ કરીને પાછો તે અરબસ્તાન વીંધીને બગદાદ પહોંચ્યો: આ માર્ગ એટલો ભયંકર હતો કે જો તેને હારૂન-

અલ-રશીદની બેગમની મદદ ન મળી હોત તો તેનાથી તે ન બનત.

બગદાદ અને બસરા થઈને તે પર્શીયામાં પેઠો. ત્યાંના ઈસ્પહાન અને શિરાઝ વિગેરે સમૃદ્ધ શહેરો જોયાં, શિરાઝ શહેર ઉપર તો તે આફ્રિન થઈ ગયો. ત્યાંથી તે પાછો ફર્યો, અને મેસોપોટેમીઆ થઈને પાછો બગદાદ આવ્યો ને ત્યાંથી પાછો મક્કા પહોંચ્યો. અહીં મક્કામાં રહીને તેણે ત્રણ વર્ષ સુધી ધર્મ-શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પાછો ફરી ત્યાંથી નીકળ્યો.

આ વખતે તેણે અરબસ્તાનના દક્ષિણ ભાગમાં પ્રવાસ શરૂ કર્યો. યેમન થઈને તે એડન પહોંચ્યો. એડનમાં પાણીને માટે ડુંગરાઓમાં ટાંકાંઓ રાખવામાં આવ્યાં છે તે પણ તેની ધ્યાન બહાર નહોતું. એડનથી તે વહાણમાં પૂર્વ આફ્રિકા પહોંચ્યો, ત્યાં મોંબાસા વિગેરે બંદરોએ ફર્યો, અને ત્યાંથી પાછો વહાણમાં પર્શીયાના અખાતમાં થઈને પર્શીયા પહોંચ્યો. ત્યાં થોડું ફરીને પાછો અરબસ્તાન આવ્યો.

વળી પાછો તે મુસાફરીએ નીકળી પડયો. આ વખતે તે તુર્કસ્તાનમાં ઊપડયો, ત્યાંથી ઉઝબેક પ્રાંતમાં થઈને સમરકંદ, બોખારા વિગેરે સ્થળોએ પહોંચ્યો. ત્યાંથી ખેરાત, નિશાપુર થઈને તેણે હિંદમાં ઊતરવાનો વિચાર કર્યો. મહમ્મદ ઈબ્ન સબક્તગીનના પ્રખ્યાત ગીઝની શહેરમાં થઈને ૧૩૩૩ના સપ્ટેમ્બરમાં તેણે સિન્ધુ નદીનાં દર્શન કર્યાં.

હિંદુસ્તાનમાં ઈબ્ન બતૂત ઘણો વખત રહ્યો હતો. હિંદમાં તેને જેટલું માન મળ્યું તેટલું બીજે નથી મળ્યું. મહમ્મદ તઘ-

લક તે વખતે દિલ્હીનો બાદશાહ હતો. તેને ખબર પડી કે અરબસ્તાનથી હજ કરીને એક વિદ્વાન મુસાફર હિંદમાં આવ્યો છે, એટલે તેણે પોતાના દરબારમાં તેને આમંત્રણ આપ્યું. મહમ્મદ તઘલખની વિચિત્રતાઓનો તેણે પોતાના પુસ્તકમાં ખાસ ઉલ્લેખ કર્યો છે. 'બક્ષીસો આપવામાં અને લોહી રેડવામાં' તેને ખૂબ રસ હતો. ઇબ્ન બતૂતને ત્યાંનો વડો ન્યાયાધીશ નીમવામાં આવ્યો. અને ત્યાં તેણે આઠ વરસ સુધી કામ કર્યું. દરમિયાનમાં તેને ઘણું જોવાનું મળ્યું. એમાંય જ્યારે સુલતાને પોતાની રાજધાની દિલ્હીથી દોલતાબાદ બદલવાનું મહાભારત કામ ઉપાડયું ત્યારે તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. આખી રાજધાની બદલીને એક છેડેથી લગભગ બીજે છેડે લઈ જવાની યોજના કરનાર ભેજાને સમજવાની શક્તિ તેનામાં નહોતી. તે વખતનું તે વર્ણન કરે છે:

"શહેરનો મોટો ભાગ તો આ હુકમને તાબે થયો, પણ કેટલાંક માણસો ઘરને ખૂણે સંતાઈ ગયાં. મહમ્મદે તપાસ ચલાવી. એક ઘરને ખૂણેથી એક લંગડો અને એક આંધળો મળી આવ્યા, સુલતાને હુકમ કર્યો કે લંગડાને એક પથરા ફેંકવાની તોપમાં નાખીને ઉડાડી મૂકો, અને આંધળાને એક પગે ગાડા સાથે પાછળ બાંધીને દોલતાબાદ સુધી લઈ જાઓ. કહેવાની જરૂર નથી કે દોલતાબાદ પહોંચતાં સુધીમાં ગાડાની પાછળ ફક્ત એક પગ જ રહ્યો હતો, આ રીતે દિલ્હીની રાજધાની દોલતાબાદ ફરી."

અહીં તે આઠ વરસ રહ્યો. પણ તેમાં તેનું મન લાગ્યું

નહિ, તેનો વિચાર આગળ મુલાકાત કરવાનો હતો. સદ્‌ભાગ્યે તેની નિમણૂક ચીનના એલચી તરીકે થઈ.

દિલ્હીથી થોડે દૂર જતાં જ થોડાક બળવાખોરોએ તેની ટુકડી ઉપર હલ્લો કર્યો અને તેમાં તે માંડમાંડ બચ્યો. ચીંથરેહાલ હાલતમાં તે તેમાંથી નાસી છૂટયો.

ત્યાંથી રજપૂતાનામાં થઈને ગુજરાતમાં ખંભાત બંદરે તે આવી પહોંચ્યો, ત્યાંથી વહાણમાં બેસીને કલીકટ પહોંચ્યો. આ આખા પશ્ચિમ કિનારાના પ્રવાસનું વર્ણન તેણે બહુ જ વિગતમાં કર્યું છે.

કલીકટથી પાછો તે બાદશાહી હાથમાંથી રસાલા સાથે ઊપડયો. પણ રસ્તામાં તેનું એક વહાણ ડૂબ્યું. ઇબ્ન બતૂત એક બેટના કાંઠા ઉપર હતો, તે દરમિયાન તેના વહાણના કપ્તાને દગો કરીને વહાણ ઉપાડી મૂકયું. ઇબ્ન બતૂત એકલો રહી ગયો. તે જે બેટ ઉપર રહી ગયો હતો તે બેટ તે માલદીવ. માલદીવના બેટ સંબંધે અત્યારે પણ આપણે નહિ જેવું જ જાણીએ છીએ, એટલે તે વખતે તો તે બેટ કેટલો અંધારામાં હશે?

માલદીવ બેટની રાણીએ આ મુસાફરનો સારો સત્કાર કર્યો અને તેને કાજી બનાવ્યો; અહીં કાથાનાં દોરડાંનો ઉદ્યોગ બહુ જ મોટા પાયા ઉપર ચાલતો હતો. અહીં રહીને ઇબ્ન બતૂતે લોકોને મુસલમાન-ધર્મનું શિક્ષણ આપવાનો પ્રયત્ન કર્યો, તેમને કપડાં પહેરતા શીખવવા તેણે મહેનત કરી. આ શીખવવામાં તેણે ચાબુકની શિક્ષાનો પણ ઉપયોગ કરવા માંડયો પણ તેમાં ફાવ્યો નહિ ને આખરે ત્યાંથી પણ તે ભાગ્યો.

ત્યાંથી તે સિલોન ગયો. ત્યાંના પર્વતો અને ત્યાંનું સૃષ્ટિ-સૌંદર્ય જોઈને તે મુગ્ધ થઈ ગયો. તેનું સ્વાગત પણ સારું કરવામાં આવ્યું. સિલોનના એક પર્વતને તો તેણે દુનિયાનો સૌથી ઊંચો પર્વત ઠરાવવા જેટલું સાહસ કરી નાખ્યું.

સિલોનથી તે કોરોમંડલ કિનારા પર પાછો આવ્યો, રસ્તામાં વહાણ તૂટ્યું. પણ તે તરતો ડૂબતો માંડ માંડ કિનારે પહોંચ્યો, અધૂરામાં પૂરું તેની પાસે જે કંઈ હીરા–માણેક વિગેરે ઝવેરાત હતું, તે લૂંટાઈ ગયું અને પાછો તે કલીકટ પહોંચ્યો ત્યારે ચીંથરેહાલ દશામાં પહોંચ્યો. પણ તે હારે તેવો ન હતો. પાછો ત્યાંથી માલદીવ ગયો. ત્યાંથી ગમે તેમ કરીને એક વહાણ પકડીને સીધો તુરત બંગાળા પહોંચ્યો. ચિત્તાગોંગ ઊતરીને ત્યાંથી આસામમાં સિલહટ સુધી જઈ આવ્યો.

બંગાળામાંથી પાછો તે ઊપડ્યો તે જાવા પહોંચ્યો: જાવામાં તેને તેનો દિલ્હીનો એક જૂનો મિત્ર મળી ગયો. એટલે ત્યાં તેને સારી સગવડ મળી ગઈ.

ત્યાંથી તે સહીસલામત ચીન પહોંચ્યો. ચીનની મુસાફરીનો વૃત્તાંત તેણે નોંધ્યો નથી. કારણ કે માર્કો પોલોના પ્રવાસમાં તે કંઈ નવું ઉમેરી શકે તેમ નહોતું.

પણ હજી તેની મુસાફરીનો અંત નથી આવતો. ઇબ્ન બતૂતે આ એશિયાને જ જોયો હતો એમ નથી,-તેણે જેહાદ (ક્રુઝેડ) વખતે ઠેઠ જિબ્રાલ્ટર સુધી જઈને સ્પેનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો હતો. પણ વચ્ચે જ પકડાઈ ગયો.

હવે છેલ્લે તેણે આફ્રિકાના મધ્યભાગમાં પણ પોતાની

નજર રોકાણી હતી. આગ.મહિના ચાલે તેટલો સરંજામ લઈને ફેઝથી તે ઊપડયો. સહરાનું રણ વીંધીને તે નાઈગર નદી પાસે ટિમ્બુક્ટુ નામનું હબસી લોકોનું એક મોટું શહેર હતું ત્યાં સુધી પહોંચ્યો. ત્યાંથી પણ તે ગાઓ નામના નાઈગર નદી પરના એક શહેર સુધી ગયો. પણ અહીંથી તેને પાછા ફરવું પડયું. તેને મોરોક્કોના સુલતાનનો સંદેશો મળ્યો કે તેણે હવે પાછા તહેનાતમાં હાજર થવું.

અત્યાર સુધીના મુસાફરોમાં આખી જિંદગી અથવા જીવનનાં ૩૦ કીમતી વરસો કેવળ મુસાફરી કરવામાં ગાળ્યાં હોય એવો આ એક જ મુસ્લિમ મુસાફર છે. અરબસ્તાન, પર્શિયા, હિંદુસ્તાન, માલદીવ, જાવા, સુમાત્રા અને નાઈગર નદીની આસપાસનો આફ્રિકા, આટલું બધું ભટકીને તેનો વૃત્તાંત નોંધી રાખનાર આ ઈબ્ન બતૂત જગતના મહાન મુસાફરોમાં પોતાનું સ્થાન આગળ પડતું નોંધાવે છે.

## વાઈકીંગ લોકો

અમેરિકાની શોધ અને હિંદુસ્તાનના જળમાર્ગની શોધ, આ બે શોધોએ દુનિયાની ભૂગોળમાં અને ઇતિહાસમાં મોટો પલટો આણ્યો છે. પણ આપણે કેવળ એ દૃષ્ટિએ જ અહીં એનું મહત્ત્વ નથી જોવાના. એ બન્ને દેશોની શોધ માટે મથનાર જે વીર પ્રવાસીઓ હતા તેમની કહાણી કંઈ ઓછી મહત્ત્વની નથી.

સામાન્ય રીતે આપણને કોઈ પૂછે કે અમેરિકા કોણે શોધ્યો, તો આપણે તરત જ જવાબ દઈ ઊઠવાના "કોલંબસે!" પણ અમેરિકાની શોધનો તો મોટો અને રોમાંચક ઇતિહાસ છે અને એ ઇતિહાસમાં કોલંબસ તો એક પાત્ર માત્ર છે.

કોલંબસે અમેરિકાની સફર કરી તે પહેલાં લગભગ ૫૦૦ વરસે અને આજથી લગભગ ૧૦૦૦ વર્ષ પહેલાં યુરોપની એક પ્રજાએ 'અમેરિકા' ખંડ ઉપર પગ મૂકયો હતો. નોર્વે અને સ્વીડનમાં 'વાઈકીંગ' નામની જે જાતિ વસતી હતી, તે ખૂબ જ સાહસિક, ખડતલ અને જબરી હતી. આ પડછંદ શરીરના 'વાઈકીંગ' લોકો હાથમાં ફરસી, તલવાર, માથામાં બે શીંગડાંવાળો મોટો ટોપો ધારણ કરીને પોતાનાં નાનાં નાનાં વહાણોમાં નીકળી પડતા.

બ્રિટનના કિનારા પરનાં ગામડાંઓમાં જ્યારે કોઈની નજરે દૂર દરિયામાં આ વાઈકીંગ લોકોનું કોઈ ભયંકર દરિયાઈ પ્રાણી જેવું વહાણ પડતું ત્યારે તરત જ ગામ આખામાં તે ખબર ફેલાઈ જતી અને લોકો સમજી જતા કે હવે લૂંટ ને કતલ ચાલવાની. આખા બ્રિટનના અને ઉત્તર સમુદ્રના કિનારા ઉપર આ પ્રજાનો ત્રાસ વર્તી રહેલો હતો. કોઈ કોઈ વાર તો ઠેઠ ભૂમધ્ય સમુદ્ર સુધી તેમનાં વહાણો આવી પહોંચતાં. નોર્વે અને સ્વીડનના સૂકા દરિયાકાંઠા ઉપર તેમને માટે માછલી સિવાય બીજું કંઈ પેટ ભરવાનું સાધન નહોતું. એટલે દરિયો ખેડવો એ જ તેમની આજીવિકાનું સાધન હતું. વહાણ-વિદ્યામાં તેઓ ખૂબ કુશળ હતા. દરિયાની સપાટીથી સારી રીતે ઊંચું, આગળ કોઈ હંસ કે એવા પક્ષીના મોઢાવાળું અને પાછળથી કોઈ મોટા પ્રાણીની વાંકી વાળેલી પૂછડી જેવું વહાણનું શરીર હતું. મોટાં મોટાં હલેસાંથી અને કાળા રંગના સઢથી તે દરિયામાં રમતું રમતું તરતું હતું. એમાં બેસનારાને મન દરિયો જાણે જમીન જ હતી.

આ વાઈકીંગ પ્રજા જેમ લૂંટફાટનું કે ચાંચિયાગીરીનું કામ કરતી, તેમ તેણે જાણ્યે અજાણ્યે પણ પૃથ્વીની ભૂગોળમાં વધારો કરી નાખ્યો. અમેરિકાને કિનારે તેમણે જ પહેલ વહેલું લંગર નાખ્યું. પણ તેમનો આ પ્રવાસ કોઈ ચોક્કસ પ્રદેશની શોધ-કરવા માટે થયેલો હતો, એમ નથી. આપણે નકશામાં નજર કરશું તો નોર્વેથી પશ્ચિમમાં સીધી લીટીએ ચાલ્યા જઈએ એટલે પહેલાં આઈસલૅન્ડ આવશે, ત્યાંથી એમને એમ નાકની દાંડીએ હાંકી મૂકીએ તો ગ્રીનલૅન્ડ આવે, અને ત્યાંથી આગળ

વધો એટલે અમેરિકાના ઉત્તર ભાગમાં આવી પહોંચો. વાઈકીંગ લોકો લગભગ આ જ રીતે અમેરિકા પહોંચ્યા હતા.

૯ મા સૈકામાં આ જ લોકોએ આઈસલેંડ શોધી કાઢ્યો. આ બેટ ઉપર ચાંચિયાઓ, તોફાનીઓ વિગેરેને રહેવું ઠીક ફાવતું, પણ એમાંય એક એરિક નામનો ચાંચિયાઓનો સરદાર જબરો હતો. તે એવો તો માથાભારે હતો કે આખરે તેના સાથીઓ પણ તેને સહન ન કરી શકયા, અને તેની સાથે અસહકાર કર્યો. પણ એથી એરિક કંઈ ગભરાય તેવો ન હતો, તે તો પોતાનું વહાણ લઈને ત્યાંથી ચાલી નીકળ્યો. લોકોએ માન્યું કે "હાશ બલા ગઈ."

ત્રણેક વરસ વીતી ગયાં ને એક દિવસે આઈસલેંડના કિનારા ઉપર એરિકનું વહાણ આવીને નાંગર્યું. લોકો ચકિત થઈ ગયા, ટોળું વળ્યા. એરિક વિજયના ગર્વથી જાહેર કર્યું કે અહીંથી પશ્ચિમે એક એવા પ્રદેશમાં હું જઈ આવ્યો છું કે જ્યાં સમૃદ્ધિ અપરંપાર છે; મોટાં જંગલો, હરિયાળી જમીન, માછલીઓનો ભંડાર. મેં તે દેશનું નામ 'લીલો દેશ' (ગ્રીન લેંડ) પાડ્યું છે. આઈસલેંડ જેવા બરફથી જ છવાયેલા પ્રદેશમાં રહેતા લોકોને હરિયાળી જમીન એ સ્વર્ગ જ ગણાય ને!

લોકો આ વર્ણનથી તે પ્રદેશમાં વહેલામાં વહેલા પહોંચવા માટે તૈયાર થઈ ગયા. અજાણ્યો દરિયો, અજાણ્યો પ્રદેશ, એ બધું તેમને મન મુશ્કેલી કરતાં આકર્ષણરૂપે વધારે હતું. વહાણો તૈયાર થવા લાગ્યાં, વૃદ્ધોને પણ થયું કે મરતે જન્મારે આ પ્રદેશ જોઈ લઈએ. સ્ત્રીઓ, બાળકો સુદ્ધાં ત્યાં જવા માટે એક પગે થઈ રહ્યાં.

આ અખાંમાં એક વૃદ્ધ દંપતિ પણ પોતાનું વહાણ લઈને તૈયાર થઈ ગયાં. તેમનો એક જુવાન પુત્ર તે વખતે વળી કોઈ બીજી લાંબી મુસાફરીએ ઊપડી ગયો હતો. આમની ધીરજ તેમનો પુત્ર આવે ત્યાંસુધી ગમ ખાવાની નહોતી. વળી બધાં વહાણોનો મખવારો પણ કેમ જવા દેવાય? પુત્રની તેમને કંઈ એવી અધીરાઈ પણ નહોતી.

વહાણો ઊપડ્યાં આ બાજુ પેલો પુત્ર દોડી આવ્યો. ઘેર તાળું ભાળ્યું. ખબર મળ્યા કે તેઓ તો ગ્રીનલૅન્ડની સફરે ઊપડી ગયાં છે. તેનો નિયમ હતો કે શિયાળો તો માબાપની સાથે જ ગાળવો. પણ આ શિયાળામાં તો માબાપ ગ્રીનલૅન્ડ જવા ઊપડી ગયાં. કંઈ વાંધો નહિ. તેણે પોતાનું વહાણ ઉપાડ્યું. ગ્રીનલૅન્ડ ક્યાં આવ્યો, તેની તેને ખબર જ ન હતી. પશ્ચિમ દિશા તરફ તેણે તો વહાણ હાંકી મૂક્યું. દક્ષિણનો તોફાની પવન, શિયાળાનું ભયંકર ગાઢ ધુમ્મસ. દિવસોના દિવસો સુધી આ રીતે વહાણ ચાલ્યા કર્યું. એક દિવસ આ ગાઢ ધુમ્મસના કાફલામાંથી લાલ સૂર્યે ડોકિયું કર્યું. સામે નજર કરી તો જમીનનાં દર્શન થયાં.

આ પુત્ર કંઈ મોટો મુસાફર કે શોધક નહોતો. તેને તો પોતાનાં માબાપ પાસે પહોંચવાની ઉતાવળ હતી. તેની નજર સામે જે જમીન દેખાઈ તે કયો પ્રદેશ છે તે જાણવાની તેને જરાય ઉત્સુકતા નહોતી. તે તો ત્યાં તેનાં માબાપ છે કે નહિ તે જ જોવા માટે અધીરો હતો. તેણે ગ્રીનલૅન્ડનું જે વર્ણન સાંભળ્યું હતું તે જાતનો આ જમીનનો પ્રદેશ ન લાગ્યો. એટલે તે તો સીધો ત્યાં ઊતર્યા વગર આગળ વધ્યો. વહાણના ખલાસીઓએ

કહ્યું. "આપણે જરા ઊતરીને આરામ તો કરીએ. તાજું પાણી મળે તો ભરી લઈએ." તેણે કહ્યું "ના, મને વખત નથી." વહાણ આગળ ચાલ્યું.

વળી ચાર પાંચ દિવસે ફરી જમીન દેખાઈ. આ પણ તેણે સાંભળેલા વર્ણન સાથે મળતી નહોતી. તેણે હુકમ કર્યો "ચાલો આગળ" હવે તો વહાણમાં બળતણ તથા પાણી બન્ને ખૂટવા આવ્યા હતાં. પણ માતપિતાને મળવા અધીરો થયેલો આ પુત્ર કોઈનું સાંભળે તેમ નહોતો. આખરે તેના ધારેલા સ્થળે તે આવી પહોંચ્યો અને નાતાલના તહેવારો તેના માતપિતાની સાથે તેણે માણ્યા.

હવે તેને કંઈ ખબર જ નહિ કે મેં જે પ્રદેશને એમને એમ આઘેથી નજર નાખીને જ છોડી દીધો, તે પ્રદેશ એક દિવસ દુનિયા આખીનું ધ્યાન ખેંચનારો બનશે. જો તે ખરો મુસાફર હોત તો તો શિયાળો ત્યાં ગાળીને પાછો તે પ્રદેશો ઉપર તે ફરવા નીકળી પડત , પણ તેણે તો એથી ઊલટું કંટાળીને પોતાનું વહાણ પણ વેચી નાખ્યું અને ખેતીનો ધંધો લઈને બેઠો

પણ જાણ્યે અજાણ્યે અમેરિકાના પહેલવહેલા દર્શન કરનાર તરીકે આ એક 'વાઈકીંગ' જશ ખાટી જાય છે.

પણ પેલા તોફાની એરિકનો છોકરો તેના બાપ જેવો જ ભરાડી હતો. તેણે ગ્રીનલેંડની દક્ષિણ પશ્ચિમે દૂર કોઈ દેશો છે એવું સાંભળ્યું એટલે તેણે આ પહેલા તે પ્રદેશની શોધ કરનારનું જ વહાણ ખરીદી લીધું અને ૩૦, ૩૫ જણનો

ફાર્સો લઇને ગ્રીનલૅંડથી નીકળી પડયો અને ખરેખર તે ત્યાં પહોંચ્યો. જુદાં જુદાં સ્થળોએ તેણે મુકામો કર્યા. ખૂબ ફર્યો અને એક બેટ ઉપર તેણે ઝૂંપડાં બનાવીને શિયાળો પણ ગાળ્યો.

એક વાર આ ખલાસીઓમાંનો એક જર્મન ખલાસી ક્યાંક ગૂમ થઈ ગયો. બધા તેની શોધમાં નીકળી પડયા. ઘણી વારે તેઓએ દૂરથી આ જર્મન ખલાસીને દારૂ પીધેલાની જેમ લડથડિયાં ખાતો આવતો દીઠો. તે સાનમાં આવ્યો ત્યારે તેને પૂછતાં એમ માલમ પડયું કે અહીં કોઇ એવી જંગલી જાતની દ્રાક્ષ થાય છે કે જેનો રસ પીવાથી આપોઆપ ઘેન ચડે છે. થયું, આ શોધથી જ તેઓ આનંદમાં અર્ધા દારૂ પીધેલા જેવા થઈ ગયા. તેઓ જ્યારે બધા પાછા ગ્રીનલૅંડમાં ગયા ત્યારે તેમના વહાણોમાં દ્રાક્ષોના ઝૂમખાનાં ઝૂમખાં ભરેલાં હતાં.

પણ હજી સુધી આ કોઈની નજરે અમેરિકાની અસલ વસ્તીનું કંઈ ચિહ્ન નહિ પડેલું. અને એ વસ્તીનો પરિચય કરવાનું પહેલું માન આ એરિકનો એક બીજો નાનો પુત્ર થૉરવાલ્ડ લઈ જાય છે. આ થૉરવાલ્ડને પણ સાહસનો શોખ થઇ ગયો. પોતાના ભાઈનું વહાણ લઈને તે પણ આ નવા પ્રદેશોમાં નીકળી પડયો. દ્રાક્ષવાળા પ્રદેશમાં તે ખૂબ ભટકયો. લગભગ બે વરસ તેણે ત્યાં કાઢયાં. પણ ત્યાં તેને નાનું લાકડાનું એક ઝૂંપડા જેવું માળખું ફક્ત એક જ વાર દેખાયેલું. એ સિવાય માણસની વસ્તીનું એક પણ ચિહ્ન તેને નહોતું મળ્યું. પણ ત્યાંથી પાછા ફરતી વખતે એક જગ્યાએ તેણે વિસામો લેવાનો

વિચાર કર્યો. કાંઠા ઉપર તેણે ત્રણ ચાર ઝાડનાં થડમાંથી કોરી કાઢેલી હોડીઓ જોઇ. તે વિચારમાં પડયો. પણ ત્યાં તો કિનારા પર અમેરિકાના મૂળ વતનીઓનું ટોળું દેખાયું. કોઈ પણ માણસ પોતાની ભૂમિ પર બીજાને કેમ સાંખી શકે ? નાની એવી ઝપાઝપી થઈ. થોરવાલ્ડ પાસે ઘણાં વધારે સાધનો હતાં, એટલે તેના માણસોએ આ લોકોને હાંકી કાઢયા.

આ યુરોપની પ્રજા અને અમેરિકાની પ્રજા વચ્ચેનો પહેલો સંબંધ. આ પછી તે સંબંધ પાંચસો વરસ સુધી અણવિકસ્યો જ રહ્યો. આ વાઈકીંગ લોકોએ ભૂલ ભૂલમાં અમેરિકા સુધી પ્રવાસ કર્યો, પણ તેમની પાસે નહોતી કોઈ ભૌગોલિક દૃષ્ટિ, નહોતી કોઈ રાજ્ય સ્થાપવાની મહત્ત્વાકાંક્ષા; એક. હતું માત્ર સાહસ. એટલે આ પ્રદેશ ઉપર તેમણે વસાહત ન કરી. કેવળ ત્યાં રમતાં રમતાં જઈ આવ્યા ને રમતાં રમતાં પાછા આવી ગયા. આ બધું આઈસલૅંડના જૂનાં ચારણોને મોઢેથી ઊતરી આવેલાં લોકગીતોમાંથી અત્યારે મળી આવે છે. પણ બીજી પ્રજાઓના ઇતિહાસમાં વાઈકીંગ પ્રજાનો જે ઇતિહાસ મળી આવે છે તેમાંથી પણ આ પરાક્રમી અને સાહસી પ્રજાની આ સફરોને ટેકો તો મળે જ છે.

પણ અમેરિકા ખંડના શોધક તરીકેનો યશ તો કોલંબસને નામે નોંધાયેલો છે. અને ખૂબી તો એ છે કે કોલંબસે અમેરેકા શોધ્યો છે તેની ખબર કોલંબસને પોતાને જ મરી ગયો ત્યાં સુધી ન જ પડી.

# કોલંબસ

ઈ. સ. ૧૪૫૧માં ક્રિસ્ટોફર કોલંબસ ઇટાલીના એક ગામડામાં એક ગરીબ શાળવીનો ધંધો કરનારને ઘેર જન્મેલો. બાપ ગરીબ, પણ તેના મનમાં એક વાત તો નક્કી હતી કે પેટે પાટા બાંધીને પણ છોકરાને ભણાવવો. પણ એક તો ભણવાની સગવડ ઓછી અને આ બાળકનું ચિત્ત નાનપણથી જ દરિયાનાં તરંગોની સાથે તરંગો ચઢતું. ૧૪ વર્ષની વયે આ સુંદર દેખાવડો છોકરો જ્યારે એક વેપારીના વહાણ સાથે સફરે નીકળ્યો ત્યારે દરિયાની હવા લઈ લઈને કઠોર બનેલા ખલાસીઓનાં દિલ તેણે પોતાની આકર્ષક રીતભાતથી હરી લીધાં અને ધીરે ધીરે વહાણવિદ્યામાં પાવરધો થવા માંડ્યો. ગિનીઆથી ઠેઠ ઇંગ્લાંડ સુધી પણ તે અનેકવાર વેપારી વહાણ સાથે જઈ આવ્યો. પણ આ બધા કાળ દરમિયાન તે કેવળ વહાણ હાંકતાં જ શીખ્યો એમ નથી. એનું મગજ તો દરિયાના ખૂણે ખૂણે ભમતું હતું. તેની કલ્પનાની પાંખને જાણે આ દુનિયા નાની પડતી હતી. જેમ જેમ જુવાનીનું જોમ તેની રગેરગમાં ભરાવા લાગ્યું, તેમ તેમ આ વહાણ અને આ ભૂમધ્ય સમુદ્ર તેને ખાબોચિયામાં તરતી કાગળની હોડી જેવાં લાગવા માંડ્યાં.

આ જ વખતે યુરોપ આખામાં પૂર્વના દેશોની સમૃદ્ધિ તરફ બધા દેશોની ભૂખી નજર વધારે ને વધારે ઉગ્ર બનતી જતી હતી. માર્કો પોલોના અદ્ભુત પ્રવાસ પછી યુરોપના બધા લોકોને એમ જ લાગ્યું કે આ પૂર્વના સમૃદ્ધ દેશો પાસે આપણે ભિખારી છીએ. ભૂખ્યાં વરુની જેમ બધાનાં મોઢાંમાંથી ચીન-હિંદુસ્તાનની વાતો સાંભળીને લાળ પડતી હતી. પણ ઉપાય શું? હિંદ અને ચીન પહોંચવું કેમ? માર્કો પોલોનું ચીનનું વર્ણન જેટલું આકર્ષક હતું, તેટલું જ તેના પ્રવાસનું વર્ણન ભયાનક હતું. ત્રણ વર્ષે તો માંડ ત્યાં પહોંચાય; અને તે પણ ગોબીના રણમાંથી સાજા-સારા નીકળીએ તો.

આ વખતે અનેકનાં ભેજાં મનમાં યોજના ઘડી રહ્યાં હશે. પણ કોલંબસના ભેજામાંથી જે યોજના નીકળી તે ખરેખર મહાન હતી. કેવળ તે યોજના જ નહોતી પણ પોતાના પ્રાણ તેની પાછળ રેડવા માટેની તેની ધગશ પણ હતી. દરિયામાં યુરોપના પશ્ચિમ કિનારા ઉપર ફરતાં ફરતાં, તેની ઝીણી નજરમાં યુરોપમાં ન થતી એક વનસ્પતિનાં ડાંખળાં, કોરેલાં લાકડાંના ટુકડા અને એકવાર તો બે કાળી ચામડીના માણસોનાં મડદાં આવી ગયાં હતાં. આ ઉપરથી તેના મનમાં એમ ખાત્રી થવા લાગી હતી કે દૂર દૂર ક્ષિતિજને પેલે પાર પણ કોઈ દેશ છે. એ જ વખતે તેના મનમાં વીજળીના ચમકારાની જેમ વિચાર આવ્યો હશે કે જો પૂર્વ બાજુથી હિંદ અને ચીનમાં પહોંચી શકાય તો પશ્ચિમ બાજુથી દરિયો ખેડતાં ખેડતાં પણ તે દેશોમાં શું કામ ન પહોંચી શકાય?

બાલ કંઈ નાનો

નહોતો. તેને માટે માણસો, વહાણ, પૈસા–બધુંય જોઈએ. કોલંબસ પોર્ટુગલના રાજા પાસે ગયો, આ કામમાં પોર્ટુગલ દેશ દરિયો ખેડવામાં સૌથી મોખરે હતો. પોર્ટુગલના રાજા પાસે તેણે પોતાની આખી યોજના રજૂ કરી. રાજાએ ખૂબ ધ્યાનપૂર્વક તેની વાતો સાંભળી.

"ઠીક છે, યોજના સારી છે. તમારા દોરેલા નકશા, ખર્ચનો અડસટ્ટો, બધું અહીં મૂકતા જાઓ; હું વિચાર કરીને જવાબ આપીશ."

કોલંબસ હરખાતો હરખાતો ઘેર ગયો. પોર્ટુગલનો રાજા તેને જરૂર સગવડ આપશે જ, કારણ કે કોઈ પણ નવા પ્રદેશ ઉપર કબજો મેળવવાની મહત્ત્વાકાંક્ષા તે રાજા જેવી કોઈને નહોતી.

પણ પોર્ટુગલના રાજાએ કપટ કર્યું. તેણે પોતાના જ થોડા માણસોને ખાનગી રીતે તૈયાર કર્યા. વહાણો તૈયાર કર્યાં. તેમને કોલંબસની યોજના સમજાવી, નકશા આપ્યા અને વહાણોને નવા દેશની શોધમાં મોકલી આપ્યાં. કોલંબસ આ બાજુ પોતાના ઘેર રાજાના સંદેશાની રાહ જોતો હતો ત્યારે તે રાજાનાં વહાણ તો મધદરિયે પહોંચ્યાં હતાં. પણ મધદરિયે તોફાન શરૂ થયું. વહાણો આગળ વધી શકે એમ નહોતું. વહાણના કપ્તાનને કંઈ કોલંબસની જેમ અંદરથી ધગશ તો નહોતી જ ને! અને એમાં આ તોફાન નડયું. વહાણો પાછાં ફર્યાં. જો તોફાન ન નડયું હોત તો કદાચ આજે કોલંબસનું નામ કોઈએ સાંભળ્યું જ ન હોત.

વહાણ પાછાં આવ્યાં તેની ખબર કોલંબસને આખરે

પહોંચી. તેનો મિજાજ ફાટયો પણ તે નિરાશ ન થયો. તે સ્પેનના રાજા પાસે પહોંચ્યો. સ્પેન પણ તે વખતે ખૂબ જ આગળ પડતું રાજ્ય હતું; પણ તે વખતે સ્પેન રાજકીય ઝગડામાં રોકાયલું હતું, એટલે રાજા તેની વાત સાંભળવા પણ તૈયાર નહોતો. પણ કોલંબસે આખરે તેને પોતાની વાત સાંભળવા માટે તો લલચાવ્યો. સ્પેનનો રાજા અને રાણી આ યુવાનની યોજના સાંભળવા માંડયાં. તેના પ્રતિભાભર્યા મુખ ઉપર જે ઉત્સાહનું તેજ દેખાતું હતું તેનો પ્રભાવ રાજા ઉપર અને રાણી ઉપર તો ખૂબ જ પડયો. રાણીએ કહ્યું "મારી પોતાની ખાનગી મિલકત, ઘરેણાં, દાગીના વેચીને પણ હું આ માણસને તેની યોજના પાર પાડવા મોકલવા ઇચ્છું છું." આની અસર રાજા ઉપર પણ થઈ.

ઇ. સ. ૧૪૯૨ની ૩જી ઑગસ્ટે સ્પેનના પાલોસ બંદરે ધમાલ મચી રહી હતી. લોકોનાં ટોળેટોળાં બંદર ઉપર ઊલટયાં હતાં. બારામાં ત્રણ વહાણો, સાંકળે બાંધ્યા હાથીની જેમ, ઝૂલતાં હતાં. બધાની નજર કોલંબસ પર ચોંટેલી હતી. ઘણાને તેની દયા આવતી, ઘણાને તેની મૂર્ખાઈ પર હસવું આવતું, કેટલાક એવા હતા કે જે આની સાથે પોતે નથી જઈ શકતા તેનો શોક મનમાં ને મનમાં કરતા હતા. આ પ્રવાસીના ઉત્સાહનો પાર નહોતો. તેને ખબર હતી કે આ મુસાફરીમાંથી પાછા આવવાનો સંભવ ઘણો ઓછો છે. પણ તે કલ્પનાની ઊભી થતી નિરાશા તેનામાં નહતી, પરંતુ નવા દેશ ઉપર પગ મૂકવા માટેનો તલસાટ તેના દિલમાં હતો. લોકોની ભાવભીને હૈયે વિદાય લઈને તેણે 'સાન્તા મેરીયા'નામના તેમના વહાણમાં

પણ મૂકયો. તેની બન્ને બાજુએ 'પીન્ટા' અને 'નીના' નામનાં તેનાં નાનાં ભાંડુ જેવાં બે વહાણો પણ તૈયાર જ હતાં. આ વહાણો અત્યારની આટલાંટિક મહાસાગરને ઓળંગી જતી સ્ટીમરોની પાસે સાવ બચ્ચાં જ ગણાય. 'સાન્ટા મેરીયા' પોતે જ માંડ ૧૦૦ ટનનું વહાણ હશે. આ વહાણમાં બેસીને કોલંબસે પ્રયાણ કર્યું.

અત્યાર સુધી કોલંબસ અને તેના સાથીઓ અને આ વહાણો યુરોપના કિનારે કિનારે જ ફરવા ટેવાયેલાં હતાં. આટલાંટિક સાગરનાં તોફાન વખતે બહુ જ થોડા વખતમાં તેઓ કોઈ પણ બંદરના બારામાં ભરાઈ જઈ શકતાં. હવે માથે આભ ને નીચે પાણી ! દિવસો અને રાતો એક પછી એક પસાર થવા લાગ્યા. ચારેય તરફ પાણી પાણી ને પાણી જ ! અને આગળ જતાં જમીન આવશે તે પણ તેની કલ્પનામાં જ હતું. પૃથ્વી ગોળ છે એ તો હજી યુરોપના વિદ્વાનોમાં પણ શંકા પડતી હકીકત હતી, ત્યારે કોલંબસને તેની ખાત્રી કયાંથી હોય ! આમને આમ ચાલતાં ચાલતાં જો કોઈ દેશ અને તે પણ હિંદુસ્તાન આવી જાય તો આવી પણ જાય, અને નહિ તો એકાએક ધરતીને છેડે વહાણ આવી પહોંચે અને કદાચ ત્યાંથી કયાંક કોઈ અગાધ ખાડામાં પણ ઊતરી પડે ! અત્યારે આપણે કોલંબસના આ ખ્યાલો તરફ હસી શકીએ છીએ પણ એ તો આપણી આંખ સામે પૃથ્વીનો ગોળો અત્યારે પડેલો છે માટે. પરંતુ કોલંબસ પાસે તો આ બધું સ્પષ્ટ તરવરતું હતું. તેની સાથેના માણસોની તો શી દશા હશે તે આપણે કલ્પી શકીશું.

અને એટલે જ જ્યારે યુરોપના કિનારાનો છેલ્લામાં છેલ્લો

ભાગ પણ જ્યાર દેખાતા બંધ થઈ ગયો' ત્યારે ખલાસીઓનાં મનમાં એ જ પ્રકાસી ભયંતી ચીમકી પેસી ગઈ. તેમણે કોલંબસને કહ્યું, 'અમારે આગળ વધવું જ નથી. આપણે વહાણ પાછાં હાંકો.' કિનારાથી દૂર કોઈ દિવસ જેમણે પોતાનાં વહાણો હાંક્યાં નથી, તેઓ કિનારો દેખાતો બંધ થાય ત્યારે આકળા થઈ જાય એમાં નવાઈ નથી! પણ કોલંબસ એમ હારે તેવો ન હતો. તેણે બધા ખલાસીઓને સમજાવવા માંડયા. તેમની સાથે દલીલો કરી. તેમની પાસે ભવિષ્યની ઊજળી કલ્પના દોરી હિંદ અને ચીન દેશની સમૃદ્ધિ તેમની આંખ આગળ ખડી કરી. સદ્‌ભાગ્યે આ ત્રણેય વહાણો વ્યાપારી પવનોના પ્રવાહમાં આવી પહોંચ્યાં. વ્યાપારી પવન ઈશાન દિશામાંથી બરાબર વાતો હતો અને તેણે વહાણને બરાબર પશ્ચિમ દિશામાં દોરવા માંડયાં. પણ વચ્ચે વળી એ પવન સાવ પડી જતો અને દરિયાઈ ઘાસના બીડમાં ઘણી વાર આ વહાણો અટવાઈ જતાં. વળી પાછાં ખલાસીઓનાં મન વીફરે. કોલંબસ એમને રોજ ને રોજ આશા આપે, 'હવે તો એકાદ દિવસમાં જમીન દેખાવી જ જોઈએ.' 'હવે જમીન પાસે આવતી હોય એમ લાગે છે.' પણ સવાર પડે ને પાછું એ જ ભૂરું આકાશ અને એ જ ભૂરાં પાણી. એક વાર બે મોટાં પેલીકન પક્ષીઓ ઊડતાં દેખાયાં, એટલે બધાને આશા આવી કે હવે તો જમીન પાસે આવી. પણ બીજે દિવસે વળી એ જ સમુદ્ર. એક દિવસે દૂર ક્ષિતિજમાં કાળી લીટી દેખાઈ. હવે તો જરૂર જમીન આવી. થોડીવારે એ લીટી દેખાતી બંધ થઈ ગઈ. કારણ કે તે જમીનની લીટી નહોતી પણ કાળાં વાદળાં હતાં

નવ અઠવાડિયાં આમ ને આમ પસાર થઈ ગયાં. હવે કોલંબસ સિવાય બધાની ધીરજનો અંત આવવા લાગ્યો હતો. ૯મી ઑક્ટોબરની રાત પડી. વહાણોમાં સંપૂર્ણ શાંતિ છવાયેલી હતી. સઢોના ફડફડાટ સંભળાતા હતા, ત્યાં કાન ઉપર ફટફટ—શી પક્ષીઓની તીણી ચિચિયારીઓ પડી. થોડી વારે એક નાના વાદળાની જેમ આકાશમાં તેમનાં માથાં ઉપરથી પક્ષીઓનું એક મોટું ટોળું ચિચિયારીઓ પાડતું પશ્ચિમ દિશા તરફ પસાર થઈ ગયું. પક્ષીઓ જેવાં મુસાફરો દુનિયામાં કોઈ નથી. બધા ખલાસીઓમાં આશા આવી. જમીન હવે બહુ દૂર નહિ હોય. સવાર પડી. એક ઝીણી નજરના ખલાસીએ દરિયામાં એક ઝાડની ડાંખળી તરતી જોઈ. તેના પરનાં પાંદડાં હજુ લીલાં હતાં, એટલું જ નહિ પણ ઉપર બેરીનાં ફળનો એક લૂમખો લાગેલો હતો. આશા વધવા લાગી.

ઑક્ટોબરની ૧૧મી તારીખની સંધ્યા થઈ. અંધકાર ધીરે ધીરે ફેલાઈ રહ્યો હતો. કોલંબસ 'સાન્તા મેરીયા'ના સુકાન પાસેની પોતાની કેબીનમાં બેઠો બેઠો નકશાઓ જોઈ રહ્યો હતો. થોડી થોડી વારે તેની નજર અગાધ સાગર ઉપર પડતી હતી. જાણે તેની આંખો સમુદ્રને હવે ફરિયાદ કરે છે કે હવે તો તેં હદ કરી. તેં તારી માઝા મૂકી દીધી છે કે શું? તારો અંત ક્યારે આવશે? એકાએક તેની આંખો ચમકી, તે ટેબલ પકડીને એકદમ ઊભો થઈ ગયો. તેના મુખમાંથી એક બૂમ નીકળી પડી, દૂર ચંદ્રના ઝાંખા પ્રકાશમાં તેને દીવો દેખાયો. દીવો છે કે તારો? પેલાં વાદળાંએ જમીનનો ભ્રમ કર્યો હતો તો આ પણ કોઈ તારો મને બનાવતો નહિ હોય! ના, ના, આ તારો ન

હોય, આ દેખાતો બંધ થયો, આ પાછો દેખાયો. ચોક્કસ કોઈએ મશાલ સળગાવી છે.

જરૂર આ સમુંદ્રનો બીજો છેડો આવ્યો.

સવાર પડી. સૂર્યે પાછળ પૂર્વમાં કોર કાઢી. સામે જમીને કોર કાઢી. ત્રણેય વાહણોમાં હર્ષના ગગનભેદી નાદ થયા, અને આનંદનાં સમૂહગીતો ગવાવા લાગ્યાં. કોલંબસ એકીટશે પોતાના સુકાન પાસે ઊભો ઊભો જમીન તરફ તાકી રહ્યો હતો. તેની આંખના ખૂણા ભીના દેખાતા હતા. ખલાસીઓની કઠોર આંખોએ આજે શરમ મૂકીને વહેવા માંડયું હતું: તેમનાં લાંબાં પહેરણની ચાળ આંખો લૂંછી લૂંછીને ભીની થઈ ગઈ હતી.

કોલંબસે એક હોડી ઉતારવાનો હુકમ કર્યો. તે, પોતાના બે કપ્ટનો અને થોડા માણસો સાથે હોડીમાં ઊતર્યો. સાથે સ્પેનનો રાષ્ટ્રધ્વજ એક લાકડી સાથે વીંટેલો હતો. કોલંબસ તથા તેના સાથીઓએ પોતાના મોટા ઝભ્ભા નીચે હથિયારો છુપાવેલાં હતાં.

હોડી કિનારા પાસે આવી. દૂર ઝાડીમાં છુપાયેલાં આ પ્રદેશવાસી લોકો આશ્ચર્ય તથા ભયથી આ બધું જોઈ રહ્યાં: કોલંબસે પહેલાં એક ક્રોસ સ્થાપ્યો, અને પછી તેની પાસે સ્પેનનો વાવટો ફરકાવ્યો. બધાંએ ભાવભર્યા દિલે તેને વંદન કર્યું.

કોલંબસે જ્યાં પગ મૂકયો હતો તે એક બેટ હતો. આ બેટનું નામ તેણે 'તારક બેટ' રાખ્યું. અત્યારે આ બેટને 'વૉટલીંગ બેટ' તરીકે ઓળખવામાં આવે છે. આ બેટથી અમેરિકા ખંડ તો ઘણો દૂર છે. કોલંબસ હજી અમેરિકાથી તો

ઘણો દૂર હતો, અને ચીન તો હજી ક્યાયનુ ક્યાય પડયુ હતુ. પણ એ તો અત્યારે આપણે સમજી શકીએ છીએ કોલબસે તો માનેલુ કે તે ચીનના પાસેના જ ટાપુમા આવી પહોચ્યો છે ચીનના બાદશાહને મળવા માટે તો તે ખૂબ આતુર હતો તેની પાસે સ્પેઈનના રાજાએ આપેલા શુભેચ્છા તથા મૈત્રીના સદેશાના પત્રો હતા તે હાથોહાથ તેને પહોચાડવા માટે કોલબસ અધીરો હતો તેના સાથીઓ ચીનની સપત્તિમાથી જેટલુ મળે તેટલુ લઈ લેવા અધીરા હતા વળી આ ટાપુ ઉપર જે વસ્તી હતી તે વસ્તીએ પોતાના અગો ઉપર સોનાના ઘરેણા પહેરેલા હતા લગભગ નવસ્ત્રા શરીર ઉપર સોનાના ઘરેણા જોઈને આ યુરોપના લોકોને મનમા કેવુ થવા લાગ્યુ હશે!

પણ કોલબસ જેમ જેમ તે ટાપુની પડખેના બીજા અનેક બેટો ઉપર ફરવા લાગ્યો તેમ તેમ ધીરે ધીરે શકમા પડવા માડયો માર્કો પોલોના વર્ણન સાથે તે આ પ્રદેશના જુદા જુદા ટાપુઓને સરખાવવા લાગ્યો તેણે નક્કી કર્યું કે ચીનની પશ્ચિમે અને હિંદુસ્તાન પાસેના સમુદ્રમા આ બેટો હોવા જોઈએ અને તે ટાપુઓનુ નામ તેણે 'વેસ્ટ ઇન્ડીઝ' પાડયુ. હિંદુસ્તાન આખો મળી આવ્યો, છતા હજુ આ ટાપુઓનુ નામ તેનુ તે જ રહ્યુ છે, એટલુ જ નહિ પણ અમેરિકાની મૂળ વસ્તીને પણ હજુ 'ઈન્ડીયન' (અલબત્ત રાતા) કહે છે એકવાર ઘૂસેલુ નામ તેનો અનર્થ થાય એમ હોય તો પણ ફેરવવુ મુશ્કેલ થઈ પડે છે એનો આ દાખલો!

ત્રણ મહિના સુધી કોલબસ આ બધા ટાપુઓ ઉપર ફર્યો. અને બને તેટલી માહિતી ભેગી કરીને તે પાછો પોતાને વતન

જવા માટે તૈયાર થયો પણ પોતાના નવું વહાણમાનું મુખ્ય અને તેનું પોતાનું માનીતું વહાણ 'સાન્તા મેરીઆ' આ વખતે નહોતું તે એકવાર તોફાનમાં ત્યાં ઉપના ખડકો સાથે પછડાઈને ભૂકો થઈ ગયું હતું કોલંબસ 'નીના' વહાણમાં બેસીને અને 'પીન્ટા'ને પોતાની સાથે લઈને દેશ જવા માટે નીકળ્યો તેના ઉત્સાહ અને આનંદનો પાર નહોતો

પણ હજી પહોંચવાને વાર હતી રસ્તામાં દરિયામાં ભયંકર તોફાનો શરૂ થયા આટલાન્ટિક સાગર જાણે પોતાનો ભેદ પામી જનાર આ માણસ ઉપર રોષે ભરાયો હોય એમ મોટા મોટા મોજા ઉછાળીને આ તણખલા જેવા બેય જહાજોને ડુબાવવા પ્રયત્ન કરવા લાગ્યો કોલંબસને થયું કે આ તોફાન મને નહિ છોડે એ આવી ભયંકર અંધેરી તોફાની રાતે 'પીન્ટા' વહાણ અદૃશ્ય થઈ ગયું સમુદ્રે તેનો ભોગ લીધો સવારે કોલંબસે નજર કરી તો આખા સમુદ્ર ઉપર પોતાનું જ એક નાનું વહાણ આ તોફાનમાં ઝઝૂમી રહ્યું હતું દિવસો ઉપર દિવસો જવા લાગ્યા ખાવાનું ખૂટવા આવ્યું આવી સ્થિતિમાં કુદરતના તોફાનો વચ્ચે ઝઝૂમતું આ વહાણ એઝોર્સના ટાપુ પાસે આવી પહોંચ્યું અહીં થોડી વિશ્રાંતિ લઈને કોલંબસ જેમ બને તેમ જલદી સ્પેન પહોંચવા માટે પાછો ઊપડ્યો

૧૫મી માર્ચે નીના એ સ્પેનને કિનારે પગ મૂક્યો નગરના શહેરમાં નગરે કોલંબસને જોવા માટે આખી વસ્તી ઊમટી હતી

લોકો બારી બારણામાં, છાપરે અને રસ્તા ઉપર હારબંધ ઊભા હતા કોલંબસ સૌથી મોખરે હતો તેની પાછળ પોતાના

પ્રવાસની સાક્ષી રૂપે છ ઇંડિયનો ચાલ્યા આવતા હતા ઉપરાંત ત્યાંના મોટા મોર પોપટ વિગેરે પક્ષીઓ પણ આ સરઘસમાં હતાં કોલંબસ આજે ઘોડા ઉપર બેઠો એ કેવા ભાવો અનુભવ્યા હશે !

પણ અહીં કોલંબસની કથા પૂરી નથી થતી. હજી તેના જીવનનો ઉત્તર ભાગ બાકી છે પણ તે ખૂબ કરુણ છે. કોલંબસ મોટો વહાણવટી હતો પણ કંઈ રાજદ્વારી પુરુષ નહોતો પોતે સ્થાપેલી વસાહતોની રાજદ્વારી કિંમત તેના ખ્યાલમાં નહોતી તેને તો એક નવો પ્રદેશ દુનિયાની ભૂગોળમાં ઉમેર્યાનો સંતોષ હતો પણ આવા 'અક્કલ વગરના' લોકોની મૂર્ખાઈનો લાભ ઉઠાવનારા સ્પેનમાં ઘણા હતા

કોલંબસ તો હજી પણ વધુ પ્રદેશો શોધવા માટે તૈયાર હતો તેણે વળી બીજી મુસાફરી કરી અને તેમાં તે હજી વધારે આગળ વધ્યો અને કેરીબિયન ટ્રીનિડેડના બેટ સુધી પહોંચી ગયો, એટલું જ નહિ પણ દક્ષિણ અમેરિકાના ઉત્તરમાં આવેલી ઓરીનોકો નદીના મુખ સુધી તે જઈ આવ્યો

તેણે ત્રીજી સફર કરી અને તેમાં લગભગ મેક્સીકો સુધી પહોંચી ગયો પણ મેક્સીકોના પ્રદેશમાં પગ મૂકતા મૂકતાં તે રહી ગયો એ યશ એના નસીબમાં નહોતો

આટઆટલી મુસાફરી કરી છતાં સ્પેનના લોકો જેના ભૂખ્યા હતા તે સોનું કોલંબસ ન શોધી શક્યો એટલે તેના સાથીઓ તેના પર ચિડાયા તેની ચોથી સફરમાં તો તેને વહાણ

પરના માણસોએ દગાથી બાંધ્યો અને લગભગ મરવા જેવી હાલતમાં તે સ્પેન ભેગો થયો.

આનો આઘાત કોલંબસને બહુ જ લાગ્યો. જેવો તે અંધારામાંથી આવ્યો હતો, તેવા જ અંધારામાં તેણે પોતાનું પાછલું જીવન વિતાવ્યું. અલબત્ત તે પછી તે બહુ જીવ્યો જ નહિ. પણ જે બે વર્ષ તેણે કાઢયાં તે બહુ જ કરુણ હતાં.

કોલંબસે મરતાં સુધી એમ જ માન્યા કર્યું હતું કે તેણે શોધેલો દેશ તે ચીન અને હિંદુસ્તાનની પાસેનો પ્રદેશ છે. પણ ખરું જોતાં તો તેને એ પણ ખબર નહોતી કે પોતે કોઈ મોટો ખંડ શોધ્યો છે. તેની અને અમેરિકાની શોધની વચ્ચે એક સાવ પાતળો પડદો જ હતો. પણ તે ભેદવાનું કામ તેની પછીના મુસાફરો માટે જ રહ્યું. કોલંબસ તો કેવળ અમેરિકા માટેનો માર્ગ યુરોપને માટે ખુલ્લો કરીને ચાલ્યો ગયો.

સ્પેનના સુવર્ણભૂખ્યા અનેક વહાણવટીઓ હવે ઊમટી પડયા. વેસ્ટ ઇંડીઝના ટાપુઓ પર તો હવે સ્પેનીશ લોકોની જમાત જામવા માંડી. ત્યાં જ જાણે તેમનો પ્રથમનો વસવાટ હોય તેમ ત્યાં ત્યાં ત્યાં તેઓ અમેરિકાના જુદા જુદા ભાગને ફેંદવા લાગ્યા. એક પછી એક નવા ને નવા પ્રદેશો ખુલવા લાગ્યા. કુદરતની અને માનવીઓએ ઊભી કરેલી અફાટ સમૃદ્ધિ તેમની આગળ વધુ ને વધુ આવવા લાગી. કોર્ટ નામના સ્પેનીશ મુસાફરે મેકસીકોમાં જઈને ત્યાંથી જેટલું લૂંટાય તેટલું લૂંટવા માંડયું. આ બાજુ બાલ્બોયા નામનો એક મુસાફર તો વળી પનામાના પ્રદેશમાં જઈને એટલે સુધી આગળ વધ્યો કે એક ઊંચા

પર્વત ઉપર ચઢીને તેણે જોયું તો પોતાની સામે આટલાં જેવો જ બીજો અફાટ સમુદ્ર 'પેસિફિક' જોયો. આ સમુ શોધ પણ કંઈ ઓછી ઉપયોગી નથી.

જેમ જેમ સ્પેનનાં વહાણો અમેરિકાથી સોનાના ભં લઈને આવવા લાગ્યાં, તેમ તેમ સ્પેન ને પોર્ટુગાલનાં વહા વધારે ને વધારે ત્યાં ઊપડયાં. ભૂખ્યાં વરૂઓની જેમ તે તૂટી પડયા. અમેરિકાનો પૂર્વ બાજુનો કિનારો ઠેઠ ન્યુફાઉ લેંડથી માંડીને તે બ્રાઝીલ સુધીનો આ બધાં વીંખવા મં પડયાં હતાં. મેક્સીકોમાં તો ત્યાંનાં લોકોની પરંપરાની ચા આવતી સંસ્કૃતિને પ્રતાપે લોકો ખૂબ સુખી અને સમૃદ્ધ હત પણ તેમની પાસે લડાઈનાં આ લોકો જેવાં સાધનો નહિ હોવા કારણે લૂંટાયાં.

કોલંબસ પછીનો અમેરિકાની વધારે શોધનો ઇતિહા બહુ જ દુ:ખદ છે. તેમાં સાહસની અને વિજ્ઞાનની ભાવના ફક્ત ધનલોભ અને રાજલોભની ભાવના જ આપણને વધારે દેખાય છે. આ બધામાં જો કોઈએ આડો આંક વાળ્યો હોય તો તે પીઝારો નામના એક ખૂબ બહાદુર ને સાહસી સ્પેનીયાર્ડ મુસાફરે અમેરિકાના પશ્ચિમ બાજુના પ્રદેશો સુધી પહેલવહેલો પહોંચના આ મુસાફર હતો. પેરુના પ્રદેશમાં તે વખતે સંસ્કૃતિ પુરબહારમ હતી. લોકો અતિ સમૃદ્ધ અને સંસ્કારી હતા. સુખ શાંતિ પૂરેપૂરી હતી. અત્યારે પણ પેરુની સંસ્કૃતિના અવશેષો જે જોવા મળે છે તે પરથી કોઈ પણ પ્રાચીન સંસ્કૃતિની સાથે તેને મૂકી શકાય એટલી મહત્તા તેની દેખાય છે પીઝારો ત્યાં પહોંચ્યો. ત્યાંની સમૃદ્ધિ જોઈ તેની આંખ ફાટી. તેણે લૂંટફાટ,

દગો, કતલ વિગેરે જેટલા ઉપાયો લઇ શકાય તેટલા લીધા. ત્યાંના રાજાને દગાથી કેદ પકડ્યો. રાજાએ તેને કહ્યું કે જો મને છોડવાનું વચન આપો તો હું તમને આ મારો હાથ પહોંચે ત્યાં સુધી આખો ઓરડો સોનાથી ભરાવી દઉં. તેણે ઓરડો સોનાથી ભરી મૂકયો. પણ પીઝારો તો ઘાતકી હતો. તેણે સોનું તો લીધું, પણ તે રાજાનો જાન પણ લીધો. આ કથા બહુ જ ભયંકર છે. એને વિશેષ વર્ણવતા કલમ પણ ના પાડે તેવું છે.

પણ આ બધામાં એક બીજો પણ એવો માણસ આપણને જોવા મળે છે કે જેના નામ ઉપરથી આ આખા પ્રદેશને અમેરિકા એવું નામ મળ્યું. આ માણસનું નામ અમેરિક્સ વિસ્પિયસ. તેણે અમેરિકાનો બ્રાઝીલ દેશનો આખો કિનારો ઢૂંઢયો, દક્ષિણમાં તે સાઉથ જ્યોર્જિયા સુધી ભમી આવ્યો. આખરે બરફના ખડકો તેણે તરતા જોયા અને તેની સાથે ટક્કર લેવાની તેનામાં હિંમત ન હોવાથી પાછો પોર્ટુગલ પહોંચી ગયો. તેણે સૌથી વધારે અગત્યનું કામ તો એ કર્યું કે આ આખા પ્રવાસનું બહુ જ અભ્યાસપૂર્ણ અને વૈજ્ઞાનિક રીતે એક વર્ણન લખી રાખ્યું. આ પુસ્તકરૂપે જ્યારે યુરોપમાં બહાર પડયું ત્યારે તે થોડા જ વખતમાં ખૂબ જ લોકપ્રિય થઇ પડ્યું, એટલું જ નહિ પણ એ વખતે જર્મન છાપામા દુનિયાની ભૂગોળનું એક પુસ્તક લખાતું હતું તેના લેખકે આ નવી શોધ તેમાં ઉમેરી અને તે નવા પ્રદેશનું નામ તેના શોધક ઉપર અમેરિકા રાખવું એમ સૂચન કર્યું અને એ સૂચન બધાએ સ્વીકારી લીધું. શરૂઆતમાં તો બ્રાઝીલના એ પ્રદેશને જ,

'અમેરિકા' એ નામ અપાયું. પણ ધીરે ધીરે આખા ખં
જેમ જેમ શોધ થવા લાગી તેમ તેમ આ આખા નવા ખ
અમેરિકાનું નામ મળ્યું.

હજી આ બધામાં સ્પેન અને પોર્ટુગલ જ વધારે દોડ
કરતાં હતાં. જ્હોન કેબટ નામનો એક ઇટાલિયન મુસ
ઇગ્લાંડમાંથી ત્યાંના રાજાના આશ્રયથી આ બધાથી નિરા
ઊપડયો. તેને હતું કે જ્યાં આ સ્પેનીશ લોકો નથી પહોંચ
ત્યાં હું જાઉં. તેણે ઉત્તર અમેરિકાનો ન્યુફાઉન્ડલેંડ શોધી કાઢ
અને ઇગ્લાંડના રાજાનો વાવટો ફરકાવવા સિવાય ત્યાં
વખતે વધારે કંઈ થઈ શકે તેમ નહોતું, કારણ કે ત્યાં એન
લગડીઓ તૈયાર નહોતી.

# મેગેલેન

અમેરિકાના પ્રવાસીઓમાં કોલંબસની સાથે મૂકી શકાય એવું આ એક પાત્ર પણ આ જ વખતમાં આપણને મળે છે. અને તે ફર્નિનાન્ડ મેગેલેન. આ વહાણવટી પોર્ટુગીઝ હતો. કોલંબસે જ્યાંથી પોતાનું કામ અધૂરું મૂક્યું હતું ત્યાંથી આ મેગેલેને ઉપાડી લીધું. ચીન પહોંચવા માટેના માર્ગમાં જે આ નવો પ્રદેશ આડો આવ્યો હતો, તે માર્ગને ઓળંગીને આગળ વધવાની તેણે હામ બીડી. કોલંબસે અમેરિકા શોધ્યો તે પછી પાંચ જ વર્ષે વાસ્કો-ડી-ગામાએ આફ્રિકાના પશ્ચિમ કિનારે થઈ ને આગળ વધતાં વધતાં કેપ ઓફ ગુડ હોપ પાસેથી એક આરબ ભોમિયાની મદદથી હિંદુસ્તાનના કિનારા પર પગ મૂક્યો. પણ આ આખો માર્ગ પોર્ટુગીઝ લોકોએ પોતાનો કરી લીધો હતો, તેથી કોઈ બીજો જ માર્ગ લેવો જરૂરનો હતો. મેગેલેને આ માટેની યોજના ઘડી કાઢી અને અમેરિકાને કોઈ પણ રીતે વટાવીને ચીન પહોંચવું એમ તેણે નક્કી કર્યું. અમેરિકાની પશ્ચિમે દરિયો છે, એ વાત તો બાલ્બોઆ નામના એક મુસાફરે જાતે જોઈને સાબિત કરી હતી. પણ દરિયા-રસ્તે તે સમુદ્રમાં પહોંચવા માટે

કાં તો અમેરિકાની દક્ષિણ અને ઉત્તર દિશા તરફ જ જવું જોઈએ. મેગેલેને દક્ષિણ દિશા પસંદ કરી.

આ આખી યોજના લઈને મેગેલેન સ્પેનના રાજા પાસે ગયો. સ્પેનનો રાજા ચાર્લ્સ જુવાન હતો. મેગેલેનની યોજનાને તેણે વધાવી લીધી અને મેગેલેન ૫ વહાણો અને ૨૩૭ માણસોનો કાફલો લઈને નીકળી પડ્યો. તેના કાફલામાં લગભગ બધા દેશના વતનીઓનું પ્રતિનિધિત્વ હતું. સ્પેનીયાર્ડ, પોર્ટુગીઝ, ઇટાલિયન, હબસી, જર્મન, ગ્રીક, ફ્રેન્ચમેન અને એક અંગ્રેજ પણ હતો.

૧૫૨૦ના સપ્ટેમ્બર માસની એક સવારે આ કાફલાએ સ્પેનનો કિનારો છોડયો. અનેક તોફાનો વચ્ચે તેઓ ડિસેમ્બરમાં બ્રાઝીલ પહોંચ્યા. જે જગ્યાએ અત્યારે રીઓ-ડી-જનેરીયોનું બંદર છે ત્યાં તેમણે વિસામો લીધો. ત્યાંના વતની લોકોએ તેમનો પ્રમાણમાં ઘણો સારો સત્કાર કર્યો. મેગેલેને યુરોપની જાતજાતની રમકડાં જેવી ચીજો તેમને આપી અને બદલામાં તેમણે ખાવા પીવાનો સામાન મેળવ્યો. મેગેલેનની સાથે એક ઇટાલિયન મુસાફર હતો. તે કેવળ શોખની ખાતર જ નીકળેલો. તેણે આ આખા પ્રવાસનો રોજેરોજનો વૃત્તાંત નોંધી રાખ્યો હતો. તેણે ત્યાંના આ ભોળા માણસોને બનાવ્યાની રમૂજી હકીકત નોંધી છે. મેગેલેને ત્યાંના એક વતનીને મોઢું જોવાનો એક નાનો અરીસો આપ્યો અને તેના બદલામાં દસ જણ ધરાય એવડી મોટી માછલી પકાવી, એટલું જ નહિ પણ ગંજીપાનાં પાનાંમાંથી એક કાળીનો એક્કો આપીને સામા માણસ




ગેગેલન અને ફ્રાંસિસ ડ્રેકની પ્રવાસકથા પા. ૭૯ થી ૮૨

પાસેથી દસ તાજીમાજી મરઘીઓ મેળવી લીધી. ઉતરવાની વિદ્યા આ લોકોને શીખવવી પડે એમ હતુ જ નહિ.

ત્યાંથી આગળ ચાલ્યા. તેઓ એક મોટી નદીના મુખ આગળ આવી પહોચ્યા. આ મુખ લગભગ ૫૦ માઇલ પહોળુ હતું એટલે મેગેલેનને પહેલાં તો એમ થયુ કે અહીંથી અમેરિકા પૂરો થાય છે. પણ જરાક આગળ જતાં તેમની ખાત્રી થઈ કે આ તો નદીનું મુખ છે. તેઓ દક્ષિણમા હજી આગળ વધવા લાગ્યા. કિનારો હજુ તેમની સમાન્તર બાજુએ ચાલ્યો જ આવતો હતો. જેમ જેમ તેઓ વિષુવવૃત્ત વટાવીને દક્ષિણે જવા લાગ્યા, તેમ તેમ હવામા ને ઋતુમા ફેરફાર થવા લાગ્યો. માર્ચ મહિનામા જ્યારે વસંત ઋતુ શરૂ થવી જોઈએ ત્યારે અહીં શિયાળો જ હતો. હવા વધારે ને વધારે તોફાની થવા લાગી મેગેલેનને આ હવામા આગળ વધવું મુશ્કેલ થઈ પડ્યુ. તેણે એક કિનારા પર સહીસલામત આશરો શોધ્યો. તે બંદરનું નામ તેણે પોર્ટ સેન્ટ જુલીઅન પાડ્યુ. હજુ પણ તે બંદરનું નામ આ જ છે હવે તેઓ દક્ષિણ અમેરિકાના દક્ષિણ કિનારાથી બહુ દૂર ન હતા. પણ મેગેલેને સમયસૂચકતા વાપરીને બધા માણસો માટે ખોરાકનુ પ્રમાણ અર્ધું કરી નાખ્યું અને પેટ જેટલુ ઊણુ રહે તેટલુ આસપાસના પ્રદેશમાથી મેળવી લેવા માટેની છૂટ આપી. આ બંદરમા તેને ૭ મહિના પડ્યું રહેવું પડ્યુ. આ ૭ માસ દરમિયાન ત્યા અનેક નવાજૂની થઈ ગઈ. માણસો આ કંટાળાભરેલા પ્રવાસ અને રઝોળાણથી ત્રાસ્યા હતા. તેમા વળી ખોરાકનું પ્રમાણ ઘટાડ્યું એટલે ધૂધવાતો અગ્નિ ફાટી નીકળ્યો. કેટલાક માણસોએ બળવો કર્યો. મેગેલેનની છાતી થડકે

તો તે ચાવે તેમ નહોતું. તેણે હ૭ બળવો ઉગ્ર સ્વરૂપ લે તે પહેલા તો બળવામાં ભળેલા એક વહાણના કેપ્ટનને બીજાઓને ખબર પડે તે પહેલા વાઢી નાખ્યો અને તેનું વહાણ પોતે કબજામા લીધું. બીજા બળવાખોરોના ઉપર થોડા જ વખતમા તેણે ધાક બેસારી દીધી બીજા બે સરદારોના માથા વાઢીને તેણે એક ઊંચા વાંસ ઉપર ટિંગાડ્યા આ બનાવ પછી ૫૮ વર્ષે જ્યારે ફ્રાન્સિસ ડ્રેક ત્યાથી પસાર થયો ત્યારે તે સુકાઈ ગયેલા માથા ત્યા ટિંગાતા હતા

શિયાળો ત્યા ગાળીને ઓગસ્ટ માસમા પાછા મેગેલેને લંગર ઉપાડ્યા ને ચાર પાંચ દિવસને અંતે તેઓ અમેરિકાના દક્ષિણ છેડે આવી પહોંચ્યા આ અમેરિકાનો છેડો છે એ તેમને ખબર જ નહોતી તેણે તો આ નાનકડા દરિયાઈ માર્ગમાથી પોતાનો માર્ગ કાઢવા માડ્યો આ જગ્યા ખરેખર વહાણને માટે ભયંકર હતી નાના મોટા કેટલાય બહાર દેખાતા અને પાણીમા ડૂબેલા ખડકોમાથી સભાળી સભાળીને વહાણને લઈ જવા એ કામ મહાભારત હતુ એક વહાણ તો આડે રસ્તે ચડી ગયુ ને અંધારામા માર્ગ ભૂલીને બીજા વહાણોથી જુદુ પડી ગયુ એ વહાણ પાછુ સ્પેન ભેગુ થઈ ગયુ વરસાદ તોફાન, એક બાજુ કિનારા પર દૂર દૂર દેખાતા ત્યાના વતનીઓના તાપણા બીજી બાજુ ભયંકર ઊંચા ડુંગરો અને વચ્ચે નાનકડી નહેર જેવી જગ્યામાથી વહાણ કાઢવા મા તેના ૬ અઠવાડિયા ચાલ્યા ગયા અને જ્યારે આમાથી મહીસનામત પસાર થઈને મેગેલેનના વહાણો બીજી બાજુના પાસિફિક મહાસાગરને આરે ઊભાં રહ્યા ત્યારે મેગેલેનની

આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. આ સામુદ્રધુનીનું નામ અત્યારે પણ મેગેલેનની સામુદ્રધુની તરીકે અમર છે.

મેગેલેનમાં પાછો નવો પ્રાણ આવ્યો. તેણે આ ઠંડી આબોહવાથી બચવા માટે પોતાનાં વહાણો ઉત્તર તરફ હાંકયાં અને પછી સીધાં પશ્ચિમ તરફ મારી મૂકયાં. પણ તેના દુઃખનો હજુ કંઈ અંત નહોતો આવ્યો. દિવસો પર દિવસો જવા લાગ્યા, પણ જમીનનો કયાંય પત્તો ન હતો. ખોરાક સાવ ખૂટવા આવ્યો, પાણી ખૂટવા આવ્યું, એટલું જ નહિ પણ એવું વાસી થઈ ગયું હતું કે નાક બંધ રાખીને જ તે પીવું પડતું. ખાવાની બાબતમાં તો આથી પણ ભયંકર સ્થિતિ હતી. સઢના દોરડાંમાં વણેલી ચામડાની પટ્ટીઓ કાઢી કાઢીને ખલાસીઓ તેને પાણીમાં પલાળી પલાળીને ખાતા. વહાણોમાં વાળાનો રોગ ફાટી નીકળ્યો. ઘણાય ખલાસીઓ તેમાં મરી ગયા. સદ્ભાગ્યે આ બધો વૃત્તાંત નોંધી નાખનાર પેલો ઈટાલિયન મુસાફર સાજો-સારો રહ્યો હતો અને સૂર્યની નિયમિતતાથી રોજની નોંધ રાખતો હતો.

આખરે બીજા વરસના માર્ચ મહિનામાં તેમણે વસ્તીવાળા ટાપુઓ જોયા. તેઓ ત્યાં ઉતર્યા અને ખોરાકપાણી મેળવવાની ગોઠવણ કરવા લાગ્યા. પણ ત્યાંની વસ્તીએ તેમને દાદ ન આપી. ઊલટા તેમની વસ્તુઓ ચોરવાનો પ્રયત્ન તેમણે કરવા માંડયો. મેગેલેને આ ટાપુનું નામ જ 'ચોર ટાપુ' ગણ્યું અને હજી ત્યાં ચોર નહિ હોવા છતા એ નામ રહી ગયું છે. કદાચ ત્યાંની વસ્તીને પણ આ નવા લોકો ચોર જ લાગ્યા હશે તો ! મેગેલેનની કારી અહીં ન ફાવી. તેને લંગર ઉપાડવું પડ્યું. આખરે

અઠવાડિયા પછી ફિલિપાઈનના ટાપુઓ પર આ કાફલો આવી પહોંચ્યો.

અહીં તેમને પૂરી મહેમાનગતી મળી. લોકોએ તેમને જોઈતી બધી ચીજો પૂરી પાડી. અહીંનાં ફળોની નોંધ કરતાં પેલો ઈટાલિયન મુસાફર એક લાંબા ફિગ જેવા ફળની નોંધ કરે છે. તે ફળ તેણે તેની જિંદગીમાં પહેલું જ દીઠું હશે એમ લાગે છે. આપણે તો તે ફળ 'કેળાં છે' એમ ઓળખી જ કાઢીએ.

અહીંથી આગળ એક બીજા ટાપુ ઉપર આ લોકો આવી પહોંચ્યા. અહીંના રાજાએ તેમને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. મેગેલેનને તો આમાં દગાની ગંધ આવી. એની પોતાની તો નામરજી હતી. પણ તેના સરદારોએ તેને આ જોખમ ખેડવા આગ્રહ કર્યો અને આખરે બધા આ મિજબાનીમાં ગયા. ત્યાં બધાએ ખૂબ દારૂ ઢીંચ્યો ને રાત ત્યાં જ ગાળી–કહો કે ગાળવી પડી!

મેગેલેન અને અહીંના રાજા વચ્ચે ઠીક દોસ્તી જામી અને મેગેલેને ઉત્સાહમાં આવીને રાજાને કહ્યું, 'તમને સ્પેનના રાજાના નામે આ અને આની આસપાસના બધા બેટોના રાજા જાહેર કરું છું.'

આ અપમાન ત્યાંના એક સરદારથી ન સાંખ્યું ગયું અને તેને આવી 'કૃપા' ન કરવા બાબત ચોખ્ખે ચોખ્ખી સુણાવી દીધી. મેગેલેન પણ કંઈ ઓછો નહોતો. તેણે નક્કી કર્યું કે સ્પેનમાં કેટલી શક્તિ છે તે આ બધાને બતાવી દેવું. તેણે

પોતાના બધા માણસોને ' લશ્કરી પોશાક પહેરા ને તેમની હથિયારબંધ કૂચ ગોઠવી આવી રીતે લશ્કરી દમામમા એક સવારે તેઓએ પોતાના વહાણમાથી હોડીઓમા થઈ ને બેટ ઉપર પગ મૂકયો અહીંના માણસો કઈ મૂરખ નહોતા તેઓ બધાય આસપાસની ઝાડીમા સતાઈ રહ્યા હતા જેવા ગોરીયાઓ લેકો આગળ વધ્યા કે ઝાડીમાથી બાણોનો ને ભાલાઓનો વરસાદ થવા લાગ્યો એક ઝેરી તીર મેગેલેનના શરીરમા ઘૂસી ગયુ મેગેલેનને પોતાની ભૂલ સમજાઈ પોતાના માણસોને તરત જ પાછા ફરીને વહાણ પર ચઢી જવાનો હુકમ કર્યો પણ મેગેલેન પોતે જ રહી ગયો ત્યાના વતનીઓ તેને ઘેરી વળ્યા ને મેગેલેનના શરીરને વીંધી નાખ્યુ આ રીતે દુનિયાનો એક મહાન વહાણવટી કેવળ થોડીક મૂર્ખાઈને કારણે સમુદ્ર ઓળગીને પ્પાણિચિયામા ડૂબ્યો

પ્રાણ વગરના શરીરની જેમ બાકી રહેલા માણસો જેમ તેમ કરીને હિંદી મહાસાગર અને આફ્રિકાને ઓળગીને સ્પેન પહોચ્યા અને એ રીતે પહેલવહેલા દુનિયા આખીની પ્રદક્ષિણા થઈ

મેગેલેન પણ એ રીતે પ્રાન મમતી માથે બેસી શકે તેવો જ વીર હતો-મહાન મુસાફર હતો પાસિફિક મહાસાગરનો નકશો દોરનાર એ પહેલો વૈજ્ઞાનિક હતો

## ફ્રાંસિસ ડ્રેક

મેગલેને શોધેલા આ નવા માર્ગ પછી ઇગ્લાંડને પણ હિંમત આવી. ઇગ્લાંડ તે વખતમાં તો વહાણવટામાં ઘણું પાછળ હતું. પણ ફ્રાંસિસ ડ્રેક નામના એક ખૂબ સાહસી મુસાફરની નજરમાં આ સ્પેનીયાર્ડ લોકોની અમેરિકામાં ચાલતી લૂંટ ખૂંચતી હતી. તે વખતે ઇગ્લાંડની રાણી એલિઝાબેથની સંમતિ અને મદદ લઈને તેણે મેગેલેનના રસ્તે અમેરિકાના પશ્ચિમ કિનારે પહોંચવાનો નિર્ણય કર્યો. અને ત્યાં જઈને સ્પેનીયાર્ડ લોકોની લૂંટમાં ભાગ પડાવવાનો તેણે મનસૂબો રચ્યો. એલિઝાબેથ પણ અંદરખાનેથી આ જ ઇચ્છતી હતી. પણ જાહેરમાં કંઈ એક રાજ્ય બીજા રાજ્યની ઈર્ષા કરી શકે છે? તેણે ફ્રાંસિસ ડ્રેકને માનભરી વિદાય આપીને તેના હાથમાં તલવાર આપતાં કહ્યું, 'ડ્રેક! જે તારા પર શસ્ત્ર ઉગામે તે ઇગ્લાંડ ઉપર શસ્ત્ર ઉગામે છે એમ સમજજે.'

આ શબ્દોનું બળ ફ્રાંસિસ ડ્રેકને માટે પૂરતું હતું. તે પાંચ વહાણો લઈને નીકળી પડ્યો. ડ્રેકે તો પોતાની મુસાફરી ઠાઠમાઠથી શરૂ કરી. પોતાના વહાણમાં પોતાની કેબીનને તેણે રૂપાના અને

કાચના સુંદર ફર્નિચરથી તથા ફૂલદાનીઓથી મઢી હતી. વળી વહાણો ઉપર સંગીતની પણ ગોઠવણ કરી હતી. ડ્રેકના નામથી જ કેટલાય જુવાનિયાઓ આ સાહસમાં ભાગ લેવા તૈયાર થઈ ગયા હતા. તેમાંથી ૧૪ જણને ડ્રેકે પસંદ કર્યા હતા. ડ્રેકે પોતાની ખરી યોજના છુપાવીને જાહેર એમ કરાવેલું કે પોતે પૂર્વના પ્રદેશો બાજુ મુસાફરીએ જાય છે. પણ તે બધું જાહેર રીતે ગુપ્ત હતું.

શરૂઆતમાં જ તેને તોફાન નડ્યું એટલે તેને નજીકના જ બંદરમાં રોકાઈ જવું પડ્યું. ત્યાં વહાણને થયેલી ભાગતૂટનું સમારકામ કરીને પાછો કાફલો આગળ ઊપડ્યો. પહેલાં તો તેણે કોઈને વહેમ ન પડે તે માટે સીધું દક્ષિણ દિશામાં જ હંકાર્યે રાખ્યું. આફ્રિકાના પશ્ચિમ કિનારા પાસે તેમણે વિસામો લેવાનું નક્કી કર્યું, ત્યાંના વતનીઓ સાથે તેણે થોડો ઘણો વેપાર ચલાવવાની પણ તજવીજ કરી જહોન ફ્રાઈ નામનો એક ખલાસી ઉત્સાહમાં પહેલો તે કિનારા પર ઊતર્યો, પણ તેની ઉતાવળનો તે ભોગ થઈ પડયો. ત્યાંના વતનીઓ તેને ઉઠાવીને નાસી ગયા. ડ્રેકે પાછળ એની ઘણી શોધ કરી, પણ તેનો પત્તો ન લાગ્યો ને ડ્રેક પાછો ફર્યો

આ ખલાસીને મૂર લોકોએ ફેઝના રાજાના હુકમથી પકડયો હતો. તેની પાસેથી તેને પોર્ટુગલના રાજા સબંધે માહિતી પડાવવી હતી. પણ આ માણસને બિચારાને કંઈ ખબર નહોતી એટલે તેને છોડી દીધો. એ માંડમાંડ એક વેપારીના વહાણ મારફતે ઇંગ્લાંડ ભેગો થયો.

૩૫ વર્ષના બેરો છોડયા પછી તેઓએ એક પોર્ટુગીઝ વહાણ પકડ્યું અને બધો માલ લૂંટી લીધા પછી તેના ખલાસીઓને છોડી મૂક્યા. ફક્ત તેના સુકાનીને ડ્રેકે પોતાની સાથે લઈ લીધો.

અહીંથી તેમની ખરી મુસાફરી શરૂ થઈ. બે મહિના પછી અનેક તોફાનો ને ઝંઝાવાતોમાંથી પસાર થઈને તેઓ અમેરિકાને પૂર્વ કિનારે બ્રાઝીલ પાસે આવી પહોંચ્યા. અહીંથી મેગેલેનને રસ્તે રસ્તે તેઓએ દક્ષિણમાં આગળ વધવા માંડ્યું.

કોણ જાણે શું થયું તે, જે જગ્યાએ મેગેલેનના વહાણમાં બળવો થયો હતો તે જ જગ્યાએ ડ્રેકના ખલાસીઓમાં બળવો થયો અને ડ્રેકે પણ મેગેલેનની જ રીત અખત્યાર કરી ડૉટન ડાઉટી નામનો એક અમલદાર ઘણા વખતથી ખલાસીઓમાં ઉશ્કેરણી કર્યા કરતો હતો તેનો નિકાલ કરી નાખવાનું તેણે નક્કી કર્યું. એક જગ્યાએ ડૉટન ડાઉટી ઉપર કાર્યદક્ષ કોર્ટમાં ચાલે તેમ કેસ ચલાવવામાં આવ્યો અને તેને માટે નીચેની ત્રણમાંથી ગમે તે એક સજા સ્વીકારવાનું ઠરાવવામાં આવ્યું. કાં તો તેને કેદ કરીને ઇંગ્લાંડ પહોંચાડવો, કાં તો તેને આ જગ્યા ઉપર છોડી દેવો, અને કાં તો ફાંસી ડૉટન ડાઉટીએ છેલ્લી જ સજા પસંદ કરી ડૉટન ડ્રેક તથા ડૉટન ડાઉટીએ સાથે બેસીને છેલ્લું ખાણું લીધું. સંગીત થયું. તેની સજા સિવાયની બીજી ઘણી વાતો થઈ અને નક્કી કરેલે સમયે તેને ગોળાથી ઠાર કરવામાં આવ્યો. વિધિપૂર્વક તેના દેહને દફનાવવામાં આવ્યો.

વહાણ આગળ વધ્યા. મેગેલેનની સામુદ્રધુની આવી પહોંચી.

વગી એ જ ભયંકર જગ્યા ! ખડુ જ ધીરે ધીરે ભાંગતી જાળવીને ડ્રેક આમાથી વહાણ હકવા લાગ્યો વચ્ચે વચ્ચે નાના નાના અનેક ટાપુઓ આવતા ત્યા વળી પેંગ્વીન પક્ષીના શિકાર માટે પણ તે બધા અટકતા, ત્યાના વતનીઓ સાથે દોસ્તી બાધતા અને એ રીતે આગળ વધવા લાગ્યા મેગેલેનની સામુદ્રધુની તેઓ લગભગ પસાર કરી ગયા ત્યા તેમને પાછુ દરિયાઈ તોફાન નડ્યુ એક વહાણ તો આખુ માણસો સહિત તળિયે બેઠુ એક વહાણ છૂટુ પડી ગયુ ડ્રેકનુ પોતાનુ વહાણ ખોખરુ થઈ ગયુ તેને એક બેટ ઉપર શરાઈને સમારવામા તેનો કેટલોય વખત ચાલ્યો ગયો

પણ આ તોફાન શમી ગયા પછી હવાએ તેમને યારી આપી ડ્રેક પોતાના એક ખોવાઈ ગયેલા વહાણની ખૂબ શોધ કરી પણ કઈ પણ પત્તો ન લાગ્યો

ડ્રેક ઉત્તરમા આગળ ને આગળ વધવા લાગ્યો અને વાલ્પા રેઝીઓ' નામના ચીલે પ્રદેશના બદરની તેની લૂટનુ કામ શરૂ થઈ ગયુ જ્યા જ્યા બદરના બારામા સ્પેનીશ વહાણ દેખાય, ત્યા ડ્રેકના આ માણસો પહોચી જાય વહાણમોટે ભાગે માલથી ભરેલા અને મારામ વગરના હોય ગણ્યાક માણસો સાથ ઉપર નિશ્ચિતપણે બીજે માલ ભેગો કરતા હોય અહીં સ્પેન સિવાય બીજા કોઈ દેશની પ્રજા આવી શકે તેમ તેની કલ્પના પણ ક્યાથી હોય ! સોના રૂપાની લગડીઓની લગડીઓ તેમણે બે લી લેવા માટે એટલુ જ નહિ પણ તેઓ માત્ર માલ પોતાના વહાણમા નાખ વીરસેના વહાણના બધા દોરડા કાપી નાખતા એટલે વહાણ

સીધાં દરિયાના પવનની દિશામાં ઊપડી જતાં, કાં તો કોઈ ખાડ સાથે અથડાઈને તૂટી જતાં. આ લૂંટનું વર્ણન આપણા આ પુસ્તકમાં બંધબેસતું નથી પણ આ લૂંટને પરિણામે જ ડ્રેકે પણ આખી દુનિયાની પ્રદક્ષિણા કરી–કહો કે કરવી પડી. ડ્રેક આ પ્રમાણે લૂંટ કરતો કરતો પનામા સુધી પહોંચી ગયો, જ્યાં તેને ખબર મળ્યા કે અહીંથી એક સ્પેનનું વહાણ ખજાનો ભરીને આગળ ગયું છે. થયું. ડ્રેકે કહ્યું, "ચાલો, જે કોઈ આ વહાણને પહેલું દેખાડશે, તેને હું ઇનામોથી લાદી દઈશ." ખલાસીઓ દિવસ ને રાત ચોકી કરવા લાગ્યા. આખરે દૂર સઢ દેખાયા. ડ્રેક બરાબર તેનો પીછો પકડ્યો ને લગભગ સાનફ્રાંસિસ્કો પાસે તે વહાણ પકડાયું. ડ્રેકે તે વહાણને કબજે કર્યું અને વહાણમાંથી લૂંટનો માલ પોતાનાં વહાણમાં હાલવવા માંડ્યો. સોનું, રૂપું, હીરા અનેક કિંમતી ખજાનો તેમાં ભર્યો હતો, તે હાલવતાં જ ચાર દિવસ ચાલ્યા ગયા.

હવે તો એટલો સામાન થઈ ગયો કે જો એકાદ બીજી લૂંટ મળે તો તે ક્યાં ભરવી એ સવાલ હતો. એટલે ડ્રેકે હવે ઇંગ્લાંડ પાછા જલદી પહોંચી જવાનો વિચાર કર્યો. પણ જવું કઈ રીતે? આવ્યા એ રીતે કંઈ પાછા જવાય તેમ નહોતું. ત્યાં તો સ્પેનની ચોકી ખડી જ હોય! એટલે તેણે મેગેલેનની જેમ પશ્ચિમ દિશામાં જ વહાણ હાંકી મૂકીને ઇંગ્લાંડ પહોંચવાનો નિર્ણય કર્યો અને તેણે પોતાનું નાનકડું વહાણ મધદરિયે હાંકી મૂક્યું.

અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈને જાવા, સુમાત્રા, ફિલિપાઈન્સ,

કેપ ઓફ ગુડ હોપ—એ બધું વટાવીને એક રવિવારે પ્લાઈમાઉ બારામાં ડ્રેકનું વહાણ આવીને ઊભું રહ્યું. લોકો ડ્રેકના વ સાંભળી ઘેલા બની ગયા ને બંદર ઉપર ઠઠ જામી ગઈ.

ડ્રેકની લૂંટથી એલિઝાબેથને કંઈ ઓછો આનંદ નહોતો થ પણ એ આનંદ વ્યક્ત થાય તેમ નહોતું. કારણ કે સ્પે રાજાએ ડ્રેકની આ લૂંટફાટની ફરિયાદ ત્યાં નોંધાવી હતી. એ પહેલાં તો ડ્રેકના તરફ જાણે ખૂબ નાખુશ હોય તેવો અભિ રાણીએ તથા અમલદારોએ કર્યો. પણ આખરે તો ફ્રાંિ ડ્રેકને નાઈટહૂડનો ઈલકાબ રાણીએ પોતે આપ્યો અને સર ફ્રાંિ ડ્રેક તરીકે તે ઈગ્લાંડના ઈતિહાસમાં અમર છે. જેને સ્પેની લોકો પોતાનો કાળ ગણતા, જેણે લૂંટ કરતાં કરતાં સાહ ભર્યો પ્રવાસ કર્યો, તેનું એક બાવલું આજે પ્લાઈમાઉથ બં બારામાં છાતી કાઢીને ઊભું છે. અંગ્રેજ પ્રજાએ શું બાવલામાંથી જ પ્રેરણા પીધા કરી હશે!

# મંગો પાર્ક

સત્તરમી સદી સુધી આફ્રિકા દેશ 'અંધારો દેશ' જ ગણાતો. હિંદુસ્તાનના લોકોનો વેપાર આ પહેલાં ઘણા સમયથી આફ્રિકા સાથે ચાલુ હતો. પણ તે આફ્રિકાના કિનારા પરના પ્રદેશો સાથે. આમ તો ઇજિપ્ત અને મોરોક્કો, અલ્જિરિયા, એબિસીનિયા—એ બધા ભાગોમાં વેપાર ઠીક ચાલતો હતો. ત્યાંના લોકો અને યુરોપના તથા એશિયાના લોકોનો સાંસ્કૃતિક સંબંધ ઘણા કાળથી બંધાયેલો હતો. પણ આફ્રિકા એક આખો મોટો વિશાળ ખંડ છે અને તેની અંદર ત્રણ ચાર યુરોપ સમાવી દેવા જેટલી જગા પડી છે તેનો ખ્યાલ કોઈને નહોતો. આફ્રિકાની અંદરના ભાગમાં વસ્તી છે, મોટાં જંગલો છે, નદીઓ છે, સરોવરો છે એવી વાતો અવારનવાર ઊડતી ઊડતી આવતી પણ જેના ઉપર ભરોસો રાખી શકાય એવી પદ્ધતિસરની મુસાફરી કોઈએ કરી નહોતી.

આ મુસાફરી કરનારા જે અનેક મુસાફરો સત્તરમી સદી પછી એક પછી એક નીકળવા લાગ્યા તેમાં બે મુસાફરોના નામ સૌથી વધારે જીવંત છે. એનો અર્થ એમ નથી કે બીજાની શોધોનું મહત્વ ઓછું છે. આફ્રિકાના આખા નકશાના કાળા

ભાગને દેકાણે નકશાઓ દોરવામાં પોતાનાં જીવનને ખરચી નાખનાર અનેક મુસાફરોનાં નામ અત્યારે ઈતિહાસને પાને સોનાને અક્ષરે નોંધાયેલાં છે. આમાં સ્ત્રી-મુસાફરોનો પણ ફાળો છે, પણ એ બધાંનાં વૃત્તાંતો આ પુસ્તકની મર્યાદામાં વધારે પડતાં થવાથી તેને દુઃખ સાથે છોડી દેવાં પડે છે. નહિ તો એ પ્રવાસી-વીરોમાં કોને લેવાં ને કોને છોડવાં ? અનેક પોતાના દેહો ત્યાં જ મૂકીને ગયાં છે, અનેક ભૂખ ને તરસથી, જંગલી લોકોના ત્રાસથી અને રોગથી ત્યાં જ પોતાની કબર કરી ગયાં છે. સહીસલામત બહાર આવનાર તો બહુ જ થોડાં સદ્‌ભાગીઓ નીકળ્યાં છે.

આમાંથી બે મુસાફરોનાં વર્ણનો અહીં આપીને સંતોષ માનવો પડશે, અથવા કહો કે વધારે જાણવાનો અસંતોષ ઊભો કરવો પડશે.

સ્કોટલૅંડની યેરો નદીના કાંઠા ઉપર સેલકર્ક નામના એક ગામની પાસે આવેલી વાડીમાં ઈ. સ. ૧૭૭૧ની સાલમાં આ મંગો પાર્કે જન્મ લીધો. તેના બાપનો વિચાર એવો હતો કે એને પાદરીનું શિક્ષણ આપવું. પણ નાનપણથી જ મંગો પાર્કને વૈદકનો ખૂબ શોખ હતો અને તેના બાપે તેના તે શોખની સામે વિરોધ ન કર્યો. મંગો પાર્કે એડીનબર્ગની વિદ્યાપીઠમાં વૈદ્યવિદ્યાનો અભ્યાસક્રમ પૂરો કર્યો.

આ પછી તે લંડનમાં આવ્યો. તેને મુસાફરી, વનસ્પતિશાસ્ત્ર, પ્રાકૃતિક ભૂગોળ વગેરેનો ખૂબ શોખ હતો. તેણે લાગવગ લગાડીને

પણ પૂર્વ પ્રદેશો તરફ જતાં એક વહાણમાં ડૉક્ટર તરીકે જવાની તક સાધી અને છેક સુમાત્રા સુધી ફરી આવ્યો.

આ વખતે ઇંગ્લાંડના લોકોનું ધ્યાન આફ્રિકા ઉપર વધારે ને વધારે જવા લાગ્યું હતું. આગળ કહ્યું તેમ આફ્રિકાના કાંઠા ઉપરના પ્રદેશોમાં તો ઘણા યુરોપીઅન વેપારીઓ પહોંચી ગયેલા. આફ્રિકામાં એ વખતે સૌથી મોટો વેપાર ગુલામોનો થતો હતો. અમેરિકામાં વસાહતો શરૂ થવા લાગી હતી, ત્યાં મજૂરી કરવા માટે માણસોની ખૂબ જરૂર હતી. આફ્રિકામાં વસતા હબસી લોકોને ભોળવીને, ડરાવીને, ત્રાસ વર્તાવીને કેટલાય વેપારીઓ આ વેપાર કરી રહ્યા હતા. તેમાં યુરોપીઅનોની મધ્યમાં આફ્રિકાના કાંઠા ઉપર વસતા 'સુધરેલા' હબસીઓ તથા આરબો તથા મૂર લોકો પણ હતા. આ 'સુધરેલા' હબસીઓ આફ્રિકાના અંધારા ભાગમાંથી ગમે તે રીતે ગુલામોને ખેંચી લાવતા અને વહાણો ભરી ભરીને તે માલ અમેરિકા રવાના. પણ કોઈ યુરોપીઅન આ અંદરના ભાગમાં પ્રવેશવાની હિંમત નહોતો કરી શકતો.

પરંતુ આફ્રિકામાં ઘૂસ્યા સિવાય છૂટકો નહોતો. યુરોપના લોકોને કાને આફ્રિકાની અંદરના ભાગમાં આવેલાં મોટાં જંગલો, મોટી નદીઓ, હાથીદાંત, સોનું વગેરે સંબંધે જાતજાતની વાતો આવતી હતી. આ બધી સંપત્તિ જે ભાગમાંથી આવતી હતી તે ભાગમાં એક ખૂબ મોટી નદી વહેતી હતી એ વાત નક્કી હતી. તે નદીનું નામ નાઈગર. આ નદીના કાંઠા ઉપર મોટાં મોટાં શહેરો તથા ગામડાંઓ ને જંગલો વસેલાં હતાં.

પણ આ નદી ક્યાંથી નીકળે છે અને ક્યાં તેનો છેડો છે તેની કોઈ ને ખબર ન હતી. એક વાત ઘણા વેપારીઓ કહેતા કે સહરાના રણના દક્ષિણ છેડે ઘણે સુધી આ નદી વહે છે. તેનો પ્રવાહ ઘણે સુધી પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે, પણ પછી આગળની ખબર નથી.

આ નદીનું મૂળ અને મુખ જો મળે તો તેનાથી વેપારની ઘણી મુશ્કેલીઓ ઘટી જાય એવી ઘણા યુરોપીઅનોની ગણત્રી હતી. ઈંગ્લાંડમાં ૧૭૭૮માં એક આફ્રિકા-મંડળ સ્થપાયું. આનો ઉદ્દેશ આફ્રિકાના પ્રદેશોની વૈજ્ઞાનિક અને વ્યાપારી દૃષ્ટિએ મુસાફરીઓ કરાવવી અને એ રીતે આફ્રિકા સાથેનો સંબંધ વધારવો એ હતો. કારણ કે અમેરિકાનાં સંસ્થાનો તો ઇંગ્લાંડ હવે ગુમાવી બેઠું હતું એટલે આફ્રિકા તરફ નજર જાય એ સ્વાભાવિક હતું. પણ જેમ હમેશાં બનતું આવ્યું છે તેમ રાજસત્તા અને વ્યાપારી સત્તા આ નવા માર્ગો શોધવામાં હમેશાં કેટલાય જુવાનોના સાહસપ્રેમને અને વિજ્ઞાનપ્રેમને ભરખી લે છે. એવા જ એક જુવાનનું બલિદાન આ પ્રયત્નોમાં પહેલું નોંધાયું છે, અને તે જુવાન તે જ આપણો મંગો પાર્ક.

જ્યારે તેને ખબર પડી કે આફ્રિકામાં આવેલી એક નદીના મુખ અને મૂળની શોધ માટે જનાર કોઈ સાહસી વીરની જરૂર છે, ત્યારે તે જુવાને પોતાની ઉમેદવારી તરત જ નોંધાવી. તેને ખબર હતી કે આ પહેલાં જ એક ડેવીડ હાઉટન નામનો અંગ્રેજ આ જ ઉદ્દેશથી ગયેલો અને તે પાછો ફર્યો જ નથી. અને વાતો તો એમ આવેલી કે ત્યાંના ક્રૂર લોકોએ તેને પૂરો

કરી નાખ્યો છે, અથવા તો તે પ્રદેશમાં ભૂખ અને દુઃખથી તેની જિંદગીનો અંત આવ્યો છે. પણ આ ખબર તેના પ્રવાસના ઉત્સાહને વધારવામાં જ કામ આવી.

૨૪ વર્ષની જુવાન વયે–૧૭૯૫ના મે માસમાં–તે એકનો ઇગ્લાંડનો કિનારો છોડીને નીકળી પડયો. આફ્રિકાના પશ્ચિમ કિનારા પર આવેલ ગેમ્બીઆ નદીના મુખ આગળ તે તે મહિનાની અંદર આવી પહોંચ્યો. ત્યાંથી ગેમ્બીઆ નદીના કાંઠા ઉપર કિનારાથી ૨૦૦ માઇલ દૂર આવેલા સિસાનિયા નામના ગામમાં તે આવી પહોંચ્યો. આ ગામ બ્રિટિશ લોકોના વેપારનું છેલ્લામાં છેલ્લું મથક હતું.

અહીંથી તેનો પ્રવાસ શરૂ થાય છે. એ પ્રવાસનું વર્ણન એક નવલકથા કરતાં પણ વધારે દિલચસ્પ છે, એટલું જ નહિ પણ તેના પોતાના શબ્દોમાં જે પ્રાણ ધબકતો આપણને દેખાય છે તે વિરલ છે આ આખા પ્રવાસનું વિગતવાર વર્ણન આપતા એક આખું પુસ્તક થાય એમ છે. ખરેખર એ પુસ્તક થાય તોપણ તેટલું લખવા જેટલો લોભ થાય એટલું તે રોમાંચક અને ભવ્ય છે. પણ આપણા આ પુસ્તકની મર્યાદામાં આવી શકે તેટલું જ આપણે તો અહીં લેશું. એક બહાદુર, કોમળ દિલનો, શ્રદ્ધાળુ, વૈજ્ઞાનિક એવો મહાન મુસાફર આપણને તેના લખેલા વૃત્તાંતમાં પારદર્શક રીતે દેખાય છે, એટલે બને તેટલું તેના જ શબ્દોમાં આ મુસાફરીનું વર્ણન આપવું એ જ યોગ્ય થશે

'મારા દિલમાં ઘણા વખતથી એવી ઉગ્ર ઝંખના હતી કે'




મંગોપાર્ક અને લિવિંગસ્ટોનની પ્રવાસકથા પા. ૯૨ થી ૧૩૦

આ આફ્રિકા દેશની નદના પ્રદેશનો, ત્યાના લોકોના રીત રિવાજનો ને તેમના સ્વભાવનો પૂરે પૂરો પરિચય કરવો. મને ખબર હતી કે આ કામ કેટલું મુશ્કેલ છે પણ મને મારા યૌવનના બળ ઉપર અને મારા શરીર ઉપર પૂરતો ભરોસો હતો. મને મકળે પૂરતો પગાર બાંધી આપ્યો હતો, ઈનામની પણ આશા કે પરવા નહોતી. જો હું આ પ્રવાસમા જ મરી જઈશ તો મારી ભવિષ્યની બધી આશાઓ પણ મારી સાથે જ મ પાની અને જીવતો પાછો આવીશ તો મગી કદર થવાની જ છે

આગળ કહ્યું તેમ પિમાનિયામાં આવ્યા પછી ત્યા તે એક અંગ્રેજ વેપારીને ત્યાં ૬ મહિના રહ્યો, અને ત્યા રહીને તેણે ત્યાના વતનીઓની ભાષા શીખવા માંડી. ૬ મહિનામા તો તેણે પૂરો કાબૂ મેળવી લીધો એ ઉપરાત ત્યાની વનસ્પતિઓનો પણ તેણે અભ્યાસ કર્યો, તેનાં ચિત્રો દોર્યાં, એટલું જ નહિ પણ ત્યા ચાલતા ગુલામોના વેપારનો પણ તેણે ખૂબ ઊંડાણથી અભ્યાસ કર્યો

બીજી ડિસેમ્બર (૧૭૯૫)ને દિવસે તેણે ગોરા લોકોનું છેલ્લામા છેલ્લું થાણુ છોડયું તેને એક હબસી નોકર તથા ઘોડું, એટલું ત્યાથી મળ્યુ હતુ સાથે બેચાર દિવસનું સીધુ હતુ એ ઉપરાત એકાદ બે જોડી કપડા, એક છત્રી, એક હોકાયત્ર, એક સેક્સટંટ, એક થર્મોમિટર, બે જોડી પિસ્તોલ એટલું હતુ

એને વળાવવા માટે તેનો જજમાન વેપારી બે દિવસ સુધી સાથે આવ્યો હતો તેના મનમા તો ખાત્રી જ હતી કે આ માણસ પાછો આવવાનો નથી.

"ત્રીજી ડિસેમ્બરે બપોરે મારા જજમાનો પાછા ફર્યાં. મારી આંખ સામે અગાધ જંગલ, અજાણ્યા જંગલી લોકો પડ્યાં હતાં. આ લોકોને મન ગોરી ચામડીનો માણસ એક નવું જ પ્રાણી એટલું જ નહિ પણ ઘણીવાર તો શિકારનું પ્રાણી ગણાતું. હું જીવનની તમામ સુખ-સગવડો છોડીને, દેશને છોડીને, પરિચિત લોકોને છોડીને અજાણ્યા પ્રદેશમાં પ્રવેશ કરૂં છું તે વખતે સહેજે મનમાં ગ્લાનિ ઉત્પન્ન થાય." પણ આ ગ્લાનિને ખંખેરી નાખતાં તેને વાર નથી લાગતી. રસ્તામાં કેટલાય મુસલમાન હબસી તથા કાફરા હબસી વેપારીઓ મળે છે. ક્યાંક તો તેનું સારૂં સ્વાગત થાય છે.

તેના કડવા અનુભવની શરૂઆત તેણે રમૂજી રીતે રજૂ કરી છે. બોન્ડુ નામના પ્રદેશના રાજાની મુલાકાતનું વર્ણન કરતાં તે કહે છે કે, "આ જ રાજાએ મારા પહેલાંના પ્રવાસી મેજર હાઉટન ખૂબ હેરાન કર્યો હતો એમ મેં સાંભળ્યું હતું. પણ મારી આ તેણે પ્રમાણમાં ઠીક વર્તન રાખ્યું. મને આ બાજુ આવવાનો ઉદ્દેશ પૂછ્યો. મેં તેને મારી મુસાફરીની યોજના કહી. તે આશ્ચર્ય પામ્યો, એટલું જ નહિ, પણ તેણે તે વાત ન માની. તેને તે ખાત્રી હતી કે હું ગુલામો ભેગા કરવા આવ્યો છું. મેં તેને પ્રસન્ન કરવા માટે થોડીક વસ્તુઓ ભેટ આપી. ખાસ કરીને તમાકુ થોડોક બંદૂકનો દારૂ અને છત્રી. તેનાથી તે જરા ખુશ થયો. કેવળ એક નદીના મૂળ અને મુખની શોધ માટે એક ગોરો માણસ આમ નીકળે તે તેણે માન્યું જ નહિ. પણ જ્યારે મેં મારો બધો સામાન તેને બતાવ્યો ત્યારે તેની ખાત્રી થઈ અને મને આ ભયંકર મુસાફરી ન કરવા માટે આગ્રહપૂર્વક સમજાવવા

લાગ્યો. મારી ભેટમાં છત્રી જોઈને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેણે ઉપરાઉપર કેટલીયવાર છત્રી ઉઘાડવાસ કર્યા કરી. આવું વિચિત્ર યંત્ર શું કામનું હશે, તે તેની સમજણમાં જ ન આવ્યું !

મારી આ ભેટના બદલામાં તેણે મને ઘણો સીધા સામાન આપ્યો. પણ વળી એક બીજી આફત આવી. તે રાજાની રાણીઓએ મને જોવાની ખાસ આતુરતા બતાવી.

મને એક હજુરિયો રાણીઓ પાસે લઈ ગયો. તેઓ મારી ધોળી ચામડી અને લાંબું અણિયાળું નાક જોઈને તો ચકિત જ થઈ ગઈ. મેં આ નાક અને ચામડી આવાં કેમ કરીને બનાવ્યાં હશે તે પ્રશ્ન તેમણે મને પૂછ્યો. મેં જ્યારે કહ્યું કે એ તો કુદરતી જ છે, ત્યારે તેઓએ એ વાત સાવ હસી કાઢી. તેમણે આ બન્નેનાં કારણો શોધી કાઢ્યાં હતાં. હું નાનો હતો ત્યારથી રોજ મને દૂધમાં બોળવામાં આવતો અને મારું નાક રોજ ખેંચવામાં આવતું અને તેથી આવો કૃત્રિમ આકાર મારા નાકનો બની ગયો હતો ! મેં પણ મારી પાસે જે કંઈ શબ્દો હતા તે શબ્દોમાં તેમનાં રૂપનાં વખાણ કર્યાં. ખાસ કરીને તેમની ચળકતી કાળી ચામડી અને ચપટાં નાકનાં ! આ વખાણના બદલામાં મને થોડી માછલીઓ તથા મધનો એક મોટો લોટો મળ્યાં.'

આ રીતે તે પૂર્વ દિશામાં આગળ વધવા લાગ્યો. રસ્તામાં કોઈ વાર અતિ ફળદ્રુપ પ્રદેશ આવે, વળી કોઈ જગ્યાએ ઘાસ પણ મળવું મુશ્કેલ બને એવો વેરાન ભાગ આવે.

આગળ જતાં તેને મૂર લોકોના પ્રદેશમાંથી પસાર થવાનું

આવ્યું. આ ક્રૂર લોકોએ જ મેજર હાઉટનને મારી નાખ્યો હતો એ તે જાણતો હતો, પણ તે રસ્તે ગયા સિવાય છૂટકો જ ન હતો. તેની બીક થોડા જ વખતમાં સાચી પડી. ક્રૂર લોકોએ તેને પકડયો. આ ક્રૂર લોકોના પંજામાં તેને માથે શું શું વીતી તે પણ તેની જ પાસેથી આપણે સાંભળીએ.

'લગભગ પાંચ વાગે અમે (હું ને મારો નોકર), અલી (ક્રૂર લોકોનો સરદાર)ના મુકામે આવી પહોંચ્યા. આ મુકામની જગ્યાએ કેટલાય નાના મોટા તંબૂઓ હતા. ત્યાં ઊંટ, ઘોડા ને ઘેટાં બકરાં બાંધેલાં હતાં. અમે ત્યાં પહોંચ્યા કે તુરત જ કૂવા ઉપરથી માણસો ડોલો નાખી દઈને, તંબૂમાંથી માણસો ઘોડા ઉપર ચઢીને, સ્ત્રીઓ તથા છોકરાંઓ સુદ્ધાં અમારી પાસે આવીને મને વીંટળાઈ વળ્યાં. એક જણ મારાં કપડાં ખેંચવા લાગ્યો, બીજાએ મારો ટોપો લઈ લીધો, ત્રીજાએ મારા જાકીટનાં બટન બારીકાઈથી જોવા માંડયાં. ચોથાએ "લાઈલાહા ઇલ્લલ્લાહ, મહંમદુ રસુલલ્લાહ," એમ બોલીને મને કહ્યું, "હું બોલ્યો તે બોલ."

આ રીતે અમે અલીના તંબૂ પાસે પહોંચ્યા. અલી એક ચામડાના ગાલીચા ઉપર બેઠો હતો અને એક બાદી તેની સામે અરીસો ધરીને ઊભી હતી. તે સારી પેઠે ઘરડો હતો. લાંબી ધોળી દાઢી હતી. તેણે મને ખૂબ બારીકાઈથી જોયો. આસપાસના નોકરો તથા સ્ત્રીઓ તો મારું શરીર સુદ્ધાં તપાસવા લાગ્યાં. એક જણે તો મારા હાથનાં ને પગનાં આંગળાં પણ ગણી જોયાં.... પછી મારી સામે એક હૃષ્ટપુષ્ટ ડુક્કર ખડું કરવામાં આવ્યું. અલી મને કહે "આને મારીને તારે ખાવાનું છે." હું ખૂબ ભૂખ્યો હતો. પણ આ લોકો જેને પવિત્ર ગણતા

હતા તેને મારવામાં કેટલું જોખમ છે તે હું જાણતો હતો. મેં ના પાડી અને કહ્યું, "આવું હું કદી ખાતો નથી." એટલે એ લોકોએ આ કુક્કરને મારા તરફ છોડી મૂક્યો. મૂર લોકોને ખાત્રી હતી કે કુક્કર અને ખ્રિસ્તીઓ વચ્ચે બહુ મોટું વેર હોય છે. પણ તેમણે ધાર્યું તેમ ન બન્યું. ઊલટું કુક્કર જેવું છૂટયું તેવું તરત જ જેને ભાળ્યો તેને મારવા માંડયું.

મને માંડ માંડ થોડું બાફેલું ધાન એક લાકડાના વાસણમાં મળ્યું ને એક ગુલામના તંબૂની બહાર રેતીમાં એક સાદડી ઉપર મેં આખી રાત વિતાવી.

...બીજે દિવસે મને એક તંબૂ આપવામાં આવ્યો. આ તંબૂમાં ટોળાબંધ મૂર લોકો એકઠા થવા માંડયા. મારે મારાં એક એક કપડાં તેમની પાસે કાઢીને પાછાં પહેરી બતાવવાં પડયાં. ખાસ કરીને બટનની રચના તેમને પૂર્ણ આશ્ચર્ય પમાડતી. આ રીતે આખો દિવસ મારે મારાં કપડાં કાઢીને પહેરવાની કસરત કરવી પડી. છેક રાતે મને થોડુંક ખાવાનું મળ્યું.

રાત આખી મારા ઉપર સજ્જડ ચોકી હતી. વારંવાર ચોકિયાત મારા તંબૂમાં ડોકિયાં કરી જતો હતો. કદાચ રાતોરાત ક્યાંક ભાગી જાઉં! રાતના લગભગ બે વાગે એક મૂર મારા તંબૂમાં પેઠો. કાં તો કંઈક ચોરી જવા અથવા મારું ખૂન કરવા. અંધારામાં ઢૂંઢતાં ઢૂંઢતાં તેનો હાથ મારા ખભા ઉપર પડયો. હું તરત જ ચમકીને બેઠો થઈ ગયો. તે મૂર ગભરાયો અને મારા નોકર-છોકરા ઉપર તે જઈ પડયો અને ત્યાંથી પડખે બાંધેલા કુક્કર પાસે દડી પડયો. કુક્કરે

તેને હાથે જોરથી બટકું ભર્યું. તેનાથી બૂમ પડાઈ ગઈ. લોકો ભેગા થઈ ગયા. પેલો અલી પણ એક જુદા જ તંબૂમાંથી ઘોડા ઉપર કૂદી આવ્યો. અલી એટલો બધો બીકણ હતો કે કયા તંબૂમાં એ સૂએ છે તેની કોઈને ખબર જ પડવા નહોતો દેતો. આ બૂમનું ખરું કારણ જણાયા પછી બધા વિખેરાઈ ગયા.

બીજે દિવસે પણ સવારથી સાંજ સુધી આ મૂર લોકોના પાંજરામાં એક પશુની જેમ જ હું પુરાયેલો રહ્યો. છોકરાંઓ પેલા ડુક્કરને હેરાન કરતાં, માણસો મને ખ્રિસ્તીને હેરાન કરતાં. તે લોકોએ તોફાન કેમ કરવું તેનો શાસ્ત્રીય રીતે જ જાણે અભ્યાસ કર્યો હોય અને બીજાના દુઃખમાંથી આનંદ કેમ લેવો તે જ જેઓ શીખ્યા છે, એ લોકોના વતન માટે મારે શું કહેવું? મૂર જેવી જંગલી, ક્રૂર અને ધર્માંધ પ્રજા પાસે જ્યારે મારા જેવો અજાણ્યો, નિરાધાર અને ખ્રિસ્તી મુસાફર આવી ચડે ત્યારે તો કોઈ મૂરના દિલમાં ક્યાંકેય દયાનો અંશ રહ્યો હોય તોય ન ટકે.'

બીજે દિવસે મુંગો પાર્કને હજામ તરીકેનું કામ સોંપાયું અને તે વળી એક રાજાના જ છોકરાની હજામતનું. સદ્‌ભાગ્યે તેના હાથે શરૂઆતમાં જ થોડુંક લોહી નીકળ્યું એટલે તે કામમાંથી તેને મુક્ત કર્યો. આ પછી તેનો બધો સામાન વીંખવામાં આવ્યો. તેમાંથી હોકાયંત્ર જોઈને અલીને ખૂબ આશ્ચર્ય થયું. તેની સોય સહરાના રણની દિશામાં જ (ઉત્તરમાં) રહે છે તેનું કારણ તેણે પૂછ્યું. "મારે કેમ ઉત્તર આપવો? જો હું એમ કહું કે 'મને ખબર નથી' તો વહેમ વધી પડે, એટલે મેં કારણ શોધી કાઢ્યું—ઉપજાવી કાઢ્યું, 'મારી મા આ રણની પેલી બાજુ

રહે છે. જ્યાં સુધી મારી આ જીવતી છે ત્યાં સુધી તે સોય તે દિશામાં જ રહેવાની. તે જ્યારે મરી જશે ત્યારે તરત જ સોયની દિશા તેની કબર તરફ ફરી જવાની.' અલી આ જવાબથી વધારે આશ્ચર્ય પામ્યો. તેણે હોકાયંત્રને ખૂબ હલાવી જોયું, પણ તેમાં કંઈ ફેરફાર ન થયો. તેને આ યંત્રનો ભય લાગવા માંડ્યો. તેણે જાળવીને એ મને પાછું સોંપી દીધું."

બીજે દિવસે અલી અને તેના સરદારોની બેઠકમાં મંગો પાર્કનું શું કરવું તે સંબંધે વાટાઘાટ ચાલી. કોઈએ એના ખૂનની સૂચના કરી. કોઈએ એનો જમણો હાથ કાપી નાખવાની સૂચના કરી. આખરે તેની આંખો ફોડી નાખવાનો નિર્ણય થયો. પણ તે નિર્ણયનો અમલ થોડા વખત માટે મુલતવી રહ્યો. કારણકે અલીની રાણી અત્યારે ત્યાં હાજર નહોતી અને મંગો પાર્કની બિલાડીના જેવી માંજરી આંખો ફાતિયા (રાણી)ને બતાવવાની અલીને ખાસ હોંશ હતી.

"મારો બચવાની પણ જ્યાં આશા નહોતી ત્યાં ભાગવાની તો ક્યાંથી હોય! ગરમીના દિવસો હતા. દિવસો ઉપર દિવસો આ પ્રમાણે ચાલ્યા જતા હતા. એક દિવસ સવારના મને સખત તાવ ચઢ્યો. હું મારો કોટ પહેરીને ટુંટિયા વાળીને પડ્યો હતો. ત્યાં બે ત્રણ મૂર આવ્યા ને એકદમ મારો કોટ ખેંચી લીધો. મેં નિશાનીથી વીનવ્યા કે 'મને તાવ છે. આટલો કોટ તો રહેવા દો.' પણ તેમને મન તો આ બધી ગમ્મત હતી. મારા મનમાં હું આ બધાં અપમાનોથી ત્રાસી ઊઠ્યો હતો."

આ રીતે ચાર મહિના સુધી ભયંકર કેદખાનામાં રહ્યા પછી

તે એક રાતે માંડ માંડ ભાગી જવા પામ્યો. અહીંથી તેની સાથેનો તેનો હબસી નોકર તથા દુભાષિયો એ બન્ને જણ અટકી પડયા. આવા ગાંડાની સાથે વધારે જીવતું જોખમ ખેડવા માટે કોણ તૈયાર હોય? તે અને તેનો સાથી ઘોડો બે જ જણા આગળ જંગલમાં નીકળી પડયા.

પણ હજુ મૂર લોકોના ત્રાસનો છેલ્લો પરચો બાકી હતો. તે થોડે દૂર ગયો ત્યાં પાછળથી ત્રણ ઘોડેસ્વારો આવી પહોંચ્યા. "મને કહ્યું 'ચાલ અલી પાસે.' જ્યારે માણસ ઘણા લાંબા કાળ સુધી આશા અને નિરાશા વચ્ચે ખેંચાયા જ કર્યો હોય છે, ચિંતાથી સતત ચોવીસે કલાક ઘેરાયેલું રહે છે, જ્યારે મન લાગણીની એક સીમાથી બીજી સીમા પર જ ભમતું હોય છે, ત્યારે તે એક રીતે જડ જેવું બની જાય છે. મૃત્યુ સુદ્ધાં તેને ચમકાવી શકતું નથી. જીવનના કોઈપણ સુખદુઃખમાં તેને રસ હોતો નથી. મારી આ વખતે આવી જ સ્થિતિ હતી. પણ આ સ્થિતિમાં એકાએક પલટો આવ્યો. એક ઝાડી આવી. ત્યાં એક મૂરે કહ્યું 'ચાલ, સામાન ખોલ.' મેં બધો સામાન ખોલ્યો. તેમાંથી મારો મોટો ઓવર કોટ તેણે લઈ લીધો અને ત્રણેય જણ ચાલવા માંડ્યા. મેં તેની પાછળ પાછળ ઘણે સુધી મારો કોટ પાછો આપવા માટે કરુણાભરી આજીજીઓ કરી. પણ એક જણે મારા ઘોડાને જોરથી બંદૂકનો કુંદો માર્યો અને મારી સામે બંદૂક ધરી. મારે પાછા ફરવું જ પડ્યું. હું આ રીતે મૂર લોકોની પાસેથી છૂટયો. પણ મારા એક માથા જેવો કોટ ગુમાવ્યો."

ઉનાળાના દિવસો હતા. પાણીની તાણ વધારે ને વધારે જણાવા લાગી. ધીરે ધીરે એવી સ્થિતિ આવી કે પાણી વગર જ

તેના પ્રાણ જશે કે શું એમ થઈ ગયું. તે લગભગ મૂર્છિત થઈ ગયો. ઘોડાના પણ એ જ હાલ હતા. 'મૃત્યુની ઘડી હું ગણવા લાગ્યો. આટલા બધા નિષ્ફળ પ્રયત્ન પછી મારા જીવનના કાર્યનો અંત આવે છે.' તે મૂર્છિત થઈ ગયો. મૂર્છા એ આ પ્રસંગે મનુષ્યને ભારે મદદ કરે છે. મૂર્છામાંથી જાગ્યા પછી તેણે જોયું તો પોતે રેતીના મોટા રણમાં પડયો છે. સૂર્ય આથમી ગયો છે. 'મારામાં વળી બળ આવ્યું. ઘોડાની લગામ પકડીને પાછો ઊભો થયો. જ્યાં સુધી ચલાય ત્યાં સુધી આગળ ચાલવાનો નિર્ણય કરી આગળ વધ્યો. ત્યાં આકાશમાં વાદળ ઘેરાયાં. વીજળી થવા લાગી.... વરસાદ વરસ્યો. મેં મારાં ભીનાં કપડાં નિચોવી નિચોવીને પાણી પીધું.'

આગળ જતાં એક દેડકાંથી ભરેલાં ખાબોચિયામાંથી દેડકાને હટાવીને ત્યાં પાણી પીધું—કહો કે કાદવમાંથી પાણી ચૂસ્યું.

પણ અહીંથી તેને એક નિરાંત થઈ. કુદરત તેની ગમે તેટલી પ્રતિકૂળ હતી, પણ માણસો મૂર લોકોના પ્રમાણમાં ભાવવાળા મળવા લાગ્યા. તેને રાતવાસો પણ કોઈવાર મળી રહેતો. કોઈવાર ખાવાનું પણ મળતું. એમાંય તે હબસી કોમની એ ત્રણ સ્ત્રીઓએ તેના કરેલા સ્વાગતનું વર્ણન આ રણમાં મીઠી વીરડી જેવું લાગે છે.

અથડાતો કુટાતો અને પૂછતો પૂછતો મંગો પાર્ક ૨૦મી જુલાઈએ સેગો નામના એક મોટા હટાણાના શહેર પાસે આવી પહોંચ્યો. તેને ખબર મળ્યા હતા કે આ શહેર નાઈગર નદીના કાંઠા ઉપર છે.

'હું ઘોડા ઉપર જતો હતો, ત્યાં મારી સાથેના વટેમાર્ગુ-ઓમાંથી એકે બૂમ મારી, 'એ...પાણી દેખાય.' મેં જોયું તો મારી સામે વિશાળ પટવાળી નદીનાં પાણી સૂર્યનાં કિરણોમાં ચમકી રહ્યાં હતાં. જેને માટે હું નીકળ્યો હતો તે જ આ મારી નદી નાઈગર. હું એકદમ કાંઠે પહોંચ્યો. નીચે ઊતરીને ખૂબ ધરાઈને પાણી પીધું અને દુનિયા આખીના બાદશાહ સમા ઈશ્વરનો ગદગદ કંઠે આભાર માન્યો.'

પણ હવે જ તેનું પ્રવાસનું કામ શરૂ થતું હતું. આ નદી અહીંથી તો સીધી પૂર્વ દિશામાં જતી હતી. જેને જેને તેણે પૂછ્યું તે બધાનું એમ જ કહેવું હતું કે તે ઊગમણી દિશામાં ચાલી જાય છે.

તેને સેગો ગામમાં પેસવા માટેની રજા ન મળી. એટલે તેને ન છૂટકે એક ગામડામાં રાત ગાળવી પડી. તેને ગામડામાં પણ કોઈ ઉતારો ન આપે. તેને જોઈને બધાં ઘરનાં બારણાં જ વાસી દેતાં. 'હું એક ઝાડ નીચે બપોરથી સાંજ સુધી બેસી રહ્યો. પવન વાવા લાગ્યો. વરસાદનો આદર થવા લાગ્યો. આસપાસ જંગલી પશુઓની ભારે રાડ હતી. મારે રાતે ઝાડ પર ચઢીને સૂઈ રહ્યા સિવાય છૂટકો નહોતો. સંધ્યાકાળ થઈ ગયો. અંધારું થવા લાગ્યું. ત્યાં મારી પડખેથી ખેતરેથી કામ કરીને આવતી એક મજૂર-સ્ત્રી નીકળી, મને થાક્યો પાક્યો જોઈને 'કોણ છો? ક્યાંથી આવો છો?' વિગેરે પૂછ્યું. મારી હકીકત સાંભળી તેને દયા આવી ને મને પોતાને ઝૂંપડે લઈ ગઈ. ત્યાં દીવો કર્યો. મને સાદડી પાથરી આપી અને મારે માટે ખાવાનું લઈ આવી. તેણે મને કહ્યું:

"નિરાંતે અહીં આખી રાત સુએ !" તે બાઈ અને બીજી સ્ત્રીઓ મોડી રાત સુધી ગાતી ગાતી પડખેના જ ઝૂંપડામાં રેંટિયો કાંતતી બેઠી. આ ગીતો હું સાંભળતો સાંભળતો સૂતો. એક ગીત તો ત્યાં ને ત્યાં જ મારા વિષે એમણે બનાવ્યું ને ગાવા લાગી. એક જુવાન સ્ત્રી આ પ્રમાણે ગાતી:

"વા વાયા ને વાદળ ઊમટયાં, બિચારો ગોરો આદમી થાક્યો ને પાકયો આવ્યો, ને ઝાડ નીચે બેઠો. તેને દૂધ લાવી આપનાર મા નથી, ધાન ખાંડી આપનાર પત્ની નથી."

આટલું એ સ્ત્રી ગાઈ રહે એટલે બીજી સ્ત્રીઓ સમૂહમાં આ પ્રમાણે ગાય:

"આ ગોરા માણસની સંભાળ લો. તેને મા નથી...વિ. વિ."

આ આખું દૃશ્ય દિલ હલાવી નાખે એવું છે. દુનિયા આખીમાં આ ગાઢ જંગલમાં પણ માનું હૃદય કેવું ધબકી રહ્યું છે ! આપણું દિલ પણ હલી ઊઠે છે ત્યારે મંગો પાર્ક તો ક્રૂર લોકોના ત્રાસ અનુભવ્યા પછી આ ગીત સાંભળીને કેવો ગળગળો થઈ ગયો હશે !

પાર્ક આગળ વધ્યો. પણ ધીમે ધીમે તેની મુશ્કેલીઓ વધવા લાગી. તેનો સામાન લગભગ બધો લૂંટાઈ ગયો હતો, કપડાં ફાટી ગયાં હતાં, દાઢી ઠેઠ કેડ સુધી આવે એવડી થઈ ગઈ હતી, ખીસામાં પાઈ પણ નહોતી. વરસાદના દિવસોમાં ત્યાંની ઝેરી માખીઓના ડંખથી તેના પગમાં જાણે કાણાં પડી ગયાં હતાં. તે એકલો હતો, કોઈ તેને રસ્તો બતાવનાર નહોતું. ઘોડો પણ

બિચારો આ મુશ્કેલીમાં ટકી ન શક્યો. હવે શું કરવું? અધૂતામાં પૂરું આગળ જતાં હજી ભૂર લેપિનો પ્રદેશ આવતો હતો. હવે આગળ વધવું એટલે મરવું એ વાત નક્કી હતી અને કાંઈ મરણ વગર નમ્યા ખાતર જ મરવા જવાનો મને અર્થ ન લાગ્યો. જેની મારી શોધ છે તેટલી તો યુરોપના લોકોની પાસે મૂકવાની મને હોશ હતી, એટલે પાછા બીજે કોઈ રસ્તે ગેમ્બીઆ પહોંચવું એ જ માર્ગ છે એમ મેં મનમાં નક્કી કર્યું અને એ જ વખતે નમ્રતાથી તે કહે છે 'વાચકો મારા પાછા ફરવાના આ કાર્યને સમજી શકશે એમ આશા છે.'

પાછા ફરતી વખતે પણ તેની મુશ્કેલીઓનો અંત નહોતો. એક જગ્યાએ તે પાછો લૂંટાયો. 'મારા બધા કપડાં—જે કંઈ હતાં તે—આ લૂંટારાઓએ લૂંટી લીધાં. આમાં એક લૂંટારાને દયા આવી ને મને એક જોડી પાટલૂન, એક જોડી પહેરણ ને મારી ટોપી પાછી આપી. આ ટોપીમાં મારા પ્રવાસની બધી નોંધ સંતાડેલી હતી.'

'લૂંટારુઓ ગયા પછી મેં મારી નજર ચારેય તરફ દોડાવી. બધી બાજુ વેરાન વેરાન હતું. વરસાદની ઋતુ, જંગલી જાનવરોનો ત્રાસ—આમાં મારી ધીરજ તૂટી પડી. ત્યાં મારી નજર એક જમીન પર ઊગી ગયેલા ઘાસના નાના અંકુર ઉપર પડી. મને થયું કે આવા વેરાનમાં આ નાનકડું અંકુર પણ કેવી દૃઢતાથી પોતાની જાતને ટકાવી રાખી રહ્યું હશે! કોણ તેની સંભાળ લેનારું છે? મને આ નાનકડા અંકુરે બળ આપ્યું. જાણે તેણે મને ચમકાવ્યો.'

આ રીતે ૧૭૯૭ના જૂન માસમાં પિસાનિયા પહોંચ્યો, અને ત્યાંથી એક અમેરિકન ગુલામોના વહાણમાં બેસીને ૧૭૯૭ના ડિસેમ્બરની ૨૨મી તારીખે ઇંગ્લાંડ પહોંચ્યો. બે વરસ અને સાત મહિના પછી તેણે ઇંગ્લાંડમાં પગ મૂક્યો. ઇંગ્લાંડમાં તો બધાએ માન્યું હતું કે મંગો પાર્ક ત્યાં જ મરી ગયો.

મંગો પાર્ક પરણ્યો. પિતા થયો અને દાક્તરનો ધંધો પણ તેણે ચાલુ કર્યો. પણ તેના મનમાંથી આફ્રિકા અને નાઇગર નદી ખસ્યાં ન હતાં. નાઇગર નદીનો અંત ક્યાં આવે છે તે જાણ્યા વગર તેનું કામ અધૂરું જ ગણાય એમ તેને લાગ્યા જ કર્યું હતું.

સાત વરસ પછી ફરી પાછું નાઇગર નદીનું તૂત ઊભું થયું. મંગો પાર્કની સરદારી નીચે એક ટુકડી નાઇગર નદીનો છેડો શોધવા માટે તૈયાર થઈ. મંગો પાર્ક સાથે આ વખતે તો ૪૦ યુરોપીઅનો ને ૪૦ ગધેડાંઓ હતા. પણ ઘણા ખરા માણસો તેને માટે ગધેડાં જેટલા પણ કામના ન હતા. ઊલટા મંગો પાર્કને માથે તેઓ બોજારૂપ હતા.

પહેલાની જેમ તે ગેબીઆથી પિસાનિયા પહોંચ્યો અને જે રસ્તે તે નાઇગર નદીથી પાછો ફર્યો હતો, તે રસ્તો તેણે લીધો. ઋતુ વરસાદની હતી. તેના સાથીઓ એક પછી એક માંદા પડવા માંડ્યા. નાઇગર નદી આખરે આવી ખરી. પણ મંગો પાર્કની સાથેના માણસોમાંથી ફક્ત ૭ માણસો તેની સાથે બચ્યા. બીજા કાં તો મરી ગયા અથવા પાછા ધકેલાયા. પાર્ક એકલો દસ માણસ જેવો હતો. તે માંદાઓને સાચવતો જાય, તેમનો

સામાન ગોઠવતો જાય, માર્ગ શોધતો જાય. જંગલી લોકો અને પશુઓથી સહીસલામત પાર ઊતરતો જાય, નદીઓ ને નાળાંઓમાંથી આ બધી ટોળી તથા ગધેડાંઓને હાંકતો જાય. આ વખતની મંગો પાર્કની એક નાયક તરીકેની, એક ઉદાર દિલના માણસ તરીકેની અને તેની સહનશીલતાની શક્તિનો મહિમા થાય છે.

હવે મંગો પાર્કે એક ૪૦ ફીટ લાંબી અને ૬ ફીટ જ પહોળી એવી હોડી બનાવરાવી. આ હોડીનું નામ જોલીબા રાખ્યું. જોલીબાનો અર્થ હબસીઓની ભાષામાં નાઈગર જ થાય છે. આ હોડીમાં તે તેના બચેલા સાથીઓ સાથે તે નદીના મુખ સુધી પહોંચવા માટે નીકળ્યો. આ પહેલાં તેને કોણ જાણે ક્યાંથી સૂઝયું તે પોતાની અત્યાર સુધીની મુસાફરીની નોંધપોથી એક વિશ્વાસુ માણસ જોડે ઇંગ્લાંડ મોકલાવી અને પોતે આગળ વધ્યો. પણ પછી તેનું શું થયું તેની નોંધ તેની પાસેથી મળી શકી જ નહિ. ફક્ત થોડાં વરસ પછી ત્યાંના એક વતની ભોમિયા પાસેથી આટલી હકીકત મળી છે;

'નદીકાંઠાના જંગલી લોકોએ આ હોડી ઉપર તીરોનો વરસાદ વરસાવવા માંડયો. મંગો પાર્કે હોડીમાં રહ્યો રહ્યો સામે બંદૂકમાંથી ગોળી વરસાવી રહ્યો હતો. પણ નદીનો પ્રવાહ અહીં બહુ ખરાબ હતો. બે બાજુની ઊભી ભેખડોના દરવાજામાંથી આ નદી જોર કરતી જતી હતી અને આ બન્ને ભેખડો ઉપર લોકો ઊભા રહી ગયા હતા. આ જગ્યાએ હોડીને સાચવવી અને પોતાની જાતને પણ સાચવવી એ મુશ્કેલ હતું. તેના સાથીઓ પણ એક પછી એક પડવા લાગ્યા. મંગો

પાર્ક ઠેઠ સુધી લડ્યો. આખરે તેને થયું કે આ હોડીમાં બચી શકાય એમ નથી. એટલે તેણે પ્રવાહમાં પડતું મૂક્યું. બસ આ પછી પાર્ક દેખાયો નથી.'

આ રીતે નાઈગર નદીના મુખની નજીક પહોંચતાં પહોંચતાં જ તેના જીવનનો અંત આવ્યો.

આ રીતે આફ્રિકાના અંતરમાં એકલે હાથે પ્રવેશ કરીને દુનિયાના બીજા મુસાફરોને માટે માર્ગ કરતો આ મહાન મુસાફર પ્રવાસકથાઓમાં અમર રહી જશે.

## ડેવીડ લીવિંગ્સ્ટન

ઉત્તર અને પશ્ચિમ આફ્રિકાના પ્રદેશોના દરવાજા ખોલ નાર જેમ મંગો પાર્ક હતો, તેમ જ મધ્ય આફ્રિકા અને દક્ષિણ આફ્રિકામાં પ્રવેશ કરનાર અને જીવન ખરચી નાખનાર બીજો મુસાફર તે લીવિંગ્સ્ટન

મંગો પાર્ક કરેલા પ્રવાસ પછી તેની પાછળ બીજા કેટલાય પ્રવાસીઓ ઉત્તર અને પશ્ચિમ આફ્રિકામા ફરી વળ્યા. નાઈગર નદીનુ મૂળ તથા મુખ હાથ લાગી ગયુ અને એ બાજુ યુરોપીયન સત્તાઓનો પગપેસારો પણ શરૂ થઈ ગયો સીમાડાની લીટીઓ નકશામા દોરાવા લાગી નકશાના ખાલી ભાગો ધીમે ધીમે પુરાવા લાગ્યા

પણ હજુ યુરોપીઅનોનો મોટો ભાગ એમ માનતો કે મધ્ય આફ્રિકામા એક મોટુ રણ છે અને તેના પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ ભાગો ઉપર જ વસ્તી છે.

ઇગ્લાડમાથી ૧૯મા સૈકાની શરૂઆતમા મોફેટ નામનો એક પાદરી દક્ષિણ આફ્રિકાના કેપટાઉન બદરથી ૭૪૦ માઈલ દૂર અદરના ભાગમા પોતાનુ થાણુ નાખીને પડ્યો હતો આફ્રિકાના

આ ભાગમાં આટલે દૂર એક માણસ કેવળ ધર્મપ્રચાર તથા ધર્મપરિવર્તન કરવાનું કામ લઈને એકલો નકળી પડ્યો હશે, તે માણસની છાતી કેવી હશે? તેની સાથે તેની પત્ની અને તેની દીકરી બન્ને હતા ઇગ્લાન્ડના લોકો તો આ પ્રદેશને 'ક્ષિતિજની પછીતે' આવેલો જ ગણતા.

આ મોફેટની સાથે ધર્મપ્રચારનું કામ કરવાની ધગશથી ૧૮૪૧મા એક ૨૮ વરસનો જુવાનિયો આવી પહોચ્યો. તે તાજો જ ગ્લાસ્ગોની યુનિવર્સિટીમાથી વૈદ થઈને નીકળ્યો હતો. આ જુવાન તે જ આપણો ડેવીડ લીવિંગ્સ્ટન આ પણ મગો પાર્ક અને મોફેટની જેમ સ્કોટનેડનો હતો તેનો બાપ સિયારો ચાની ફેરી કરતો હતો. પણ આ છોકરો પોતાના ફાજલ વખતમા ભણતો ભણતો ડોક્ટર થયો

મોફેટની સાથે રહ્યો રહ્યો આ જુવાન પોતાની નજર આસપાસ ફેરવ્યા જ કરતો હતો તેની નજર તો આ ક્ષિતિજની પછીતની પણ પેલી પાર શું છે તે જોવા મીટ માંડી રહી હતી.

એ પેલી પાર શુ છે તેનો કઈક ખ્યાલ તેને શરૂઆતમાં જ એકવાર થઈ ગયો. તેણે આકાર ફરતા ફરતા પોતાથી થોડે દૂર એક પથ્થર ઉપર સિંહ બેઠેલો જોયો તેણે તો શિકાર કરવાના હરખમા ને હરખમા બદૂક ફોડી સિંહ ઘવાયો વીફર્યો, પંજો જોરથી લીવિંગ્સ્ટનના ખભા ઉપર નાખ્યો ભલભલા પાડાને પણ જે પંજો ભોંય ભેગો કરી દે, તેનો થાપો લીવિંગ્સ્ટનને માટે કેવો ગણવો? 'ભયંકર ગર્જના અને ઘૂરઘુરાટ સાથે સિંહે મને હલાવી

નાખ્યો. ઉંદરને બિલાડી પકડે ત્યારે ઉંદરની સ્થિતિ શી થતી હશે તેનો ખ્યાલ આવ્યો. મને આંખે લાલપીળાં દેખાવા લાગ્યાં. હું જાણે કોઈ બીજી જ દુનિયામાં પડ્યો હોઉં એમ લાગ્યું.' દરમિયાનમાં તો એક બે હબસી આવી પહોંચ્યા. એક જણે બંદૂકનો બાર કર્યો, એકે ભાલો ફેંક્યો. સિંહ તેને છોડીને આ નવા આવનાર ઉપર ધસ્યો અને બન્નેને પૂરા કરીને પોતે પડ્યો. લીવિંગ્સ્ટન બચ્યો, પણ તેના હાથનું ખભાથી તે કોણી સુધીનું હાડકું ચૂરેચૂરા થઈ ગયું હતું. આની ખોડ તેને આખી જિંદગી સુધી રહી.

લીવિંગ્સ્ટન એકાદ વરસ પછી મોફેટની પુત્રી સાથે લગ્નથી જોડાયો. સને ૧૮૪૭માં તેણે મોફેટના થાણાથી પણ ૨૫૦ માઇલ ઉત્તરમાં અંદરના ભાગમાં કાલાહારીના રણને કાંઠે પોતાનું થાણું નાખ્યું. ત્યાં તે સુખી કુટુંબજીવન ગાળવા લાગ્યો. તેને ત્યાં બાળકો થયાં. પણ આ બધા વખત દરમિયાન તે આફ્રિકાના હજી અંદરના ભાગમાં શું છે ને તે જોવા માટે શું કરવું, તેની યોજના ઘડી રહ્યો હતો. તેને કાને વાત આવી હતી કે આ કાલાહારી રણને સામે પાર એક મોટું સરોવર છે, એટલું જ નહિ પણ એ બાજુ તો ખૂબ વસ્તીથી ભરેલો પ્રદેશ છે. નદીઓનો તો કોઈ સુમાર નથી.

લીવિંગ્સ્ટને પોતાના પ્રવાસની શરૂઆત આ રણની પેલે પાર સરોવરની શોધથી કરી અને આ પછી તેનું જીવન પ્રવાસો અને નવાં નવાં સ્થળોની શોધમાં જ ગયું છે અને પ્રવાસમાં જ તેણે પોતાની જિંદગીનો પ્રવાસ પણ પૂરો કર્યો.

લીવિંગ્સ્ટન ૧૮૪૯ના જૂન માસમાં બે અંગ્રેજ શિકારીઓની

સાથે પ્રવાસે ઊપડ્યો. તેણે પોતાની સાથે બોમિયા પણ લીધા હતા. બરાબર આ સંભળાતા સરોવરે પહોંચતાં તેમને બે માસ લાગ્યા. આ સરોવરમાં તે વખતે તો સારી રીતે પાણી હતું, અત્યારે આ સરોવર (નગામી) સાવ સુકાઈ ગયું છે.

કાલાહારીનું આ રણ કંઈ સહરાના રણ જેવું રેતીનું રણ નથી. આમાં તો ઘાસ અને નાના નાના છોડ પણ છે. આ ઊંચા ઘાસમાં શાહમૃગ, હાથી, ગેંડા, સિંહ, ચિત્તા વિગેરે જાતજાતનાં પ્રાણીઓ પણ વસે છે.

આ પહેલી મુસાફરીમાં તેનો વિચાર આ સરોવર પાસેના પ્રદેશના હબસી રાજાને મળવાનો હતો, પણ તે બની ન શક્યું. એટલે બીજે વરસે તેણે ફરી મુસાફરી શરૂ કરી. આ વખતે તો પોતાની સાથે આખા કુટુંબને લીધું. બળદ-ગાડીમાં તેની પત્ની તથા છોકરાં અને પોતે ઘોડા ઉપર પ્રવાસે ઊપડ્યાં. આવા રણના અજાણ્યા પ્રદેશમાં નાનાં છોકરાં તથા પત્નીને લઈને નીકળવું એ કંઈ સામાન્ય વાત નથી. પણ લીવિંગ્સ્ટનની પત્ની પણ તેનાથી ઓછી ઊતરવા તૈયાર નહોતી. નાનાં છોકરાંઓ આ મુસાફરી તથા આબોહવા સહન ન કરી શક્યાં. તેઓ માંદાં પડ્યાં અને તેમને પાછાં ફરવું પડ્યું.

પણ લીવિંગ્સ્ટન કંઈ હારે તેમ નહોતો. પાછો ત્રીજી વાર તે કુટુંબ સાથે ઊપડ્યો. આ વખતે ઓસ્વેલ નામનો એક અંગ્રેજ શિકારી પણ તેમની સાથે હતો.

આ વખતે સીધાં નગામી સરોવર તરફ ન જતાં સીધાં

'સેબિટ્યુઆહને'ના પ્રદેશ તરફ તેમણે હંકાર્યું. આ સેબિટ્યુઆહને નામનો જે હબસી લોકોનો સરદાર હતો, તેણે મધ્ય આફ્રિકામાં ઘણો ભાગ પોતાને કબજે કર્યો હતો. લીવિંગ્સ્ટન ઘણી મુશ્કેલીએ પણ આ પ્રદેશમાં આવેલ ચોબાય નદી સુધી પહોંચ્યો. સરદારને ખબર પડી કે કોઈ 'મોટો ગોરો વૈદ' અહીં આવે છે, એટલે પોતે તેને ૧૦૦ માઈલ સુધી સામે લેવા આવ્યો. લીવિંગ્સ્ટનની વૈ. તરીકેની અને એક મિત્ર તરીકેની આબરૂ ઠેઠ અહીં સુધી પહોંચી ગઈ હતી.

પેલો સરદાર તો થોડા જ વખતમાં માંદો પડીને મરી પણ ગયો. તે લીવિંગ્સ્ટન અને તેના કુટુંબ સાથે રહીને એટલો બધો રાજી થયો હતો કે મરતાં પહેલાં તેણે એક નોકરને હુકમ કર્યો, "જા, આ રોબર્ટ (લીવિંગ્સ્ટનનો નાનો પુત્ર) ને મારી પત્ની પાસે લઈ જા અને તેને દૂધ આપવાનું કહે."

ચોબાય નદીને કાંઠે કાંઠે આગળ વધતાં વધતાં લીવિંગ્સ્ટન એક મોટી નદી પાસે આવીને ઊભો રહ્યો. આ નદી તે જ ઝાંબેસી. આ નદી જ્યાં આગળ દરિયાને મળે છે ત્યાં તો પોર્ટુગીઝ લોકોએ ઘણા વખત પહેલાં શોધ કરી હતી. પણ તે નદી આફ્રિકાના મધ્ય ભાગમાં ક્યાં આવેલી છે, તે કોઈને ખબર નહોતી. લીવિંગ્સ્ટને નકશામાં તે પહેલવહેલી નોંધી.

આ બધો પ્રદેશ બહુ જ ભેજવાળો અને રોગ ઉત્પન્ન કરે તેવો હતો. એટલે લીવિંગ્સ્ટને વિચાર કર્યો કે કુટુંબને પાછું મોકલી દેવું. કુટુંબ સાથે તે આ બધા ભાગના પ્રવાસમાં છૂટથી નહિ ફરી શકે એમ તેને લાગ્યું. તે પોતાની પત્ની તથા બાળકોને લઈને પાછો કેપ ટાઉન ગયો,

અને ત્યાંથી વહાણમાં તેમને ઇગ્લાંડ તરફ વળાવીને પાછો તે પોતાના પ્રવાસના સ્થાને પહોચી ગયો.

અહીંથી તેનો પ્રવાસ શરૂ થાય છે. તેના ઉપર ત્યાંના હબ્સી સરદારનો ખુબ ભાવ હતો. તેણે માણસોની, હોડીઓની અને એવી બધી સગવડ આપી, એટલું જ નહિ પણ પોતેય ઘણે સુધી સાથે ફર્યો. લીવિંગ્સ્ટનને અહીંથી એક એવો વિચાર આવ્યો કે અહીંથી આખો પ્રદેશ વીંધીને પશ્ચિમ આફ્રિકાના આટલાંટિક મહાસાગરના કિનારા સુધી પહોંચી જવું, અને એ આખો પ્રદેશ ભૌગોલિક, વ્યાપારી–દૃષ્ટિએ જોઈ લેવો. તેની સાથે કેટલાક હબ્સીઓ પણ હતા, કારણ કે તેમનેય પશ્ચિમના દેશો સાથે વેપાર કરવાની ઘણી હોંશ હતી. ૧૮૫૩ના નવેમ્બરમાં તે બધા ઊપડયા.

રસ્તામાં મોટાં જંગલો, કોઈ વાર મોટાં ઘાસ, કોઈ વાર પાણીથી તર થયેલી જમીન–એવા બધા પ્રદેશો આવતા હતા. વચ્ચે વચ્ચે તો પોર્ટુગીઝ અને હબ્સી પ્રજાના મિશ્રણથી થયેલી વસ્તી પણ ત્યાં ધામો નાખીને પડેલી મળી. આ લોકો ગુલામો, હાથીદાંત વિગેરેનો વેપાર કરતા હતા.

વચ્ચે વળી લીવિંગ્સ્ટન શિન્ટો નામના એક સરદારનો મહેમાન બન્યો. આ સરદારે એક રાતે, લીવિંગ્સ્ટનને પોતાના ઝૂંપડામાં બોલાવ્યો, સરદારની પાસે એક દશ વરસની છોકરી ઊભેલી. સરદારે કહ્યું "હું આ છોકરી તમને ભેટ આપું છું. મારો એવો નિયમ છે કે કોઈ પણ મહેમાનને એક છોકરીની ભેટ ધરવી." લીવિંગ્સ્ટને જેટલા આશ્ચર્યથી આ ભેટની ના પાડી, તેથી પણ વધારે આશ્ચર્ય આ સરદારને ના પાડવાને કારણે થયું.

૧૮૫૪ના મેઆરીમાં આખરે આ ટુકડી લીઓન્ડો નામના પોર્ટુગીઝ બંદરે પહોંચી લીવિંગ્સ્ટનની તબિયત અહીં સુધીની મુસાફરીમાં સાવ નખાઈ ગઈ હતી તે બગદ ઉપર પણ માંડ માંડ બેસી શકતો હતો તેના સાથીદાર હબસીઓએ જ્યારે મેહેરામણ આ સમુદ્ર જોયો, ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો 'અમારા બાપદાદા તો કહેતા કે ધરતીને છેડો જ ન હોય પણ આ અમારા ગુરુ સાથે ફરતા ફરતા તો અમે અહીં આવ્યા અને અહીં તો ધરતી કહેવા માંડી કે 'બસ ખતમ, અહીં મારો છેડો છે હવે આગળ મારુ કઈ નથી' જ્યારે લીવિંગ્સ્ટન તેમને મોટી લડાયક સ્ટીમર પાસે લઈ ગયો ત્યારે તેમના આનંદ તથા આશ્ચર્યનો પાર ન રહ્યો 'આ કઈ હોડી જેવુ જણાય નથી આ તો મોટુ શહેર છે પણ શહેરેય કેવુ? દોરડુ પકડીને ઉપર ચડાય એવુ!'

લીવિંગ્સ્ટન આટલુ ફર્યો, પણ કોઈ જગ્યાએ તેને પોતાના ધર્મપ્રચાર માટેનુ થાણુ નાખવા માટેની અનુકૂળ જગ્યા ન મળી ક્યાથી મળે? તેનુ મન જ રખડાઉ હતુ

થોડો વખત અહીં ગાળીને પાછો તે આફ્રિકાના મધ્યભાગમા જવા ઊપડયો આ વખતે તેણે ધીમે ધીમે મુસાફરી કરી છેક ૧૮૫૫ના સપ્ટેમ્બર માસમાં તે ઝોમાય નદી પાસે પહોંચ્યો ત્યા એ ત્રણ મહિના આરામ કરીને પાછો ત્યાથી ઉપડયો આ વખતે તેણે પૂર્વ દિશા ઉપાડી

ઝામ્બેસી નદીને કાંઠે કાંઠે તે પૂર્વ તરફ આગળ વધતો ગયો, તેમ તેમ પ્રદેશ નીચાણવાળો બનો જતો જણાયો અને

એમદ અકવાડિયામાં જ તેની નજર સમક્ષ દુનિયા આખીમા મોટામા મોટા ધોધમાનો ધોધ આવીને ઊભો રહ્યો. લીવિંગ્સ્ટનને મને ઊડતી વાત આવી કે આટનામા 'ગાતા ધુમાડા'વાળો મોગ ધોધ છે પાંચ છ માઇલ દૂરથી તેની નજરે શીખરે ના જાણે મોટા વાદળા ઊડતા હોય તેમ દેખાયુ અને આગાશના વાદળા અને આ બન્ને એક લાગી જતા.

આ ધોધનુ વર્ણન અને તેની અસર તેના જ શબ્દોમા આપણે જોઈએ "આશ્ચર્યની અને આનદની પરાકાષ્ઠાએ હુ પહોચ્યો હતો ઝામ્બેઝી નદીના એક ઊડા કોતરમા ઊતરીને મે જોયુ તો એક હજાર વાર લાંબો પાણીનો પ્રવાહ એની સાથે ૧૦૦ ફીટ નીચો પડતો હતો અને ત્યા એ આખો પ્રવાહ પદર વીસ વાર પહોળી ભેખડની અદર દબાઈ જતો હતો આ જગ્યાએ જોતા આપણી નજરે એક ધોળુ મોટુ વાદળુ જ દેખાય બીજુ કાઈ નહિ આ ગાઢ વાદળામાથી પાણીના જે શીકરો ઊડતા તે લગભગ ૨૦૦ થી ૩૦૦ ફીટ ઊંચે ઊડતા, અને નીચે પડતા પડતા અમે દૂર હતા તોપણ અમને ભીંજવી નાખતા કોઈ યુરોપીઅને આ પહેલા અહીં પગ મૂક્યો નથી પણ આવું સુદર દશ્ય જોવા માટે આકાશમાથી દેવદૂતો જરૂર ઊતરી આવ્યા હશે"

આ ધોધનુ નામ લીવિંગ્સ્ટને વિક્ટોરીયા ધોધ રાખ્યુ અને અત્યારે પણ ઇગ્લાડની તે વખતની રાણીનુ નામ આ ધોધ સાથે જોડાયેલુ છે

લીવિંગ્સ્ટન આ મનોહર સ્થળે ધરાઈ ધરાઈને ભમ્યો ધોધને

જેટલો પાસે જઈને જોઈ શકાય તેટલો પાસે જઈને તેણે જોયો. અત્યારે તો એ ધોધની તદ્દન નજીક ટ્રેન પણ કરવામાં આવી છે અને મુસાફરો ખાસ આ ધોધની ઝાંખી ઝીલવા માટે જ તે ટ્રેનમાં બેસે છે.

લીવિંગ્સ્ટને આ ધોધની આસપાસ રહેતી વસ્તીમાં એક બે વિચિત્ર રીતો તથા રિવાજો જોયાં. ત્યાંના લોકો પોતાનાં મુખ-કમળનું સૌંદર્ય વધારે વધે તે માટે પોતાના ઉપરના આગલા દાંતો પડાવી નાખે છે અને નીચેના દાંતોને મોટા થવાનો અવકાશ આપે છે. આને કારણે તેમનો જાડો નીચલો હોઠ વધારે આગળ પડતો બને છે.

ઝાંબેસી નદીને કાંઠે ચાલતાં ચાલતાં એને ગળની 'કાફુએ' નામની નદીના સંગમ પાસે આવી પહોંચ્યા. અહીંથી જરા આગળ ચાલતાં વળી એક જીવલેણ ઘાતમાંથી લીવિંગ્સ્ટન બચી ગયો. તેઓ ચાલતા હતા, ત્યાં જંગલી પાડાઓનું એક મોટું ટોળું સામેથી ચાલ્યું આવતું હતું. એક હબસીને મનમાં થયું કે આ ઠીક શિકાર મળ્યો. એણે એક ભાલું એક પાડા ઉપર નાખ્યું. પાડો વીફર્યો અને સીધો તે માણસ ઉપર ધસ્યો અને માણસ કોઈક ઝાડ પાસે પહોંચે તે પહેલાં તો તેને શીંગડાંમાં ઉપાડયો, અને દોડીને તેને જોરથી હવામાં ફંગોળ્યો. માણસ ભોંભર પટકાયો. લીવિંગ્સ્ટન તો હાથમાં બંદૂક લઈને પેલા માણસ પાસે દોડયો. તેણે તો ધારેલું કે આ માણસ પૂરો જ થઈ ગયો હશે. પણ જ્યાં જુએ ત્યાં તો તે માણસ શરીર ખંખેરતો ઊભો થઈ ગયો.

આ બધો પ્રદેશ ખૂબ ફળદ્રુપ હતો પણ મુસાફરીમાં ભારે તકલીફ પડતી. રોજ સખત વરસાદ પડતો, અને આખી રાત ને દિવસ વીજળી અને ગડગડાટ વારંવાર ચાલુ રહેતાં.

લીવિંગ્સ્ટને પહેલવહેલાં હાથીને તરતાં જોયો. બિચારા યુરોપીઅનને એક તો હાથીની જ નવાઈ અને તેમાંય તે મોટા ડુંગર જેવા પ્રાણીને તરતાં જુએ ત્યારે તો તે આભો બની જાય એમાં શું નવાઇ!

૧૮૫૬ની ૩જી માર્ચે લીવિંગ્સ્ટન પોતાના કાફલા સાથે ટેટે નામના એક પોર્તુગીઝ થાણા પાસે આવી પહોંચ્યો. ત્યાંથી તે સેના પહોંચ્યો. અને ત્યાંથી નદી-રસ્તે કેલેમાનાય બંદરે ૨૦મી મેએ પહોંચ્યો. અહીંથી તે સીધો સ્ટીમરમાં ઇંગ્લાંડ પહોંચ્યો. ઇંગ્લાંડ ગયો ત્યારે જ તેને ખબર પડી કે આખા ઇંગ્લાંડમાં તેનું નામ ગવાઈ રહ્યું છે.

અત્યાર સુધીમાં જે શોધખોળ લીવિંગ્સ્ટને કરી હતી તે જ તેની કીર્તિને ટોચે પહોંચાડવા માટે પૂરતી હતી. એકલે હાથે ઓછાંમાં ઓછાં સાધનોથી તેણે મધ્ય આફ્રિકાની ભૂગોળનું નવું જ પ્રકરણ ખુલ્લું મૂક્યું. આફ્રિકાના મધ્ય ભાગનો પ્રદેશ ઊંચાણવાળો છે, અને તેમાંથી મોટી મોટી નદીઓ નીકળે છે એ જ્ઞાન આપનાર પહેલવહેલો આ લીવિંગ્સ્ટન હતો, એ ઉપરાંત વ્યાપાર માટેના માર્ગો ખુલ્લા કરનાર પણ તે જ છે.

એક વરસ તે ઇંગ્લાંડમાં રહ્યો અને પાછો પોતાની આફ્રિકાની મુસાફરી ચાલુ કરવા ત્યાંથી ઊપડયો. આ વખતે બ્રિટિશ સલ્તનતના એક એલચી તરીકે એ નીકળ્યો હતો. તેને બ્રિટિશ

સરકાર તરફથી એ કામ સોંપવામાં આવ્યું હતું કે તેણે આફ્રિકાના વેપાર માટેના માર્ગો વધારે શોધવા અને ત્યાંની ગુલામીની પ્રથા બંધ કરવાનો પ્રયત્ન કરવો.

આ વખતે લીવિંગ્સ્ટન સાથે તેનો ભાઈ તથા એક કર્ક નામનો ડૉક્ટર પણ હતા. લીવિંગ્સ્ટનની મુસાફરીનો આ બીજો હપ્તો હતો. પહેલા હપ્તામાં તેણે પોતાનાં ૬ વર્ષ લગભગ ગાળ્યાં અને લગભગ ૧૧૦૦૦ માઈલનો પ્રવાસ કર્યો. પછી પોતાના કુટુંબની સાથે થોડો વખત આરામ લેવાની તેની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પણ તે આરામ તો તેની બીજી એવી જ મુસાફરી માટેની પૂર્વતૈયારીરૂપે હતો.

અત્યાર સુધી તેને ધર્મપ્રચારક તરીકેનો વાર્ષિક ૧૦૦ પૌંડનો પગાર મળતો. હવે તેને બ્રિટિશ સરકારના નોકર તરીકેનો પગાર તથા બીજી મદદ મળવા માંડી. પણ તે હૃદયથી ધાર્મિક હતો તે ઓછો મટી જવાનો હતો? અને એટલે તે જિંદગીમાં કંઈ કમાઈ શક્યો જ નહિ. આફ્રિકાના તેના પ્રવાસનાં બે પુસ્તકોમાંથી તે ૧૨૦૦૦ પૌંડ મેળવી શક્યો હતો, જ્યારે તેની શોધમાં જે માણસને સરકારે મોકલ્યો હતો તે સ્ટેનલીના પ્રવાસનાં પુસ્તકોમાંથી તે ૮૦૦૦૦ પૌંડ કમાયો.

વળી લીવિંગ્સ્ટન કેવળ મુસાફર કે ધર્મપ્રચારક જ નહોતો. તેની પાસે વૈજ્ઞાનિક દૃષ્ટિ હતી. તેણે પોતાના પ્રવાસની જે રોજેરોજની નોંધ કરી છે, તેમાં રહેલી ચોક્કસાઈ કોઈ પણ વૈજ્ઞાનિકને હરાવે તેવી છે. આબોહવા, ભૂસ્તર, પશુપક્ષી, વનસ્પતિ, ખગોળશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકન, આ બધાનાં વર્ણનમાં તેની

ચોક્કસાઈ ખૂબ દેખાઈ આવે છે અને તેણે જ્યારે પોતાની ત્યાંથી આણેલી વસ્તુઓનું પ્રદર્શન માંચેસ્ટરમાં ભર્યું ત્યારે આફ્રિકા તરફનું ઈંગ્લાંડનું આકર્ષણ ખૂબ વધી ગયું.

લીવિંગ્સ્ટન જ્યારે બીજીવારના પ્રવાસ માટે પાછો ઝાંબેસીના મુખ આગળ પહોંચ્યો, ત્યારે તેને પોતાના પ્રવાસની મુશ્કેલીનો ખ્યાલ આવવા માંડ્યો હતો. પોર્ટુગીઝ લોકોને આ લીવિંગ્સ્ટન ખટકતો હતો. કારણ કે લીવિંગ્સ્ટન આ ગુલામીના વેપારમાં બહુ આડો આવતો.

તેની આ વખતની મુસાફરીની જેમ શરૂઆત ખરાબ થઈ તેમ જ તે આખી મુસાફરીમાં પણ ખૂબ મુશ્કેલીઓ ઊભી થઈ. તે આ વખતે ઝાંબેસી નદીમાં ફરવા માટે એક નાની સ્ટીમ-લોંચ લાવ્યો હતો, પણ તે નકામી નીવડી. તેનો ભાઈ ચાર્લ્સ, પોતે જ સૌથી વધારે મોટો છે એમ માનીને જ વર્તતો અને લીવિંગ્સ્ટનનો મિજાજ કંઈ ભોળો નહોતો, એટલે એમાંય તકરારો ઊભી થવા લાગી. ખરું જોતાં તો લીવિંગ્સ્ટનને કોઈ સાથી સાથે ફાવતું જ નહિ. તે એકલપણે વધારે હતો.

છતાં આ વખતના પ્રવાસમાં તેણે પોતાનાં ૬ વરસ વિતાવ્યાં. તેમાં તેણે ઘણી નવી નદીઓ, ન્યાસા નામનું એક મોટું લગભગ સાડા ત્રણસો માઈલ લાંબું અને ૧૫ થી ૫૦ માઈલની જુદી જુદી પહોળાઈવાળું સરોવર શોધી કાઢ્યું. આ સરોવરની આસપાસનો આખો પ્રદેશ એટલો બધો ફળદ્રુપ અને આબોહવાની દૃષ્ટિએ રહેણાક માટે અનુકૂળ હતો કે અહીં

ઇંગ્લાંડના લોકો વસાહત કરે તો તેથી ઇંગ્લાંડ દેશના સમૃદ્ધમાં ઘણો વધારો થાય, એમ લીવિંગ્સ્ટનની ખાત્રી થઈ.

આ ઉપરાંત વિક્ટોરિયાના ધોધ અને લીનયાન્ટીના પ્રદેશમાં ફરી તેણે પ્રવાસ કર્યો અને વધારે વિગતમાં ત્યાંનો અભ્યાસ કર્યો. ૧૮૫૩માં તેણે રસ્તામાં એ જ જગ્યાએ પોતાનો સામાન પડતો મૂકી દીધેલો, એ સામાન ગાડા સહિત આ ૧૮૫૮ની સાલમાં પણ તેણે એમને એમ સહીસલામત પડેલો જોયો.

આ પ્રવાસ દરમિયાન ઇંગ્લાંડમાં પણ વેપારીઓ અને ધર્મ-પ્રચારકો આ લીવિંગ્સ્ટનની પાછળ પાછળ પોતાનાં થાણાં જમાવવા નીકળી પડયા. આ ટોળીઓમાં લીવિંગ્સ્ટનની પત્ની પણ આવેલી. પણ તે તો ત્રણેક માસમાં બિમાર પડીને મૃત્યુ પામી. ચાર્લ્સ પણ આ પ્રવાસનો શ્રમ ન સહન કરી શકયો અને ઇંગ્લાંડ પાછો ફર્યો.

આખરે ઇંગ્લાંડમાંથી લીવિંગ્સ્ટનને પણ પાછા ફરવાનું ફરમાન થયું અને ૧૮૬૪માં તે પાછો ઇંગ્લાંડ આવ્યો. આ વખતે લીવિંગ્સ્ટનને જોઈએ તેવું માન ન મળ્યું. આ વખતનાં તેનાં વર્ણનોમાં હાથી, જંગલી લોકો કે ભયંકર પ્રાણીઓ જેવા એમાં કંઈ રોમાંચક બનાવો ન હતા. આ વખતે તો ભૂગોળની શુષ્ક માહિતી જ તેણે વધારે ભેગી કરી હતી. વળી બીજી બાજુથી બીજા બર્ટન, બેકર, સ્પેક વિગેરે મોટા મુસાફરો આફ્રિકાના નાઈલ બાજુના પ્રદેશોમાં ઘૂમી વળીને મહાન પરાક્રમો કરી રહ્યા હતા, અને તેમનાં વર્ણનો લોકોને વધારે આકર્ષતાં. વળી તેમણે

વિક્ટોરિયા ન્યાંઝા, ટાંગાનિકા સરોવર ને આલબર્ટ ન્યાંઝા સરોવર શોધી કાઢયાં હતાં એટલે લીવિંગ્સ્ટન ઝાંખો પડયો. પણ અત્યારે વિચાર કરતાં એમ લાગે છે કે લીવિંગ્સ્ટન જ આ બધી શોધોનો પ્રેરક હતો. ન્યાસાલેંડ અત્યારે બ્રિટિશ સરકારનું મોટું થાણું હોય તો તે આ લીવિંગ્સ્ટનને જ આભારી છે.

લીવિંગ્સ્ટન હિંદુસ્તાનની જિંદગીના ધોરણે હવે લગભગ ઘરડો એટલે કે ૫૩ વરસનો થયો હતો. અને તેમાં પણ આફ્રિકાની આવી સખત મુસાફરીઓમાં તેના શરીરને કંઇ ઓછો ઘસારો નહોતો લાગ્યો. હવે તે પોતાનાં બાકીનાં વર્ષો નિવૃત્તિમાં અને પોતે કરેલી મહેનતનાં ફળ ચાખવામાં પૂરાં કરે તો તે બધી રીતે યોગ્ય જ ગણાય.

પણ ત્યાં વળી એક નવું તોફાન જાગ્યું. એક નવો પ્રશ્ન ત્યાંના વિદ્વાનોમાં ચર્ચાવા લાગ્યો અને તે એ કે આફ્રિકાની સૌથી મોટી નદી નાઈલનું ખરું મૂળ ક્યું ? અત્યાર સુધીમાં જે મુસાફરોએ ત્યાં નાઈલ નદીના મૂળની તપાસ કરી હતી તેઓમાં મતભેદ હતો અને તે તીવ્ર બનતો ગયો. સ્પેક નામના મુસાફરે તો જાતે જઈને નક્કી કર્યું હતું કે વિક્ટોરિયા ન્યાંઝા સરોવરમાંથી આ નાઈલ નદી નીકળે છે, પણ બીજા કેટલાકનો એમ મત હતો કે એ ઉપરાંત પણ એક બીજી જગ્યાએ પણ આ નાઈલના મૂળની એક શાખા છે અને લીવિંગ્સ્ટનને પણ આ વાત સાચી હોય એમ લાગ્યું.

આ વાતનો નિવેડો કેમ લાવવો ? લીવિંગ્સ્ટન તે માટે તૈયાર થયો. તેના મિત્રોએ કહ્યું "હવે આ કામ જુવાનિયા માટે રહેવા

રો. તમે આરામ કરો" પણ તેનું રખડાઉ મન આરામનો ત્રાસ કેમ સહન કરી શકે ?

૧૮૬૬માં તે ફરી ઊપડ્યો અને ઝાંઝીબારને બંદરે ઊતર્યો. આ વખતે તેણે પોતાની સાથે એક પણ યુરોપીઅન રાખ્યો નહિ. ૨૮ જેટલા હબસીઓ, થોડાંએક ઊંટો, ખચ્ચરો, ગધેડાં ને પાડાએ તેનાં સાથીઓ હતાં. તેને ઝાંઝીબારના સુલતાને આરબ વેપારીઓ તથા સરદારો ઉપર ભલામણપત્રો આપ્યા હતા. આ તેને ખૂબ કામ આવ્યા.

લીવિંગ્સ્ટન પાછો આફ્રિકાનાં જંગલોમાં ઊતરી ગયો. ન્યાસા સરોવરની પૂર્વે થઈને તે બરાબર એક વરસે ટાંગાનિકા સરોવરની દક્ષિણે પહોંચ્યો. સાતેક મહિના પછી તે એક નદી પાસે આવી પહોંચ્યો. તેને થયું કે આ નદી કદાચ નાઈલ નદીના મુખ્ય પ્રવાહને પોષતી હશે. તે તેને કાંઠે કાંઠે ઊપડ્યો. પણ ખરું જોતાં તો આ નદી લ્યુઆલાબા નામની નકશામાં દોરાયેલી નદી છે અને પશ્ચિમમાં કોંગો નદીને મળે છે. આ નદી એ ત્રણ સરોવરમાં થઈને પસાર થાય છે. લીવિંગ્સ્ટને આ બધા પ્રદેશમાં ફરીને તેના નકશાઓ દોર્યા. ત્રણ વરસ તે આ ભાગમાં જ રખડ્યો. છતાં નાઈલ નદીના મૂળનો નિર્ણય ન કરી શક્યો.

આ ત્રણ વરસના પ્રવાસ દરમિયાન તેના ૨૮ માણસોમાંથી પાંચ જણ તેના સાથી રહ્યા હતા. બીજા કાં તો માંદા પડય કે પછી આ કંટાળાભરેલા કામથી ત્રાસીને નાસી ગયા. પો

પણ તાત્ના ઉપરાઉપરી હુમલાથી નંખાઈ ગયો હતો. પ્રાણીઓ પણ સારવારને અભાવે એક પછી એક મરવા માંડયાં હતાં.

આ પ્રમાણે થાકેલા હારેલા જેવો આ લીવિંગ્સ્ટન ત્રણ વરસને અંતે ટાંગાનિકા સરોવરની ઉત્તરે ઉજીજી નામના સ્થળે આવી પહોંચ્યો. આ જગ્યાએ તેણે પોતાની ટપાલ અને ઝાંઝીબારથી થોડો ઘણો જરૂરી સામાન અહીં પહોંચાડવા માટે ઝાંઝીબારથી નીકળતી વખતે જ કહી રાખેલું. તેમાંનો થોડોક સામાન અહીં આવી પહોંચ્યો હતો, બાકીનો રસ્તામાં લૂંટાઇ ગયો હતો. આ સ્થળ ગુલામી વેપારનું તથા હાથીદાંતના વેપારનું મોટું મથક હતું. અહીં થોડો વખત રહીને પાછો તે તો નાઈલના મૂળની શોધમાં ઊપડ્યો. તેના મનમાં આ નાઈલના મૂળનું જ રટણ હતું. માંદો માંદો તે આફ્રિકાનાં ગાઢ જંગલોમાં ઊપડ્યો. અહીં મનુષ્યભક્ષી જંગલી લોકોનો પ્રદેશ હતો અને સાથે સાથે ગુલામોનો મોટો ફાલ અહીંથી જ આરબ વેપારીઓ મેળવતા હતા. એક ગામમાં તેણે મુકામ કર્યો હતો. એકાએક ગામમાં બંદૂકના ધડાકા થવા લાગ્યા અને લીવિંગ્સ્ટને જોયું તો આરબોનું મોટું ધાડું આખા ગામમાં ખૂનામરકી ચલાવી રહ્યું હતું. લગભગ ૩૦૦ જેટલા માણસો ઘેટાંની જેમ રહેંસાઈ ગયા. આખા ગામમાં સ્ત્રી, બાળકોની રડારોળ થઈ ગઈ. લીવિંગ્સ્ટન પોતે પણ એક ઝેરી બાણથી ઘાયલ થયો. આ દશ્યે લીવિંગ્સ્ટનના દિલને બહુ આઘાત કર્યો. પણ આમાં તે શું કરી શકે? ગુલામગીરીનો ગજબ અમેરિકા જેવા-માંથી કાઢતાં તો દુનિયાના મહાન મહાન માણસોએ પોતાના જીવનનું બલિદાન આપ્યું છે તો આ આરબને તો કેમ સમજાવ-

થાય ? વળી આ જંગલોમાં તેને કયાંયથી રહેવાનું છાપરું મળે એમ હોય તો તે આ આરબો પાસેથી જ. નહિ તો તેનું આટલું જીવવું પણ અશક્ય જ બને.

આ પ્રમાણે ઇગ્લાંડમાંથી નીકળ્યા તેને છ વરસ વીતી ગયાં. છ વરસ સુધીમાં તેનો એક પણ કાગળ, તેના કાંઇ વાવડ કે કંઈ ઇગ્લાંડમાં પહોંચ્યું નહોતું. ઇગ્લાંડના લોકો જ આમાં રસ લેતા હતા એમ નહિ, અમેરિકાના લોકો પણ લીવિંગ્સ્ટનના ખબર જાણવા આતુર હતા. અને અમેરિકાના ન્યુ યોર્ક હેરલ્ડ નામના એક છાપાએ તો હેન્રી મોર્ટન સ્ટેનલી નામના પોતાના એક ખબરપત્રીને આ લીવિંગ્સ્ટનની ભાળ કાઢવા આફ્રિકા મોકલ્યો.

હજુ ઇગ્લાંડના લોકો તો લીવિંગ્સ્ટનનું શું થયું હશે તે વિષે 'ટાઇમ્સ'માં અટકળો કરતા હતા અને ખાણાના મેળાવડામાં બેઠા-બેઠા ડાઠી પંપાળતા હતા, ત્યાં તો અમેરિકાએ તો પોતાનો માણસ મોકલી આપ્યો. અને સ્ટેનલી કેવળ છાપાનો પ્રતિનિધિ બનીને જ નહોતો ગયો, તે તો એક મહાન મુસાફરને શોધવા મહાન મુસાફર બનવા ગયો હતો. તે સ્ટેનલી પણ આફ્રિકાના પ્રદેશોની શોધખોળમાં પોતાનો મોટો ફાળો નોંધાવી ગયો છે.

સ્ટેનલી આફ્રિકા પહોંચ્યો. જંગલમાં ઘૂમ્યો અને આખરે એ પ્રવાસકથાઓમાંનો એક અમર થઈ ગયેલો પ્રસંગ આવી પહોંચ્યો.

૧૮૭૧ના નવેમ્બરની ૧૦મી તારીખનો બપોર થયો છે. સૂર્યનો બાળી નાખે તેવો તાપ વરસી રહ્યો છે. એક યુરોપીઅન

અને થોડાક લશ્કરી પોષાકમાં સજ્જ એવા હબસીઓ અને મજૂરોની ટોળી સરોવરને કાંઠે કાંઠે ચાલી જાય છે. એક નાનકડું ગામ દેખાયું. ગામ પાસે આ ટોળી પહોંચી. ગામ - આખામાં ખળભળાટ થઈ ગયો. ગામની વચ્ચે એક મોટું ઝૂંપડું હતું. તેમાંથી એક માંદો ગોરો બહાર નીકળ્યો. સામેથી આ ટુકડી ચાલી આવતી હતી. તેમાં મોખરે એક ગોરો હતો. આખું ગામ આ જોવા ઊલટ્યું છે. બન્ને નજીક આવ્યા. નવા આવનાર ગોરાએ આ માંદલા ગોરાને જોયો. પાસે આવ્યો. પોતાનો હેટ ઊંચો કર્યો અને ગંભીર અવાજે બોલ્યો "મને લાગે છે કે આપ જ લીવિંગ્સ્ટન, નહિ?"

ઘરડા માંદા ડોસાએ જવાબમાં પોતાનો હેટ ઊંચો કર્યો "હા."

આ ભેટની સાથે સરખાવી શકાય તેવી ભેટ ફક્ત ગ્રીનલૅંડમાં નાનસેન અને જેક્સનને થયેલી. પણ તે આપણે આગળ જોઈશું.

ગામમાં ઉત્સવ થઈ રહ્યો. મિજબાનીઓ ઊડી. લીવિંગ્સ્ટન અને સ્ટેનલી સાથે જ આ જગ્યાએ થોડો વખત રહ્યા. સ્ટેનલી પાસેની દવાથી લીવિંગ્સ્ટનની તબિયતમાં પણ ફેર પડ્યો અને પાછા બન્ને ટાંગાનિકા સરોવરના પ્રદેશમાં ફરવા નીકળી પડ્યા. તેમણે બધી બાજુ ફરીને ખાત્રી કરી કે આ સરોવરને નાઈલ સાથે કંઈ સંબંધ નથી, અને લીવિંગ્સ્ટનની શંકા દૃઢ થઈ કે પેલી લ્યુઆલાબા નદીને જ નાઈલ સાથે સંબંધ હશે. સ્ટેનલી તો પાંચેક મહિના લીવિંગ્સ્ટન સાથે ફરીને પાછો ઝાંઝીબાર ગયો. લીવિંગ્સ્ટને તો નક્કી જ કર્યું હતુ કે કાં તો નાઈલની

શોધ કરવી અને કાં તો દેહ પાડવો. લીવિંગ્સ્ટનની ઉમર હવે લગભગ ૬૦ થવા આવી હતી. તેનું શરીર સાવ ખખડી ગયું હતું. જે પ્રદેશમાં તે ફરતો હતો તે ભેજવાળો અને ખૂબ જ ગરમીવાળો હતો. દિવસોના દિવસો સુધી તેને પાણીમાં જ ચાલવું પડતું. અને આ પ્રમાણે આઠ મહિના સુધી ચાલ્યા પછી તો તેને માટે ચાલવું જ અશક્ય થઈ પડયું. તેને ઝાડાનો વ્યાધિ લાગુ પડયો. તેની સાથેના માણસો જેટલા હતા તે બધા તેના સ્વજન જેવા હતા. તેમણે લીવિંગ્સ્ટનને ઝોળીમાં નાખ્યો અને ફેરવ્યો. લીવિંગ્સ્ટન ઝોળીમાં પડયો પડ્યો પણ પોતના પ્રવાસની નોંધ કર્યે જતો હતો. આખરે તેને ઝોળીમાં ફેરવવાતું પણ મુશ્કેલ થઈ પડયું, એટલે તેના માણસોએ એક જગ્યાએ પડાવ નાખ્યો. માણસોએ તેની તનતોડ ચાકરી ને સેવા કરી, પણ ૧૮૭૩ના મેની પહેલી તારીખે સવારમાં માણસોએ જ્યારે તેના તંબૂનો પડદો ઊંચો કરીને જોયું ત્યારે લીવિંગ્સ્ટનને પોતાની પથારી પાસે ઘુંટણીએ પડેલી અવસ્થામાં મૃત્યુ પામેલો દીઠો.

આ રીતે એક મહાન મુસાફર છેલ્લી ક્ષણ સુધી મુસાફરી કર્યો કરતો ચાલ્યો ગયો. તેણે આફ્રિકાના નકશાને નવો જ બનાવ્યો અને પોતાના જીવનથી અનેકને પ્રેરણા આપતો ગયો.

## નાનસેન

આપણે હવે ધીરે ધીરે વર્તમાન યુગમાં પ્રવેશ કરતા જઈએ છીએ. કોલમ્બસે અમેરિકાની સફર કર્યા પછી ધીરે ધીરે કરતા અઢારમા સૈકા સુધીમાં તો અમેરિકા પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી નકશામાં દોરાઈ ગયો. વચ્ચે વચ્ચે આવેલાં મોટા સરોવરો, નાયગરા જેવા ધોધો, એમેઝોનની આસપાસના ગાઢ જંગલો, મેટરહોર્નનું શિખર, પનામાનો પ્રદેશ-આ બધું દોરાવા લાગ્યું અને અમેરિકાએ જગતની ભૂગોળમાં, ઇતિહાસમાં, રાજકારણમાં ને આર્થિક વ્યવસ્થામાં મહાન પરિવર્તન કરી નાખ્યું. આ બધું કરવા પાછળ કેટલાય જ્ઞાત અને અજ્ઞાત મુસાફરોએ પોતાના જીવનો હોમી દીધા છે એ કહાણી જો કહેવા બેસીએ તો એકે એક કહાણી એક પુસ્તક ભરે.

બીજી બાજુ મંગો પાર્ક અને લીવિંગ્સ્ટન જેવાએ આખો આફ્રિકા ખંડ અનેક પ્રવાસીઓ માટે ખુલ્લો કરી મૂક્યો. જેમ્સ બ્રુસ, સ્પેક, બર્ટન, સ્ટેનલી, હમનન બે-આવા કેટલાય પ્રવાસીઓએ આફ્રિકાના નકશામાં પોતાનાં લોહીથી રંગો પૂર્યા.

એશિયા અને યુરોપ તો વ્યાપારી-સબંધથી ઘણા કાળથી જોડાયેલા હતા એશિયાના બે મોટા દેશો અને બીજા નાના દેશો ચીન હિંદુસ્તાન અફઘાનિસ્તાન, પર્શિયા, તુર્કસ્તાન વિગેરે દેશોએ તો પોતાની સમૃદ્ધિ અને સંસ્કૃતિમાંથી યુરોપને ઘણુ આપવાનુ હતુ એટલે એમા કોઈ નવીન પ્રદેશની શોધને અવકાશ જેવુ હતુ નહિ ફક્ત મધ્ય એશિયાના રણો ને તિબેટ વિગેરે પ્રદેશોની અંદરની હકીકતોથી નવા લોકો વાકેફ હતા નહિ વાસ્કો દ ગામાએ હિંદ માટેનો જળમાર્ગ શોધીને દુનિયાની ભૂગોળમા બહુ મોટો ઉમેરો નથી કર્યો, પણ યુરોપના અમુક જાતિના લોકોને માટે એક મોટુ ખાધ ઉમેરવાનુ જ કામ કર્યું છે વાસ્કો દ ગામાએ હિંદને નથી શોધ્યો, પણ હિંદને લૂટવાનો માર્ગ જ શોધ્યો છે વાસ્કો દ ગામાના સાહસને ગમે તેટલુ વખાણીએ, તોપણ તેની સાથે જોડાયેલી હિંદની ગુલામીનો દુઃખ સ્હેજે આ પ્રશંસા ઉભેળતા મનને રોકે છે

અલબત્ત આ અમેરિકા અને આફ્રિકા ખંડની શોધોની પાછળ ગયેલા વેપારીઓ અને રાજસત્તાઓના જુલમોની કથા ઓછી ત્રાસદાયક નથી પણ તે પ્રદેશોની શોધ માટે નીકળેલા વીર પ્રવાસીઓના ચિત્રો નજર સમક્ષ આવે છે ત્યારે મન તે મૂર્તિના દર્શનમા બીજુ ભૂલી જાય છે-ભૂલી જવા ઇચ્છે છે

ઇંગ્લાંડનો એક મહાન મુસાફર જેમ્સ કુક દક્ષિણ મહાસાગરમા ભમતો ભમતો ન્યુઝીલાંડ અને ઓસ્ટ્રેલિયાનો થોડોક કિનારો જોઈ આવ્યો ન્યુઝીલાંડમા તેણે બ્રિટિશ વાવટો ફરકાવ્યો અને દક્ષિણ મહાસાગરમા દક્ષિણ ધ્રુવ તરફ વધારેમા વધારે

આથે સુધી તે જઈ આવ્યો અને દક્ષિણ મહાસાગર તેણે તેના પછીના વહાણવટીઓ માટે ખુલ્લો મૂક્યો. તેની પાછળ ઘણાય પ્રવાસીઓ તે બાજુ નીકળી પડયા, અને આખો ઑસ્ટ્રેલિયા ખંડ નકશામાં ઉમેરાયો. આ તો હજુ અઢારમા સૈકાની જ વાત છે. ઑસ્ટ્રેલિયાના અંદરના ભાગની વિગતો પૂરવામાં પણ એવા એવા મુસાફરોના ભોગો અપાયા છે કે તેઓની કથા પણ આ કથાઓ જેટલી જ રોમાંચક છે.

આમ દુનિયા નાની ને નાની પડવા લાગી. નવા નવા પ્રદેશો તરફ મહાન મુસાફરોની વેધક દૃષ્ટિ પડવા લાગી. પરંતુ એવા પ્રદેશો હજુ અણદીઠ પડયા હતા, તે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ.

આ બન્ને ધ્રુવોની મુસાફરીઓનો ઇતિહાસ ખૂબ પ્રેરક છે કારણ કે તે મુસાફરીઓ કરનારાનાં જીવનમાં સાહસ સિવાય બીજી વૃત્તિ નહોતી, વિજ્ઞાન સિવાય બીજો હેતુ નહોતો. ત્યાં નહોતું સોનું કે નહોતી કોઈ રાજ કરી શકાય તેવી વસ્તી. ત્યાં તો હતું બરફનું જ સામ્રાજ્ય. આ સામ્રાજ્ય અખંડ અને શાશ્વત છે. મુસાફરોને આ કુદરતનું ભયંકર રૂપ નિહાળવું હતું. ત્યાંની આબોહવા, ત્યાંના સમુદ્રપ્રવાહો અને સૌથી વધારે તો દુનિયા આખીની બધી રેખાઓ જે ભાગમાં મળે છે તે ભાગ ઉપર પગ મૂકવો એ જ જીવનનો એક મોટો લહાવો હતો.

અને આ લહાવાનો પહેલો લૂંટનાર બનવા માટે પણ ઓછી હરીફાઈ નથી થઈ. અનેક લોકોએ તે હરીફાઈમાં જાન ગુમાવ્યા છે. અનેક જણાએ જીવન આખું ત્યાં પહોંચવાના પ્રયત્નમાં જ ગાળી નાખ્યું છે. અનેક દેશોએ આ હરીફાઈમાં પોતાના લાડીલા

પુરાને હોમ્યા છે અને આ આમ ઇતિહાસ એ 'ધ્રુવોની મસ્ત' લગીર જ ઓળખાય છે

પણ આપણે તો એમાથી એક બે વાનગી જ આપી શકશુ. ગણુ કે 'કોના વીરત્વ ગાવા ?' એ પ્રશ્ન બહુ મૂઝવે છે એટલે જે બે મહાન વ્યક્તિઓએ તેમના જીવનની ભવ્ય કરણુતા અને મનુષ્યત્વની ઊચથી મને આકર્ષ્યો છે તેમને જ અહી લઈશ અને આ બેને ધરેલી અજલિથી બધાય મુસાફરીઓને અર્ઘ્ય આપીશ

અત્યારે બ ને ધ્રુવો ઉપર મનુષ્યે પોતાનો વિજય મેળવ્યો છે ઉત્તર ધ્રુવ ઉપર પીઅરી નામના સાહસિક અમેરિકને પાચ વારના પ્રયત્નની નિષ્ફળતા પછી છેલ્લી વાર પહોચીને અમેરિકાનો રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો છે કૅપ્ટન પીઅરી જેટલી ચીકણાશ બહુ જ ઓછા પ્રવાસીઓમા દેખાઈ છે ૧૮૦૦મા ૧૮૦૧મા ૧૮૦૨મા અને ૧૮૦૫માં—એમ ચાર વખતે તેણે ઉત્તર ધ્રુવ પહોચવના મારે પ્રયાસ કર્યા ચારેય વખત તેને પાછા ફરવુ પડ્યુ ૧૮૦૮મા ફરી ઊપડ્યો પોતાની સાથે ૬ માણસો હતા જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ ખાવાપીવાનો સામાન ઘટતો ગયો, અને જેમ જેમ સામાન ઘટતો ગયો તેમ તેમ એક પછી એક માણસને પાછો ધકેલ્યો અને ઉત્તર ધ્રુવ જ્યારે ૧૨૫ માઈલ જેટલે જ દૂર રહ્યુ ત્યારે તેની સાથે ફક્ત તેનો એક હબસી નોકર અને ચાર એસ્કીમો લોકો જ હતા ૧૮૦૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે પીઅરીએ ત્યા પહેલવહેલો પગ મૂક્યો

પણ હું અહીંઆ જે માણસની કથા લખવાનો છું તે તો બીજો જ છે. અને વળી તે તો ઉત્તર ધ્રુવ સુધી પહોંચ્યો પણ નહોતો. ત્યાંથી લગભગ ૨૬૦ માઈલથી જ તેને પાછા ફરવું પડ્યું હતું. તો પછી અહીં એની વાતને કેમ વધારીને મૂકવા ધારું છું, એ પ્રશ્ન થશે. પણ એ પ્રશ્ન તો બધી જગ્યાએ આ પુસ્તકમાં થાય એવું છે. કોલંબસે અમેરિકા નહોતો શોધ્યો, તોય એનું નામ કેમ મોખરે? મંગો પાર્ક નાઈગરની શોધમાં નિષ્ફળ ગયો, તોય બીજા કરતાં તેને કેમ આગળ મૂક્યો? લીવિંગ્સ્ટન ક્યાં નાઈલનું મૂળ શોધી શક્યો?

કોઈ નવા ધ્યેયની પ્રાપ્તિ કરતાં પણ પ્રાપ્તિમાટેના પ્રયત્નો, જે સ્થિતિમાં પ્રયત્ન કર્યો તે સ્થિતિ, તે પ્રયત્નોમાંથી તરી આવતી મનુષ્યજીવનની ભવ્યતા, એ મને વધારે આકર્ષે છે. અને એટલે જ હું અહીં એવા એક ઉત્તર ધ્રુવ પહોચવામાં નિષ્ફળ છતાં જીવનમાં સફળ એવા પુરુષનું ચરિત રજૂ કરીશ.

૧૮૮૧માં એક અમેરિકન વહાણ ઉત્તર ધ્રુવ પહોચવા માટે એશિયા અને અમેરિકાની કિનારોને સાંધવા મથતી હોય એવી બેરીંગની સામુદ્રધુનીથી ઊપડયું. પણ થોડે ગયું ત્યાં જ બરફના સૈન્યે તેને ઘેરી લીધું અને ન્યુ સાઈબેરિયન બેટો પાસે ઘમડાતું આવીને એ ડૂબી ગયું. આ વાતને ત્રણ વરસ વીતી ગયાં. એક વાર ગ્રીનલૅંડના કિનારે ફરતા ફરતાં થોડાક એસ્કીમોની નજરે બે ત્રણ વસ્તુઓ દેખાઈ. એક ટોપીનું ચીથરું, બે, પગે બાંધવાનાં પટા કે જેની ઉપર પેલા અમેરિકન વહાણના ખલાસીમાંથી એકનું નામ હતું. આ વસ્તુઓ એક બરફના કટકામાં સજ્જડ ચોંટી ગયેલી હતી.

હવે કયાં ગ્રીનલેંડ અને કયાં ન્યુ સાઈબિરિયન બેટો! ઉ
ધ્રુવને જો ત્રાજવાની દાંડી ગણીએ તો આ તો બંને પ
કહેવાય.

એટલે આમ કેમ બન્યું ? દુનિયાના વૈજ્ઞાનિકોને
ચીથરાંએ મૂંઝવ્યા. મોટાં મોટાં માથાંઓમાંથી અટકળોનાં બા
છૂટવા માંડયાં. આ જ વખતે નોર્વેની એક વૈજ્ઞાનિક પ્રયોગશાળ
માં કામ કરતો ૨૪ વરસનો એક જુવાનિયો પણ પોતાનું મગ
દોડાવી રહ્યો હતો. આ જુવાન તે નાનસેન–ફ્રિડજોવ નાનસે
આ જુવાન પોતાના અભ્યાસકાળ દરમિયાન જ મહાન પ્રવાસો
સ્વપ્નાંઓ સેવી રહ્યો હતો. તેની નજર ઉત્તર ધ્રુવ ઉપર ઘ
વખતથી લાગી હતી. તે નિરંતર એ જ વિચારમાં હતો કે ઉ
ધ્રુવ કેમ પહોંચાય? તેની આ વિચારમાળામાં વળી આ બી
મૂંઝવણ ઊભી થઈ? જડ સાઈબીરિયન બેટોમાંથી ગ્રીનલેંડ સુ
આ ચીથરાં કેમ પહોંચ્યાં? આ બંને મુશ્કેલીનો નિકાલ એ
વીજળીના ચમકારની જેમ તેના મગજમાં આવી ગયો. જે બી
મુશ્કેલી હતી તે જ તેની પહેલી મુશ્કેલીનો નિકાલ બની ગઈ. જ
એક ટોપી બરફ ઉપર બેસીને સાઈબીરિયાથી ગ્રીનલેંડ પહોંચ
તો માણસ કેમ ન પહોંચી શકે? એક સમુદ્રનો પ્રવાહ જ
ઉત્તર ધ્રુવના સમુદ્રમાં એવી રીતે વહેતો હોવો જોઈએ કે ન
પ્રવાહના જોરે કોઈ પણ વહાણ ન્યુ સાઈબીરિયાના બેટોથ
ગ્રીનલેંડ પહોંચે! અને તે પણ ઉત્તર ધ્રુવને વીંધીને જ તે પ્રવા
કેમ ન વહેતો હોય? સંભવ છે, ખાત્રી નથી, પણ ખાત્રી શુ
કામ નહિ કરવી? પ્રવાહ છે એ વાત તો નક્કી, અને તે પ્રવા
ઉત્તર ધ્રુવને વીંધીને જતો હોય તો તો જરૂર એ માર્ગે ઉત્ત

ધ્રુવ પહોંચવાનું બની શકે અનંત વાર લાગે ભ ણુ કે એ પ્રવાહમા પેના મોજાને ૨૮૦૦ માઈલ માપતા ત્રણ વર્ષ લાગ્યા હતા, તે ગતિએ આગળ ચલાય ! પણ વખતનો કયા સવાલ છે? એક વરસ બે વરસ ત્રણ વરસ દસ વર્ષ પછી કે ચુક, અને જિંદગી કયા નાની છે?"

આ જુવાનિયાનુ મગજ જોરથી કામ કરવા લાગ્યુ 'જરૂર પહોચાય આ જ માર્ગ સીધો માર્ગ હોવો જોઈએ-છે

કેવી ગાડી કપના ! વૃદ્ધ અનુભવી વૈજ્ઞાનિકોએ તેને હસી કાઢ્યો તેમના ટેબલ ઉપર પડેલા નકશામા આવા પ્રવાહનુ કોઈ પણ જાતનુ આલેખન છે જ નહિ

પણ એ જુવાન પામે તો આ બધુ સ્પષ્ટ જ હતુ તેણે લેખો ઉપર લેખો અને ભાષણો આપવા માડ્યા પણ તેની પાછળ કઈ તેના જ્ઞાનનુ જ બળ હતુ એમ નહિ, તેણે જાતે ઉત્તર ધ્રુવના મહાસાગરમા પ્રવાસ કરેલો હતો દુનિયામા મોટામા મોટા ગણાતો ટાપુ ગ્રીનલેન્ડ તેણે પૂર્વથી પશ્ચિમ વીંધ્યો હતો, અને ત્યાંના અનુભવ પછી જ તે આ બધુ બોલતો હતો આપણે તેની ઉત્તર ધ્રુવની મુસાફરીની વાત કરીએ તે પહેલા આ ગ્રીનલેન્ડમા કરેલા પ્રવાસનો પહેલો પાઠ પણ જોઈ લઈએ.

ઈ સ ૧૮૬૧ ક્રીસ્ટીઆનિયા નામના નોર્વેના એક શહેર પાસેના એક ગામમા આ પ્રવાસીનો જન્મ થયો હતો તેનુ નામ ફ્રિડ્જોફ નાનસન તેણે પોતાના ગામમા સામાન્ય અભ્યાસ કરીને ૧૫ વર્સની ઉમરે ક્રીસ્ટીઆનિયા શહેરમા અભ્યાસ શરૂ કર્યો, અને ત્યા પ્રાણીશાસ્ત્રનો ખાસ અભ્યાસ કર્યો

ઈ. સ. ૧૮૮૨માં તે એક પ્રવાસી–ટુકડી સાથે ગ્રીનલૅંડ પાસેના સમુદ્ર સુધી ફરી આવ્યો હતો. ત્યારથી તેનું મન એ પ્રદેશોમાં ભટક્યા કરતું હતું.

આ પછી તે કેટલોક વખત સુધી એક મોટા સંગ્રહસ્થાનમાં સંચાલક તરીકે રહ્યો, અને તે દરમિયાન તેણે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, પ્રાણીશાસ્ત્ર અને જ્ઞાનતંતુની રચનાઓ ઉપર તેણે અનેક લેખો લખ્યા, અને ક્રીસ્ટીઆનિયાની વિદ્યાપીઠે તેને ડૉક્ટરની પદવી આપી.

પણ આ બધા વખત દરમિયાન તેના મનમાં ગ્રીનલૅંડના પ્રવાસની યોજના ઘોળાયા કરતી હતી અને આખરે ઈ. સ. ૧૮૮૭માં તેણે તૈયારી કરી. તેને તેની આ યોજનામાં કોઈનો સહકાર ન મળ્યો. ધ્રુવ–પ્રદેશના મુસાફરોએ તેને હસી કાઢ્યો. નોર્વેની સરકારે તેને આર્થિક મદદ આપવાની ના પાડી પણ નોર્વેના એક વેપારીએ નાનસેનને પૈસાની બાબતમાં બેફિકર કર્યો. નાનસેને પોતાની પાસેથી થોડાક પૈસા કાઢ્યા અને પોતાની સાથે ત્રણ નોર્વેના માણસો અને બે લેપલૅંડના માણસો લઈને ઊપડ્યો.

ગ્રીનલૅંડનું નામ જ ગ્રીનલૅંડ છે. બાકી તે વ્હાઈટલૅંડ નામને જ યોગ્ય છે. આખો બેટ ફક્ત પશ્ચિમ કિનારાનો થોડોક ભાગ બાદ કરતાં બારે માસ બરફથી છવાયેલો રહે છે. નાનસેને નક્કી કર્યું કે આ બેટ પૂર્વ છેડેથી પશ્ચિમ છેડે વીંધી નાખવો જેથી બરફ સાથે પૂરે પૂરી ભાઈબંધી થઈ જાય.

તેણે સાધનોમાં ખોરાક, વૈજ્ઞાનિક સાધનો અને બીજાં જરૂરી

સામાન સાથે લઈ લીધો આ સામાનને વહેવા માટે બરફમાં ચાલતી અને હાથે ખેંચી શકાય તેવી હેલાગાડીઓ લીધી. આ હેલાગાડીઓને બરફમાં ચલાવવાની હતી એટલે તેની નીચે બરફમાં ચાલવાની લાગી સપાટો બાંધી શકાય તેવું કર્યું. નાનસેન અને તેના પાંચ સાથીઓને પગે પણ આ લાંબી સપાટો જ પહેરવાની હતી. આ આઠ ફીટ લાંબી અને ૩ થી ૪ ઇંચ જેટલી જ પહોળી સપાટો પહેરીને આ બરફના સમુદ્રમાં તેમને તરવાનું હતું પણ બધાએ આ ખાટેની તૈયારી નોર્વેના બરફના ખેતરોમાં કરી લીધી હતી.

ઈ. સ. ૧૮૮૮ની ૯મી માર્ચે આ ટુકડીએ નોર્વેનો કિનારો છોડયો અને આઈસલૅન્ડ પહોંચ્યા. આઈસલૅન્ડથી સીલના શિકારે નીકળેલી એક નાની બોટમાં તેઓ ગ્રીનલૅન્ડના ઉત્તર કિનારા તરફ જવા ઊપડ્યા. ૧૧મી જૂન ૧૮૮૮ના દિવસે ઊંચી ઊંચી ભેખડોની દીવાલોથી અભેદ્ય એવો ગ્રીનલૅન્ડનો કિનારો તેમની નજરે પડ્યો. કિનારો ફક્ત ૬૦ માઈલ જ દૂર હતો, પણ તેટલું અંતર કાપતા તેમને પાંચ અઠવાડિયાં લાગી ગયાં. વહાણના રસ્તામાં બરફના નાના નાના તરતા બેટ આડા આવવા લાગ્યા. આમાંથી માર્ગ કરવો એ કંઈ સહેલી વાત નહોતી. વહાણના કપ્તાને પોતાની જેટલી આવડત હતી તેટલી વાપરીને અને જોખમ ખેડીને તેમને ગ્રીનલૅન્ડના કિનારાની જેટલે નજીક લઈ જઈ શકાય તેટલે નજીક લાવવા માટે પ્રયત્ન કર્યો પણ ગ્રીનલૅન્ડના ચોકીદાર આ બરફના બેટોએ ખૂબ મુશ્કેલી ઊભી કરી નાનસેને પોતાનો વ્યૂહ બદલ્યો. તેણે નક્કી કર્યું કે આ તરતા બરફના બેટોને જ વહાણ બનાવી દેવા,

અને તેના પર ઠેકતાં ઠેકતાં અને પાણી મળે ત્યાં પાછા હોડીઓમાં બેસીને કિનારા ઉપર પહોંચી જવું. આ યોજના ખૂબ ભયંકર હતી, પણ તે જ શકય હતી.

નાનસેને વહાણના કપ્તાનની રજા લીધી. વહાણના કપ્તાને આ બે ગાંડાઓની સફળતાની ઇચ્છામાં તોપના બા'ર કર્યા. નાનસેન અને તેના મિત્રોએ આ સલામનો અર્થ જાણી લીધો. તેઓ પણ દુનિયા ને મનુષ્યની વસ્તીને છેલ્લી સલામ કરતા હતા.

તેમનું કામ શરૂ થઈ ગયું, પરંતુ તે કામની કલ્પના આવવી મુશ્કેલ છે. બરફના ભટકતા બેટોની વચ્ચે નાની હોડીમાં આ ટુકડી પોતાનો માર્ગ કાપતી હતી. એક બાજુથી હોડીને હલેસાં મારવાનાં, બીજી બાજુથી કુહાડીઓ ને ફરસી લઈ આસપાસ અને સામે આવતો બરફ તોડવાનો ને ખસેડવાનો—વાંસના ધક્કા મારીને તેને ખસેડવાનો. પણ એમ કંઈ બરફને જિતાય તેમ નહોતું. કોઈ કોઈ વખત પવન બરફના ખડકો ઘસડતો આવતો હોય ત્યારે આ પૂંભડા જેવી હોડીને તરત જ ઉપાડીને કોઈ એક બરફના ત્રાપા ઉપર ચડાવી દેવી પડતી. સામાન ને હોડી બધું ઝપાટાબંધ બરફ ઉપર ચડાવવું એ કંઈ સામાન્ય વાત નહોતી. અને તે પણ એકવાર નહિ પણ કલાકોના કલાકો સુધી આમ ચડ-ઊતર ચાલ્યા કરતી. ગ્રીનલૅંડના પ્રવાસની આ પૂર્વ-તૈયારી હતી.

રાત પડે ને એ તરતા બરફ ઉપર તંબૂ ખોડીને તેઓ રાત ગાળતા. દિવસોના દિવસો સુધી આ પ્રમાણે તેઓ પવનને અને બરફને આશરે અથડાતા કૂટાતા ૨૮મી જુલાઈએ કિનારા

પામેના એક નાનકડા બેટ ઉપર પહોચ્યા. દોઢ મહિના પછી પહેલવહેલાં નક્કર જમીન પર પગ પડતાં તેમના આનંદનો પાર ન રહ્યો, અને ઘડીભર તેમનો થાક ઊતરી ગયો અહીં નવો થાક સહન કરવા માટેની તૈયારી તેમણે કરી લીધી

આખરે એક દિવસે તેમણે ગ્રીનલેંડના કિનારા પર પગ મૂકયો. ત્યા એસ્કીમો લોકોનો એક નાનો એવો 'નેસ' હતો. આ હિમબાળકોનાં ખુલ્લા નિર્દોષ હાસ્યભર્યાં મુખો તેમને આવકારવા સામા આવ્યા અને પોતાના ચરબીથી ગંધાતા ચામડાવાળા તબૂમા તેમને લઈ જઈને તેમનું સ્વાગત કર્યું. દુનિયાના કયા સંસ્કૃત દેશને પણ આ સ્વાગત પાછળ રહેલું હૃદય ઇર્ષ્યા ન ઉપજાવે !

ગ્રીનલેંડનો અંદરનો ભાગ આગળ કહ્યું તેમ બરફથી જ છવાયેલો છે. વચ્ચેનો પ્રદેશ ઊંચાણવાળો છે અને ત્યાથી આખો પ્રદેશ બધી બાજુ ઢાળ પડતો દરિયા સાથે સપાટીમા મળી જાય છે. અને એટલે જ કાંઠા ઉપર બરફના મોટા ખડકાના ખડકો ગ્રીનલેંડના ઉચ્ચ પ્રદેશ પરના બરફના ઠેલાથી ઠેલાતા ઠેલાતા જોરથી દરિયામા પડે છે અને એમાથી બરફના મોટા પહાડો (આઇસ-બર્ગ) બને છે. કુદરતની આ મનોહર અને ભયંકર રચનાઓ નાનસેને નજરો નજર જોઈ. આ બરફના પહાડો પાસે દુનિયાની મોટામાં મોટી સ્ટીમર એક તણખલું લાગે અને એ પહાડ જ્યારે સમુદ્રની અંદરની ગરમીને કારણે કોઈવાર કાચમાની જેમ ઊંધો થઈ જતો હશે ત્યારે ! અને તેમાય તે વખતે પડખે કોઈ સ્ટીમર હોય ત્યારે !

૧૦મી ઑગસ્ટે ગ્રીનલૅંડના કિનારે આ લોકોએ પગ મૂક્યો અને બીજે દિવસે નાનસેન મુસાફરી માટેનો રસ્તો નક્કી કરવા નીકળી પડ્યો. બરફની જ મોટી દીવાલો, બરફનો જ ઊંડા કાદવ, બરફની ઊંચી કરાડો—આ બધાંમાંથી સામાન સાથે નીકળવા માટેનો માર્ગ શોધતાં બરાબર ૨૪ કલાક થયા.

માર્ગ નક્કી કરીને, પોતાની હોડીઓ એક ગુફામાં મૂકીને, સામાનની ગાડીઓની લગામો બન્ને બગલોમાં ભરાવીને આ ટોળી નીકળી પડી. આ એસ્કીમો લોકોને છોડતાં પણ તેમને દુઃખ થયું. હવે તેઓ પોતાના સિવાય એક પણ માણસનું, પ્રાણીનું કે પક્ષીનું—અરે કોઈ પણ વનસ્પતિનું પણ દર્શન કરી શકશે કે કેમ એ શંકા હતી. તેમની સામે અફાટ બરફનો સાગર પડેલો હતો.

શરૂઆતનો આખો માર્ગ ચઢાણનો હતો. ખભા ઉપર બાંધેલાં દોરડાંએ ચામડીને લગભગ છોલી નાખી હતી. ત્યાં ભારાં પડી ગયાં હતાં. કોઈ પણ ક્ષણે આસપાસનો બરફ ધસી આવે કે સરી પડે તેવો સંભવ હતો. આખો દિવસ તે લોકો લગભગ ચાલતા હતા. ૧૨ કલાકમાં તેઓ કોઈ વાર તો ૫ થી ૬ માઈલ માંડ કાપી શકતા. શરૂઆતમાં તો તેમને રાતે જ મુસાફરી કરવી પડતી. કારણ કે રાતે ઠંડી વધારે હોય અને બરફ વધારે કઠણ હોય. કઠણ બરફમાં ચાલવું એ વધારે સહેલું હતું, પણ જેમ જેમ તેઓ ઊંચે ને ઊંચે ચડતા ગયા તેમ તેમ દિવસ અને રાત બન્ને ઠંડીની બાબતમાં સરખાં જ થઈ પડ્યાં.

બીજી સપ્ટેમ્બરે તેઓ ૮૦૦૦ ફીટની ઊંચાઈએ પહોંચ્યા.

અને અહીંથી જમીન સપાટ આવવા લાગી. તેનો લાભ લઈને તેમણે પગમાં પણ સપાટ પહેરી લીધી. બરફ ઉપર ચાલવાની આ સપાટ ઢાળમાં અને સપાટ જગ્યામાં જ ફાવે. ચઢાણમાં તો તે નકામી જ હતી. એટલે આ સપાટ જમીનમાં તેઓએ સપાટ પહેરીને ૧૯ દિવસમાં લગભગ ૨૫૦ માઈલ કાપી નાખ્યા.

આ આખી મુસાફરી કેટલી કંટાળાભરેલી હશે તેનો આપણને આ વાંચતી વખતે ખ્યાલ નહિ આવે. એમાં તો 'જેવો ઊગે તેવો આથમે.' સવારના વહેલાં ઊપડવાનું, એ જ બરફના કીચડમાં સામાનને અને પોતાની જાતને ઢસડવાનું, વચ્ચે ભાતું ખાવા ઘડીક રોકાવાનું, પાછું એ જ, રાત પડે ત્યાં પાછો તંબૂ ખોડવાનો અને છેલ્લે જે કોઈ કાર્યક્રમમાં તેમને કંઈક રસ રહ્યો હોય તો તે રાતનું ખાણું પકાવીને, ખાવામાં. નાનકડા વીજળીના ચૂલાની આસપાસ તંબૂની અંદર બેઠાં બેઠાં ખાણું લેવાની મજા, એ તેમને કોઈ બાદશાહના રાજમહેલની મિજબાની કરતાં વધારે આનંદ આપતી. ખાઈને થોડીવાર વાતોના ગપાટા માર્યા ન માર્યા ત્યાં તો આંખો ઘેરાવા માંડે, અને સૂવાના કોથળાની અંદર પેસી જઈને જાણે મડદાં જ હોય એમ ઘસઘસાટ જામી જતા. કોથળાનાં મોઢાં પણ તે લોકો બાંધી દેતા જેથી પવન અંદર ન આવે. રાતે કોઈ એસ્કીમો અહીં આવી ચડ્યો હોય તો સામાનના આ ૬ કોથળાને જોઈને કેવો આભો બની જાય !

આ તંબૂઓ ખોડવાનું કામ પણ કંઈ સહેલું નહોતું. અને એમાંય જ્યારે પવનનું તોફાન હોય ત્યારે તો વાત મૂકી દો. દોરડાંને પકડી રાખવાં, ખૂંટા ખોડવા અને એ ખૂંટા સાથે

દોરડાં બાંધવાં—એ તો કોઈ દરિયાના તોફાનમાં વહાણનો સઢ બાંધવા કરતાંય વધારે આકરું હતું. અને એમાંય પાછી બરફની ઝીણી અણીદાર કરચો તોફાનમાં આવી આવીને જાણે હમણાં શરીરને વીંધી નાખશે એમ લાગે. આમાં માણસને પોતાનો હાથ પણ ભાગ્યે દેખાય એવો અંધકાર, માણસ પોતે જ ભાગ્યે ઊભો રહી શકે તેવો પવન, લોહી ઠરી જાય એવી ઠંડી, અને એમાં તંબૂ ખોડવો, અને તે પણ આખા દિવસના સતત શ્રમ પછી!

આ બધાંનેય એ લોકો પહોંચી વળતા. પણ એક બીજી મુશ્કેલી પાણીની હતી. ચારેય બાજુ બરફ, પણ પાણી ન મળે! બરફમાં અને પાણીમાં એક જ તત્ત્વ હોવા છતાં તે તત્ત્વજ્ઞાન અહીં નકામું હતું. ટુકડીનો દરેક માણસ પોતાની પાણીની મસકમાં બરફ ભરે અને પછી એ મશક બધાં કપડાંની નીચે શરીરની ચામડી સાથે ચાંપી રાખે. શરીરની ગરમી એ બરફમાંથી માંડ થોડું પાણી બનાવે અને તે પીને આ લોકો ચલાવતા.

નાનસેનને આ કંટાળાભરેલી મુસાફરીમાં રસ પડે એવો એક પ્રયોગ પણ કર્યો. અરધે રસ્તે ગયા પછી ગ્રીનલૅંડના પશ્ચિમ કિનારા તરફના ઢાળનો લાભ લઈને તેણે આ સ્લેજની ઉપર સઢ બાંધ્યા અને પવનના જોરે તેણે આ બરફના સમુદ્રમાં સ્લેજ તરાવવાનું નક્કી કર્યું. આમાં પૂરું જોખમ હતું, કારણ કે કોઈ જગ્યાએ પવનના જોરથી જો આ સ્લેજ ઊથલી પડે તો થયું. પણ એમાં એક લાભ હતો, કે જો આ ગાડીઓને બરાબર કાબૂમાં રાખી શકાય તો ખૂબ ઝડપે આગળ વધી શકાય, અને બન્યું પણ તેમ જ. તેમની ગાડી ઝપાટાબંધ પવનના જોરે




નાનસેન ઈ.ની પ્રવાસકથા પા. ૧૩૧થી ૧૬૮

ચાલવા માંડી. અને આખરે આ ગ્રીનલેંડનો પશ્ચિમનો કિનારો તેમની નજરે પડયો. જેમ જેમ કિનારો નજીક આવતો ગયો તેમ તેમ બરફ વધારે પાતળો આવતો ગયો, અને પાતળા બરફમાં ચાલવાનો ત્રાસ ખૂબ હતો. પણ હવે તેમના પગમાં ઉત્સાહ વધ્યો હતો. કિનારો નજીક આવે છે એ કલ્પનાએ તેમના પગમાં જોર આવ્યું.

૨૪મી સપ્ટેમ્બરે તેઓ આ ગ્રીનલેંડનો બરફ વટાવીને હરિયાળી જમીન પાસે આવી પહોંચ્યા. તેમણે એક મોટું સ્વચ્છ પાણીનું સરોવર જોયું. સરોવર જોઈને તો આ લોકો લગભગ ગાંડા થઈ ગયા અને જેટલું પાણી પી શકાય તેટલું અકરાંતિયા થઈને પીધા કર્યું.

જેમ કોઈ દરિયાની લાંબી સફર કરીને જમીન જુએ ત્યારે તેને જેવો આનંદ થાય, તેવો જ આનંદ આ જમીન પર દિવસોના દિવસો ચાલીને થાકેલા મુસાફરોએ દરિયો જોયો ત્યારે થયો. અહીંથી એક હોડી તૈયાર કરીને સહીસલાત ગ્રીનલેંડના ગોડથાબ બંદરે પહોંચ્યા, અને ત્યાંથી પાછા આ મૃત્યુલોકમાં આવી પહોંચ્યા.

ગ્રીનલેંડના આ પ્રવાસે નાનસેનને યુરોપ આખામાં વીર મુસાફર તરીકે પ્રસિદ્ધ કરી દીધો. પણ નાનસેનની નેમ તો ઉત્તર ધ્રુવ ઉપર લાગેલી હતી. અને આગળ કહ્યું તે પ્રમાણે ન્યુ સાઈબીરિયાના ગ્રીનલેંડ તરફ વહેતા સામુદ્રિક પ્રવાહનો લાભ લઈને પોતાના વહાણને ઉત્તર ધ્રુવમાંથી પસાર કરાવવું એ તેની યોજના હતી.

પણ યોજના ઘડવે કંઈ કામ પતે તેમ નહોતું. ખરી મુશ્કેલી તો બે હતી. એક તો આ યોજના સાચી છે એમ લોકોને ગળે બેસાડવું, અને બીજી તે પાર પાડવા માટે પૈસા ભેગા કરવા. નાનસેને પહેલાં તો પોતાની યોજનાનો પ્રચાર શરૂ કર્યો. લંડનની ભૌગોલિક સભા પાસે જ્યારે તેણે પોતાની યોજના મૂકી, ત્યારે યુરોપના મોટા મોટા પ્રવાસીઓ હાજર હતા. વ્યાખ્યાન પછી ખૂબ ચર્ચા થઈ. "દુનિયાના અત્યાર સુધીના મુસાફરોએ ઘડેલી યોજના કરતાં પણ આ યોજનાની કલ્પના ઘણી ભવ્ય છે, પણ તેનો અમલ થવો શક્ય છે કે નહિ તે વિષે શંકા છે." આવો અભિપ્રાય લગભગ બધાનો થયો. એક પ્રખ્યાત ધ્રુવ-પ્રદેશના મુસાફરે કહ્યું, 'હું ડૉ. નાનસેનના પ્રવાસની સફળતા ઇચ્છું છું. પણ તે જ્યારે પાછા આવશે ત્યારે જ ઈંગ્લાંડના તેના મિત્રોને અને એમાંય જે મિત્રોને ઉત્તર ધ્રુવના પ્રવાસનો થોડો ઘણો પણ અનુભવ છે તેમને નિરાંત થશે."

પણ સદ્ભાગ્યે નોર્વેના લોકોએ તેની આ યોજનાને બહુ ઉત્સાહથી વધાવી લીધી, અને નોર્વેની સરકારે શરૂઆતમાં જ ૧૧૨૫૦ પાઉંડની ગ્રાંટ આપી. પણ કુલ અંદાજ ૨૫૦૦૦ પાઉંડનો હતો. બાકીની રકમ માટે તેણે અને તેના મિત્રોએ ફાળો ઉઘરાવ્યો, અને બહુ જ થોડા વખતમાં બધી રકમ ભેગી થઈ ગઈ. આમાં યુરોપની સમૃદ્ધિ કરતાં યુરોપના લોકોની સાહસપ્રિયતાનું જ વધારે દર્શન થાય છે.

નાનસેન એકલો ઉત્સાહી નહોતો, પાકો ગણત્રીબાજ હતો. ગ્રીનલેંડને એક છેડેથી બીજે છેડે જવા જેવી આ વાત નહોતી.

આ તો ઉત્તર ધ્રુવનું બિંદુ સર કરવાની વાત હતી. એટલે ત
માટેની તૈયારીઓની એકેએક ઝીણામાં ઝીણી વિગત તેણે ધ્યાન
લીધી હતી.

સૌથી પહેલાં તો ત્યાં જવા માટેના વહાણનો પ્રશ્ન હત
આ વહાણ અત્યાર સુધીનાં બંધાતાં વહાણ કરતાં જુદી
જાતનું કરવાનું હતું. તેણે પોતાની જાતદેખરેખ નીચે વહા
તૈયાર કરાવ્યું. તે વહાણમાં વિશેષતા એ હતી કે તે નાનું હ
છતાં તેનું શરીર એટલું મજબૂત બનાવવામાં આવ્યું હતું
ગમે તેટલા બરફના દબાણને તે સહન કરી શકે. વહાણનું
આગળનો તથા પાછળનો ભાગ એવા ઘાટનો કર્યો હતો
બરફની અંદર માથું મારીને માર્ગ કરી શકે. તેમાં સઢ પ
ગોઠવ્યા હતા અને યંત્ર પણ ગોઠવ્યાં હતાં. વળી વહા
નાનું છતાં અંદર રહેલા માણસો આરામથી અને ઠંડી ન લા
એવી રીતે રહી શકે તેવી ગોઠવણ હતી. આ નાનકડા વહાણ
સાથે આઠ નાની પણ મજબૂત હોડીઓ હતી. વહાણની અંદ
વીજળીનું કારખાનું, પવનચક્કી, પુસ્તકાલય, દવાખાનું—એ બધ
સગવડ હતી. કેટલાય માણસોએ વહાણમાં જોઈતી ચીજો ભે
આપી હતી—કોઈએ પુસ્તકો તો કોઈએ દવાઓ, કોઈએ
કોલસો તો કોઈ વીજળીનો સામાન.

વહાણ તૈયાર થઈ ગયું. પણ તેનું નામ શું પાડવું
નાનસેનની પત્નીએ તે વહાણનો નામકરણવિધિ કર્યો. તેનું નામ
'ફ્રામ' (આગે બઢો) પાડવામાં આવ્યું.

વહાણ અને તેની અંદર સામાન તૈયાર થવા માંડ્યો, ત્યાં

તો દુનિયા આખીના ખૂણેખૂણેથી નાનસેન ઉપર અરજીઓ ઉપર અરજીઓ આવવા માંડી. નાનસેને આ મુસાફરીમાં રહેલા જોખમનું વર્ણન જેમ વધારે કર્યું તેમ અરજીઓ વધવા લાગી, 'મને સાથે લઈ જાઓ.'

પણ નાનસેને માણસોની પસંદગીમાં બહુ જ કડક ધોરણ રાખ્યું હતું. દરેક ઉમેદવાર,ડૉક્ટરની કડક, તપાસમાંથી પસાર થયા પછી જ પસંદગીને લાયક બનતો. આખરે નાનસેને આ બધાંમાંથી ફક્ત ૧૨ જણને પસંદ કર્યા. એમાંનો મુખ્ય સ્વેરડ્રપ એ આ 'ફ્રામ'નો કપ્તાન હતો. તે આ પહેલાં પણ નાનસેનની સાથે ગ્રીનલૅંડમાં જઈ આવ્યો હતો. બીજો એક ધ્યાન ખેંચે તેવો જોહાન્સન હતો. તે તો પોતાની ઊંચા પગારની નોકરી છોડીને નાનસેન પાસે આવ્યો. નાનસેને કહ્યું કે હવે કોઈ સારી જગ્યા ખાલી નથી, તો જોહાન્સને એન્જિનમાં કોલસા નાખનારની નોકરી સ્વીકારી. આ ઉપરાંત બીજા રસોઈયા, ઈજનેર વિ. એક જણ તો છેલ્લી ઘડીએ નાનસેનને મળવા માટે ફ્રામ ઉપર આવ્યો અને ત્યાં જ રોકાઈ ગયો.

આમ નાનસેન અને બીજા બાર જણની ટુકડી તૈયાર થઈ ગઈ. વિદાયની ઘડી આવી.

'ઉનાળાનો દિવસ છે–ધૂંધળો ગમગીન દિવસ અને અમારી વિદાયની ઘડી આવી પહોંચી. મારી પાછળ દ્વાર બંધ થયું. છેલ્લી વારનું મેં મારું ઘર છોડ્યું. મારા બગીચામાં થઈને કિનારે કિનારે પહોંચ્યો. નાની પણ નિર્દય હોડી મને ફ્રામ ઉપર લઈ જવા માટે મારી રાહ જોતી હતી. હું મારા પાછળ મારા જીવનનું

સર્વસ્વ, મારાં પ્રિયજનો છોડી જતો હતો. કેટલાં વરસે આ બધું જોઈશ... પ્રાણે બારીમાં બેઠી બેઠી નાનકડી લીવ (પુત્રી) તાળીઓ-પાડે છે. બિચારી નિર્દોષ બાળકી ! તને ખબર છે જીવન એ શું છે ! તેમાં કેટલી આંટીઘૂંટી અને કેટલા પલટા આવે છે ! તીરની જેમ મારી હોડી છૂટી...

બધું તૈયાર છે. વરસોની જેને માટે જહેમત ઉઠાવી હતી તે ઘડી આવી પહોંચી છે...લોકોનાં ટોળેટોળાં 'ફ્રામ' ઉપર ચડીને અમને વિદાય આપી રહ્યાં છે. હવે બધાં સ્વજનોએ 'ફ્રામ' પરથી ઊતરી જવાનું છે. ફ્રામે લંગર ઉપાડ્યું છે. આખો કિનારો લોકોની કતારોથી ભરેલો છે. રૂમાલો અને ટોપીના જાણે છોડ-વાઓ ઝૂલી રહ્યા છે....

...કેટલાં વરસ પછી આ પાણીમાં અમારું ફ્રામ પાછું તરતું જોશું !

"ઘરને સલામ ! દૂર દૂર પાર્ક અને ફરનાં ઝાડની અંદર છુપાયેલું ઘર ! ફ્રામની કૅબીનની કાચની બારીમાંથી શું દેખાય છે ? ફરનાં ઝાડ નીચે ખાંકડા ઉપર એક આકૃતિ ઉનાળાનો પોષાક પહેરીને ઊભી છે......"

નાનસેન વજ્ર જેવો કઠણ અને ફૂલ જેવો કોમળ છે. તેની પત્ની, તેનાં બાળકો, તેનું સુખી જીવન–આ બધું છોડતી વખતે તેના હૃદયના ભાવો કેવા કોમળ બની જાય છે ! અને નાનસેન કરતાં પણ તેની પત્ની કઈ ઓછી છે ? નાનસેને પોતે જ પોતાના પ્રવાસવર્ણનના પુસ્તકની અર્પણપત્રિકામાં એક લીટીમાં જ તેને વિષે કહી નાખ્યું છે. "જેણે આ વહાણનું નામ પાડ્યું

અને જોયે પાછળ રહેવાની હિંમત ગણો તેને." લક્ષ્મણ કરતાં ઊર્મિલાનું તપ ઓછું નથી.

નાનસેન થોડા જ વખતમાં આ વિયોગની ગ્લાનિ ખંખેરી નાખે છે. અને જાણે 'ફ્રામ'ને પોતાનું ઘર બનાવી દે છે...

ફ્રામ સ્થિર ગતિએ નોર્વેના કિનારાની લગોલગ ઉત્તર દિશામાં ચાલ્યું જાય છે. કિનારા પર લોકોની ટોળેટોળાં આ વહાણની સફરની સફળતા ઇચ્છતાં હર્ષનાદો કરી રહ્યાં છે. હજાર વર્ષ પહેલાં આ જ દેશને કિનારેથી અમેરિકાની સફરે આ જ દેશની પ્રજા–વાઈકીંગ લોકો નીકળી પડયા હતા, તેનું સ્મરણ આ સફર કરાવતી હતી. જાણે વાઈકીંગ લોકોએ પોતાનો પ્રાણ નાનસેનમાં મૂક્યો હતો.

નોર્વેના ઉત્તર કિનારાથી યુરોપના ઉત્તર કાંઠાની લગોલગ ફ્રામે પૂર્વ તરફ પોતાનો માર્ગ લીધો. નોર્વે હવે દેખાતું બંધ થશે. નોર્વેના કિનારાના અંત સુધી કિનારા પર ભોળા માછીમારો ને ગામડિયાઓ આ વહાણ તરફ વહાલભરી નજરથી જોઈ રહેતા હતા. નાનસેન વિચાર કરે છે. "આ ભોળા માણસોએ અમારા આ પ્રવાસ માટે કેટકેટલી ભવ્ય કલ્પનાઓ રચી હશે! કેવી આશા બાંધી હશે! અમે તે આશાને પાર પાડી શકીશું? પણ અમે કયા સ્વાર્થના દોરાયા જઈએ છીએ? આ વહાણના એકે એક માણસને ઘેર કુટુંબ છે, સ્વજનો છે, તે બધાંને છોડીને આ બધા શું કામ નીકળ્યા છે? જ્યાં જવાનું છે ત્યાં કંઈ દાટયું નથી. ત્યારે કીર્તિ માટે? હા, થોડુંક એમ હશે પણ ખરું તો એ જ કલ્પના જે

ઝખનાએ આજથી હજાર વર્ષ પહેલાં અમારા પૂર્વજોને અમેરિકા તરફ નીકળી પડયા હતા, તે જ ઝખના અણદીઠ ને દીઠું કરવાની ઝખના."

મનુષ્યની સંસ્કૃતિની છેલ્લી આછળ વાડો બદર છોડીને કેવળ કુદરતના જ સામ્રાજ્યમા ફ્રામે પ્રવેશ કર્યો. કારાનો સમુદ્ર વીંધીને એશિયાના સાઇબીરિયાને કાંઠે કાંઠે હાંકતા હાંકતા તેઓ ન્યુ સાઇબીરિયન બેટ પાસે આવી પહોચ્યા. આ જગ્યાએ જ નવ વર્ષ પહેલા એક વહાણ ભાગ્યુ હતુ. હવે ફ્રામની કસોટી હતી. નાનસેને પોતાના મનથી કલ્પના દોડાવીને જેટલુ સૂઝે તેટલુ આ વહાણને મજબૂત બનાવવાનો પ્રયત્ન કર્યો હતા, પણ જેણે જેણે ઉત્તર ધ્રુવના બરફની શક્તિનો થોડો ઘણો પરિચય મેળવ્યો હતો, તેમણે તો ફ્રામની શક્તિનુ માપ માપી લીધુ હતુ.

વખત આવી પહોચ્યો. સપ્ટેમ્બરની આખરમા ફ્રામ બરફથી ઘેરાઈ ગયુ, થીજી ગયુ. દિવસે દિવસે સૂર્ય નીચે ને નીચે નમતો ગયો, અને એક દિવસ એવો આવ્યો કે એ દેખાતો બંધ થઈ ગયો. ધ્રુવરાત્રી શરૂ થઈ ગઈ. નાનસેને અગમચેતી વાપરીને વહાણનો પખો અને સુકાનનુ પાટિયુ કાઢીને ઉપર ચડાવી દીધા અને નાનસેનની અગમચેતી એ ખરેખર તેની વૈજ્ઞાનિક શક્તિનો ખ્યાલ આપે છે. કસોટીની ઘડી આવી પહોચી.

"એકાએક સાજના વખતે કાનના પડદા ચીરી નાખે તેવો અવાજ થયો. આખુ વહાણ ધ્રૂજી ઊઠ્યુ. બધા ડેક ઉપર ધસી આવ્યા. બરફ માર માર કરતો બધી બાજુથી ધસતો આવ્યો

આવતો હતો. પણ બરફને અમારા વહાણની નીચે જવું પડ્યું. અમારું વહાણ એ બરફની ઉપર ચડી ગયું."

ત્રણ દિવસ પછી સ્થિતિ વધારે વિકટ બની "ઇ. સ. ૧૮૯૩ના ઓક્ટોબરની ૧૩મી. હવે અમે અમારું જે ભવિષ્ય વૈજ્ઞાનિક પયગમ્બરોએ ભાખ્યું હતું તેની સામે આવીને ઊભા. બરફ ચારેય બાજુથી ભયંકર અવાજ સાથે ભીંસ કરવા માંડ્યો છે. તેના ક્રોધનો જાણે પાર નથી. તે અમારા વહાણના સઢના ઉપલા છેડા સુધી પહોંચે એટલી ઊંચી દીવાલો ચણવા માંડ્યો છે. તેણે નક્કી જ કર્યું છે કે માણસની આ તુચ્છ કૃતિને કચડીને ભુક્કા કરી નાખું. અમે તદ્દન શાંત, મૌન ધારણ કરી પડ્યા છીએ. પણ બહાર તો વહાણ અમારો કિલ્લો હોય એમ ત્યાં બરફની સામે ટક્કર ઝીલી રહ્યું છે. એકલું વહાણ આ બધાને મહાત કરી રહ્યું છે. આખરે તે અણનમ જ રહ્યું. બરફ હારીને તેની નીચે નમવા માંડ્યો. અમે તો માતાના ખોળામાં સૂતા હોઈએ એમ પથારીમાં પડ્યા છીએ.

વહાણ તૂટ્યું નહિ, પણ કેદ થઈ ગયું. ૭ મહિનાની લાંબી શિયાળાની રાત શરૂ થઈ. નાનસેને તો અહીં ૭ મહિના માસું ચાણું નાખ્યું. નાનસેન મુસાફર હતો, તેમ નાયક પણ હતો. અને નાયક પણ લશ્કરી સ્વભાવનો નહિ પણ સહૃદય સ્વભાવનો. તે પોતાના માણસો કંટાળે નહિ તે માટે રોજ ને રોજ નવો નવો કાર્યક્રમ યોજતો. સંગીત, શિકાર, વાચન, મિજબાની–આવું બધું ચાલ્યા કરતું. તેમાં તેમની દિવાળીના દિવસો આવ્યા. દિવાળી તેમણે પૂર ભપકામાં ઊજવી.

તેમના આ ધ્રુવરાત-વાસા દરમિયાન તેમને જે નવા કાર્યક્રમો મળ્યા કરતા, તેમાં ઉત્તર ધ્રુવના રહેવાસી રીંછોના શિકારનો કાર્યક્રમ સૌથી વધારે રોમાંચક હતો. શિયાળાની આ લાંબી રાતમાં તેમના ઠરી જતાં લોહીને ગરમ રાખવા માટે આ રમત ખૂબ કામ આવતી. અવારનવાર દૂર દૂરથી ત્યાં રીંછો આવી ચડતા.



"હું મારી કૅબીનમાં બેઠો બેઠો કેટલું પેટ્રોલિયમ વપરાયું તેની ગણત્રી કરતો હતો, ત્યાં ખૂમ સંભળાઈ 'દોડો દોડો, બંદૂક લઈને.' હું તે જ ક્ષણે બહાર આવ્યો. બારણામાં જ પીટર ગડથોલિયાં ખાતો પડ્યો 'બંદૂક બંદૂક.' તેને રીંછે પડખામાંથી થોડોક ખોતર્યો હતો. અમે એકદમ દોડ્યા. બહાર માણસોની કીકિયારી ને કૂતરાના ભસવાનો અવાજ આવતો હતો, અમે તે દિશામાં દોડ્યા. અમે બંદૂક ચડાવી, પણ બંદૂકના ઘોડા પરનું પીસેલાઇન પણ થીજી ગયેલું. બીજી બાજુથી રીંછે હાહાકાર વર્તાવવા માંડ્યો હતો. એક રીંછની આસપાસ કેટલાય કૂતરા ફરતા ફરતા ભસતા હતા, પણ પાસે જવાની કોઈની હિંમત નહોતી. રીંછને ઘણી ગોળીઓ મારી, પણ થોડીક જ વાગી, અને એટલે તે વધારે વીફર્યું. આખરે મહામહેનતે જોહાન્સનની ગોળીએ તેનો અંત આણ્યો. એક વરસની ઉંમરના આ રીંછના બચ્ચાએ આટલી બધી તકલીફ ઊભી કરી દીધી."

આવા તો કેટલાય પ્રસંગો બની ગયેલા. કોઈવાર તો એકાદ જણ ઝડપમાં પણ આવી જતો. એકવાર તો એક રીંછે ઓચિંતો જ અંધારામાં એક માણસ પર છાપો માર્યો.

માણસે અગમચેતી વાપરીને પોતાના હાથનું ફાનસ હ
જોરથી માથામાં માર્યું. રીંછ આ પ્રકાશથી ગભરાયું ને ભ

નવેમ્બરની તા. ૨૪ મીના દિવસની નોંધપોથીમાં તે લખે :
હવે આશા વધતી જાય છે. મારું દિલ ખરેખર આશા
નિરાશા વચ્ચે અવારનવાર ઝોલાં ખાય છે...હું મારા
પ્રવાસને તત્ત્વજ્ઞાનીની જેવી તટસ્થતાથી નથી વિચારી શ
મારું આ સાહસ સફળ થશે કે નહિ એ વિચાર મારા હૃ
ખરેખર હલમલાવી મૂકે છે. હું મારા મનને મનાવી શકું
કે હું આમાં અવશ્ય પાર ઊતરવાનો છું ને ઘેર પાછો પ
ચવાનો છું. હું મારી આ યોજના હાથ ધર્યા સિવાય :
શકું એમ જ નહોતું. કારણ કે મને શ્રદ્ધા જ હતી કે તેમાં
સફળ થવાનો છું. અને એટલે મારી ફરજ હતી કે મારે
યોજના હાથ ધરવી. કદાચ એમાં હું સફળ ન થાઉં તો ? ક
હરકત નથી. મેં મારી ફરજ બજાવી છે. માણસથી થઈ શ
તેવા પ્રયત્નો હું કરી છૂટવાનો છું. અને સફળ કે નિષ્ફ
હું સંતોષથી ઘેર પહોંચવાનો છું. નસીબ કે સંયો
ગમે તે કરો, પણ તે મારી યોજના સફળ થવા દેવામ
વિઘ્ન નાખે તોપણ શું થઈ ગયું ? મારી યોજના ને સાહસ
કિંમત તેની સફળતા અસફળતામાં નથી, પણ તે હાથ ધરવામાં
અને તે માટે પૂર્ણ પ્રયત્ન કરી છૂટવામાં છે.........જ્યારે હુ
વિચાર કરું છું કે કેટલાય જણે અમારી આ સફર ઉપર વિશ્વાસ
મૂક્યો છે, નૉર્વેની પ્રજાની નજર અમારા તરફ છે, મિત્રોએ
મને મોં-માગ્યા પૈસા આપ્યા છે. આ બધું જોતાં મનમાં
થાય છે કે એમને હું નિરાશ નહિ કરું, અને જ્યારે આ

બરફમાં સપડાઈ ગયેલા અમારા વહાણનો વિચાર કરું છું ત્યારે હું જરા ગમગીન થઈ જાઉં છું, અને સૌથી વધારે તો તેણે આપ્યું છે–મારી પત્નીએ. શું તેણે આપેલો ભોગ આમ વ્યર્થ જશે? આહ! અમારે પાર ઊતરવું જ જોઈએ, અને અમે ઊતરશું."

આ મહાન મુસાફરના મહાન આત્માનું આ સ્વચ્છ પ્રતિબિંબ છે. આ પ્રવાસવર્ણનનું આખું પુસ્તક આવાં અનેક ચિંતનો ને મંથનોથી ભરેલું છે. કોઈ કોઈ જગ્યાએ–અને એમાંય પોતાની વહાલસોઈ પત્નીનું સ્મરણ થતાં તો તે કવિ બની જાય છે.

"હવે અહીં આ લાંબી રાત્રીમાં આપણે વધારે નહિ રોકાઈએ. શિયાળો વીત્યો ને ૧૮૯૪ની વસંત બેઠી–પુરાયેલું ને બંધાયેલું આ વહાણ એની એ હાલતમાં ધીરે ધીરે વહેવા માંડ્યું. ફેબ્રુઆરીમાં ક્રમે ૮૦° અક્ષાંશની સરહદમાં પ્રવેશ કર્યો. નાનસેને આ દિવસને ઉત્સવ તરીકે ઊજવ્યો. "શાબાશ! ભારે સફર કરી! પવન બરફના ખડકોની અંદર વાંસળી વગાડી રહ્યો છે અને બરફનાં રજકણો ઊડી રહ્યાં છે. બરફ અને આકાશ એકરસ થઈ ગયાં છે. અમે બરાબર ઉત્તરમાં આગળ વધી રહ્યા છીએ. પૂર ઝડપેથી (કલાકના ૧૫૦ વારની!) અમારા આનંદનો પાર નથી. આ ઝડપે તો અમે ૧૫ મહિનામાં ધ્રુવ પર પહોંચી જઈશું.

નાનસેનને આશા હતી કે હવે ક્રમ સીધું ઉત્તર તરફ જ ચાલશે, પણ બરફ કંઈ ઓછો તોફાની નથી. તે તો આંટીઘૂંટી પાડતો પાડતો આ વહાણને હરાવતો હતો. અને કોઈ કોઈ વાર તો વહાણ સીધું દક્ષિણ દિશામાં જ ચાલવા માંડ્યું.

આખરે વહાણે ૮૧° અંશમા અને ૮૨° અંશમા પ્રવેશ ર્યો, અને ૧૮૮૫ના વર્ષની શરૂઆતમા તો ૮૩° અંશમા આ વહાણે પ્રવેશ કર્યો દુનિયાના મુસાફરોમા આટલે દૂર સુધી ઉત્તરમા પ્રવેશ કરનાર નાનસેન જ પહેલો હતો પણ પાછો શિયાળો આવ્યો ને વહાણુ પાછુ જકડાઈ ગયુ આ વખતે તો આ વહાણુ લગભગ મૃત્યુ સુધી પહોચી ગયુ બરફની ભીંસ એવી હદે લાગી કે બધાએ નક્કી કર્યું કે હવે વહાણુ ખાલી કરીને આપણે બહાર નીકળી જઈએ બધા બહાર નીકળ્યા પણ ત્યા તો વળી ભીંસ કાઈક ઓછી થઈ અને વહાણુ મૃત્યુના મુખમાથી પાછુ ફર્યું. નાનસેનને મન તેનુ આ વહાણુ તેનુ એક પ્રિય સ્વજન જ બની ગયુ હતુ તેના સુખદુ ખમાં તે પોતાનુ જ સુખદુ ખ જોતો, આ વહાણના ઉપર થતુ બરફનુ આ દબાણુ જોયુ જાય તેમ નહોતુ માણસો ડેક ઉપર ચડી ગયેલા બરફના થરોને હઠાવવા માટે પાવડા ને કોદાળી લઈને મડ્યા, પણ ત્યા મનુષ્યની શક્તિ શુ કામ કરે? બીજી બાજુથી બરફ ભયકર ત્રાડો નાખતો ધસતો હતો વહાણના પાટિયા પાસળાની જેમ ભિસાતા હતા અને ત્યાથી હૃદયભેદી ચીસો નીકળતી હતી મન પડ્યુ સમજાતુ ન હતુ તોપણ વહાણનો એકેએક માણસ બરફને હઠાવવા મથતો હતો એવામા નાનસેને જોયુ કે બરફ જગ આખો છે તેની ભીંસ ઘટી છે થયુ હવે બીક નથી બધામા ઉત્સાહ આવ્યો અને વહાણની ઉપરનો અને આસપાસનો બરફ દૂર કાઢવામા તેમણે કેટલાય દિવસો કાઢી નાખ્યા

અત્યાર સુધી ફ્રામની સફરના અનુભવ પછી નાનસેનના મગજમા નવીન યોજના સ્ફુરી હતી તેણે જોયુ કે આ વહાણને

આધારે રહેશું તો વહાણ આપણને બરાબર ઉત્તર ધ્રુવ પહોંચાડે એમ ખાત્રીથી ન કહી શકાય. અને વળી હવેના ભાગમાં બરફ ખફાટ વધારે દેખાતો હતો, એટલે તેણે વહાણને છોડી જ રહેવા દઈને પગપાળા સ્લેજ (બરફમાં હાંકવાની ગાડી)ના આધારે ઉત્તર ધ્રુવ પહોંચી જવું.

આ પ્રવાસમાં રહેલું જોખમ નાનસેન જાણતો હતો, તે ફેબ્રુઆરીની ૧૦મી તારીખની નોંધપોથીમાં લખે છે...મારે કબૂલ કરવું જોઈએ કે આ પથ લાંબો છે અને આવી રીતે હજુ સુધી કોઈએ પોતાની પાછળનો માર્ગ પોતાને માટે બંધ કરીને આગળ વધવાનો જ માર્ગ નજર સામે રાખ્યો નથી. અમે પાછા ફરવાનો વિચાર કરીએ તોપણ અમારે માટે કંઈ સાધન નથી. ત્યાં કોઈ વહાણ પણ ચડી આવે એવો સંભવ નથી, અને અમારા સામે વિશાળ 'અણદીઠ' પડ્યું છે, પણ આ એક જ રસ્તો છે અને તે જ લીધો છે. તે રસ્તામાં દરિયો હો કે જમીન હો, તે સીધો હો કે આડો હો, તે બરફ હો કે પાણી હો, હું માનું જ છું કે આ લીધોને જવું એ જ માર્ગ છે. પછી જે થવાનું હોય તે થાઓ."

આ 'છેલ્લી સફર'માં તેણે પોતાની સાથે ફક્ત એક જ જણને લીધો, અને તે પેલો વહાણના એન્જિનની ભઠ્ઠી સળગાવનારો જોહાન્સન. તેણે અત્યાર સુધી કરેલી તપશ્ચર્યા ફળી, અને આ પ્રવાસમાં નાનસેનના ઠેઠ સુધી સાથી અને સાક્ષી રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું. સામાનમાં તેમણે પોતાની સાથે ત્રણ સ્લેજ અને તેને હાંકવા માટે ૨૮ સાઈબીરિયન કૂતરાઓ અને સો દિવસ ચાલે તેટલો ખોરાક લીધો. કદાચ વચ્ચે બરફને બદલે

પાણીનો પ્રવાહ આવે તો તમા હાકવા માટ બ નાના, પજનાના હલકી એવી હોડીઓ જેને 'કાયાક' કહેવામાં આવે છે તે લીધી.

ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે નાનસેન પોતાના સાથી સાથે ત્રણ સ્લેજો સામાન ભરીને ઊપડયો. પણ શરૂઆતમાં જ વિઘ્ન આવ્યું. સ્લેજમા સામાનની વહેંચણી બરાબર થયેલી નહિ, એમાં વળી એક સ્લેજ ભાગી. નાનસેનને પાછા ફરવું પડયું.

બધું સમારકામ કરીને ફરી પાછો તે ઊપડયો અને થોડે ગયા પછી ફરી પાછા આવવું પડયું. પણ નાનસેન ન હાર્યો, અને ત્રીજી વાર પાછો ઊપડયો. તેણે પોતાના વહાણને સ્વેરડૂપ (કપ્તાન)ને હાથ સોંપ્યું. તેને બધી સૂચના આપી હતી અને પોતે પાછો ન ફરે તોપણ શું કરવું તેની પણ સૂચના આપી હતી. બધા મિત્રો ઘણે સુધી વળાવવા આવ્યા. પ્રફુલ્લિત મુખે, પણ ભારે હૈયે બધા છૂટા પડયા અને નાનસેન તથા જોહાન્સને ફ્રામને છેલ્લા સલામ કરીને મારી મૂકી. શરૂઆતમાં તો તેઓએ ખૂબ ઝડપ કરી. મુશ્કેલી ખરી કૂતરાઓની હતી. આ સાઈબીરિયામાંથી આને માટે જ ખાસ પકડી આણેલા કૂતરાને સાચવવા એ બહુ આકરું હતું. કૂતરાને પહેલાં તો ધૂંસરીએ જોડવા એ જ ભારે કામ, અને તેમાંય જોડ્યા પછી એક સાથે બધા સરખા ચાલે, એ એથી મુશ્કેલ કામ. ચાબુક પણ અમુક હદ સુધી જ કામ કરી શકે એવું હતું.

અને એમાં વળી ખાંગટેકરા વાળી જમીન શરૂ થઈ. એના ઉપર સ્લેજ ચલાવવી એ કામ ભારે કપરું હતું. કૂતરાઓને છોડી નાખીને બન્ને જણા હાથોહાથ આ સ્લેજ ઢાળ ઉપર

ચઢાવે. વળી પાછા કૂતરા જોડે, ને વળી પાછા ચઢાવ-ઉતાર ને ઊંચા નીચી બરફની ભોં આવે ત્યારે પાછો આ બધો વિધિ કરવાનો. ઘણીવાર તો આખો રસ્તો બરફનાં જાળાંઓથી જ છવાયેલો. એમાંથી તો એકલાં નીકળવું મુશ્કેલ થઈ પડે ત્યાં આ બધા સરંજામ સાથે નીકળવું કેમ બનતું હશે !

અધૂરામાં પૂરા કુતરાઓને માટે ખાવાનું ઘટવા માંડ્યું. કૂતરા જ્યારે ભૂખ્યા હોય ત્યારે વધારે ભયંકર બને છે. નાનસેન પાસે એક જ ઉપાય હતો. જ્યારે જ્યારે કોઈ સીલ કે વાલરસ (દરિયાઈ ઘોડો) દેખાતું કે નાનસેન તે ચૂકતો નહિ. જીવને જોખમે પણ તે શિકાર કર્યા વગર ન રહેતો. કારણ કે કૂતરાઓ માટે તેને આહાર મેળવવાનો જ હતો. પણ એય જ્યારે ન મળે ત્યારે તે એક પછી એક કૂતરાને વધેરવા માંડ્યો. નાનસેનના દુઃખની કલ્પના આપણે ન કરી શકીએ. પહેલાં તો આ કૂતરાને તે છરાથી મારતો. પણ આ દેખાવ તેનાથી જોયો ન જતો. વળી બીજા કૂતરાના દેખતા પણ આ ખૂન કરવું આકરુ થઈ પડે, એટલે તેણે બીજી યુક્તિ કરી. કૂતરાને જરા દૂર લઈ જઈ ને તેને ગળે ફાંસો નાખીને બન્ને જણ જોરથી ખેંચતા. આ દ્દશ્ય પણ કંઈ ઓછું ભયંકર નહોતું. પણ તે કર્યા સિવાય છૂટકો નહોતો. સૌથી સારો ઉપાય તો ગોળીથી વીંધી નાખવાનો હતો. પણ તેઓ પાસે બંદૂક મારનો સામાન એટલો ઓછો હતો કે તે નછૂટકે જ તેઓ વાપરતા. કૂતરા એક પછી એક ઓછા થવા લાગ્યા. સામાન પણ થોડે થોડે ઘટવા માંડ્યો હતો.

આખરે તેઓ ૮૬° ૧૩.૬ એટલે કે ઉત્તર ધ્રુવથી ૨૬૦

માઈલને જ અંતરે તેઓ પહોંચ્યા. હવે આગળ વધવું સાવ અશક્ય થઈ પડ્યું, ખાવાનું ખૂટી પડ્યું હતું. રોજના માંડ ૧૦થી ૧૨ માઈલ તે કાપી શકતા. અને એ ગતિએ હવે ઉત્તરધ્રુવ સુધી જવું એટલે મૃત્યુને જ ભેટવું એ એક ને એક બે જેવી વાત હતી. નાનસેને આ પ્રવાસ મરવા માટે નહોતો આદર્યો. મનુષ્યની શક્તિની પરિસીમા સુધી પ્રયત્ન કરવાનો તેનો નિશ્ચય હતો. તે તેણે કર્યો. તેણે જોયું કે હવેનો પ્રયત્ન તે પ્રયત્ન નથી, પણ મૂર્ખાઈ છે. તેણે અત્યાર સુધીમાં જેટલું મેળવ્યું હતું તેનો પણ લાભ દુનિયાને આપવાની તેની હોંશ હતી. તેને જેમ મરવાની બીક નહોતી, તેમજ જીવવાની હોંશ ન હતી. આ એક વીરત્વનું લક્ષણ છે. પણ ઉત્તર ધ્રુવની આટલી નજીક પગ મૂકનાર દુનિયામાં તે પહેલો હતો.

૯મી એપ્રિલે તે અહીંથી પાછો ફર્યો. પાછો 'ફ્રામ' પાસે જવાનો કંઈ અર્થ નહોતો. કારણ કે 'ફ્રામ' ત્યાં કંઈ તેની રાહ જોવાનું નહોતું, એટલે અહીંથી નજીકમાં નજીક જે પ્રદેશ હતો તે તરફ તેણે અને તેના સાથીએ હાંકી મૂકી. આ પ્રદેશનું નામ ફ્રાન્ઝ જોસેફલેન્ડ.

આ પાછી સફર ખૂબ ભયંકર નીવડી. જેમ જેમ તેઓ દક્ષિણમાં આગળ વધતા ગયા તેમ મુશ્કેલી વધતી ચાલી. એકલા બરફને પહોંચી વળવું સહેલું છે. પણ બરફ ને પાણી બેય જ્યારે વારા ફરતી આવે ત્યારે ભારે તકલીફ પડે. સ્લેજને લઈ જવા માટે ક્યાંય માર્ગ ન મળે, વચ્ચે પાણીની મોટી નીકો આવે, આ નીકો વટાવવી એ કામ જેટલું મુશ્કેલ હતું તેટલું જ જોખમકારક હતું. સ્લેજ આખી ઉપાડીને હોડીમાં નાખવી

પડે, કૂતરાને પણ હોડીમાં ચડાવવાના અને હોડી હાંકીને પાછો બરફ આવે ત્યાં અટકાવી; પાછો બધો સામાન બરફ ઉપર ચડાવવો, અને વળી પાછું પાણી આવે ત્યાં હોડી કાઢવાની.

ધીરે ધીરે એક પછી એક કૂતરાઓ ઓછા થતા ત્રણ જ બાકી રહ્યા. બાકીના કૂતરાઓ પોતાના ભાઈભાંડુઓના આહાર માટે વપરાઈ ચૂક્યા હતા. આ ત્રણ કૂતરા પણ ભૂખના માર્યા મરવા જેવા થઈ ગયા હતા. બિચારા પોતાના પર નાખેલું ચામડાનું જીન કરડતા હતા. પણ નાનસેન તથા તેના સાથીની સ્થિતિ કાંઈ સારી નહોતી. તેમનું ખાવાનું લગભગ ખૂટી ગયું હતું. કપડાં તથા જોડા ફાટી ગયાં હતાં. જ્યાં ત્યાંથી ખોળી ખોળીને સીલનો કે એવાં પ્રાણીનો શિકાર કરીને તેના માંસ ઉપર બંને જણ ચલાવતા હતા. તેનાં ચામડાં ઊતરડી તેની ચરબી લૂછી નાખીને તેને આડા અવળા ટેભા મારીને સાંધી લેતા, અને તે તેમનો પોશાક તથા જોડા બનતા. આખું શરીર આ ચામડાંથી ગંધાતું. આ કાચું માંસ ખાતાં તેમને શું થતું હશે! પણ તેઓએ નક્કી જ કર્યું હતું કે જીવવું જ. તેઓ આનાથી પણ ટેવાઈ ગયા, તેની નિત્યનોંધ તો ચાલુ જ હતી. "આ પ્રમાણે દિવસો પર દિવસો જવા લાગ્યા...અમારું જીવન મને એસ્કીમો લોકોની યાદ આપતું હતું...અમે અહીં પૃથ્વીને એક છેડે પડ્યા છીએ. બે ભયંકર, કાળા, ચરબીથી ખરડાયેલા જંગલીઓ તપેલીમાં સૂપ હલાવી રહ્યા છીએ. અમારી ચારેય બાજુ બરફ છે. બરફ જ! બીજું કાંઈ નહિ. સંદેશથી થાકેલી આંખ કાંઈ જોવા માટે ઝંખતી હતી! પણ વૃથા!"

'ફ્રામ' છોડયાંને ચાર મહિના થઈ ગયા હતા. તેમનું મો દિવમનું ભાતું ને બીજો સામાન ખલાસ થયો હતો. પણ આખરે સદ્દેમાં કાંઈ દેખાયું.

'જમીન ! જમીન ! લગભગ બે વરસના ગાળા પછી આ અનંત બરફના સાગરમાં આશાનો કિલ્લો દેખાયો.'

આમ જમીન પાસે દેખાતી હતી. પણ ત્યાં સુધી પહોંચવું એ સહેલી વાત નહોતી. એકવાર નાનસેન બરફ ઉપરથી પાણીમાં ઊતરીને સામે કાંઠે પહોંચવા જતો હતો ત્યાં પાછળથી કંઈ ચીસ સંભળાઈ. જોયું તો જોહાન્સન ચત્તોપાટ પડયો છે ને તેના ઉપર એક રાક્ષસી રીંછ ઊભું છે. નાનસેન હોડી સાથે બાંધેલી પોતાની બંદૂક છોડે ત્યા સુધીમા તો કંઈનું કંઈ થઈ જાય. પણ જોહાન્સન રીંછોના પ્રદેશની હવા ખાઈને રાક્ષસ જેવો બની ગયો હતો. તેણે જોરથી આ રીંછનું ગળુ પકડયું હતુ, પણ તોય રીંછ તે રીંછ જોહાન્સન થાકયો. રીંછે પોતાનું મોઢું પહોળું કર્યું. જોહાન્સનનું માથું તેણે મોઢામા લેવા ઘણુ કર્યું, ત્યા તો નાનસેનના બાકી રહેલા બે કૂતરાએ જોરથી ભસવા માંડયુ. રીંછનુ ધ્યાન કૂતરા તરફ ગયુ. તે આ જોહાન્સનને પડતો મૂકી તે બાજુ ધસ્યુ ને ત્યા તો નાનસેનની ગોળી તેના શરીરમા પહોંચી ગઈ.

એકવાર નાનસેન પણ મૃત્યુના મુખમા જઈ આવ્યો. તેની એક હોડી હાથમાથી છટકીને પાણીમા તણાવા માડી. નાનસેન પાછળ પડયો. પાણીમા પડતા પડાઈ તો ગયું, પણ તેનું આખુ શરીર લાકડા જેવું થઈ ગયું અને તેમા વળી કપડાં પહેરેલા.

નાનસેનથી તરવું અશક્ય થઈ પડયું. હોડી હાથવેંતમાં હતી પણ નાનસેનનું શરીર ચાલતું નહોતું. પોતાની બધી શક્તિ એેગી કરીને આખરે તેણે હોડીને પકડી. અને ત્યાં તો જોહાન્સનૂ તેની પાસે પહોંચી ગયો ને નાનસેન બચ્યો.

આવા તો અનેક રોમાંચક અનુભવોમાંથી તેઓ વારંવાર પસાર થતા હતા. પણ તેનોય અંત હવે નજીક હતો. બરફનું નરક હવે પૂરું થયું હતું. આ પ્રસંગની ખુશાલીમાં બંનેએ તે દિવસે એક એક ચોકલેટ ખાધી. પાછો માણસની વસ્તી તરફ જવાનો રસ્તો તેમની પાસે દેખાયો. હવે તેમના બાકી રહેલા બે કૂતરા લગભગ મરવા જેવી હાલતમાં આવી ગયા હતા. પણ એમને મારતા કોઈનો જીવ ન ચાલે. આખરે નાનસેને જોહાન્સન-ના ને જોહાન્સને નાનસેનના કૂતરાને પૂરો કર્યો. હવે તેઓ પોતાની હોડીઓમાં ચડી ગયા. હવે તેમની ચડ-ઊતર મટી ગઈ. ફક્ત બે જ હોડી તેમની પાસે હતી. તેમાં હલેસાં મારતાં મારતાં તેઓ ફ્રાન્ઝ જોસેફલૅંડ પાસેના એક નાનકડા ટાપુ ઉપર પહોંચ્યા. પણ હજુ તેમનાં સંકટોનો અંત નહોતો. તે જ દિવસે રાતે તોફાન જાગ્યું ને એ બેટના આખા કાંઠા ઉપર બરફની દીવાલો ચણાઈ ગઈ. તેઓ નિરાશ થઈ ગયા. તેમને આશા તો એવી હતી કે શિયાળો શરૂ થાય તે પહેલાં ઘેર પહોંચી જવું. પણ બરફ હજુ તેમનો કેડો મૂકે તેમ નહોતો. નાનસેને આ બેટ ઉપર નાનું એવું ઝૂંપડું બનાવ્યું. વાલરસ અને સીલનાં ચામડાંની દીવાલો, વાલરસની દાતરડીઓનો ઉપયોગ ખાડા ગાળવામાં તેણે કર્યો. નૉર્વે છોડ્યા પછીનો આ ત્રીજો શિયાળો હતો. અહીં એક સુખ હતું કે શિકાર ખૂબ મળી રહેતો. કોઈ-

વાર રીંછ તો કોઈવાર સીલ તો 'કોઈવાર વાલરસ. કોઈવાર' દરિયાઈ પક્ષીઓ મળી રહેતાં. એટલે ખોરાક અને દીવાબત્તીનું તેલ તેમને પૂરતા પ્રમાણમાં મળી રહેતું. સપ્ટેમ્બરમાં તો તેમણે આખા શિયાળાનો ખોરાક ભેગો કરી મૂકવા માટે એટલા શિકાર કર્યા કે તેમનાં બધાં કપડાં ને બધી ચીજો ચરબી ને લોહીથી ખરડાઈ ગયાં. ચરબીના અને માંસના બે મોટા ઢગ તેમણે ભેગા કરી મૂકયા અને વાલરસનાં ચામડાંથી ઢાંકી મૂકયા.

ઓકટોબર આવ્યો. સૂરજ દેખાતો બંધ થયો. ફરી એ જ ઘોર લાંબી રાત.

આ નાનકડા બેટ ઉપરના નાનકડા ઝૂંપડામાં આ બે જણે આ પ્રમાણે નવ મહિના પસાર કર્યા. તેઓ આ નવ મહિના કાઢી શકયા અને છતાં ગાંડા ન થઈ ગયા કે તેમણે આપઘાત ન કર્યો એ ઉત્તર ધ્રુવ પહોંચવા કરતાં પણ વધારે કપરું કામ હતું. તેમની પાસે નથી કંઈ નવું જોવાનું. આ પુસ્તકના કીડાઓને નથી કંઈ વાંચવાનું અને નવ મહિના સુધી એક બીજાનાં મોઢાં જ જોયાં કરવાનાં. કંઈક્રય નવીનતા લાગે તો મંગળવારે તે તે દિવસે રાંધવાના વારા બદલાતા. તેમની પાસે નથી સાબુ. પાણી ગમે તેટલું ઘસે પણ આ કપડાં ઉપરની ચરબી છૂટે તેમ નહોતું. કપડાં સુકાઈને લગભગ સૂકા ક્રોસના ચામડાં જેવાં થઈ ગયાં હતાં અને તેમના શરીરને છોલી નાખતાં હતાં. આવાં કપડાં પહેરીને નવ મહિના તેમણે કાઢયા. આમાં પણ જો કોઈ ફેરફાર કરવામાં આવ્યો હોય તો તે એ કે દિવાળીના દિવસે નાનસેને એક વાટકી ગરમ પાણી કરીને પોતાનું શરીર ધોયું અને જોહાન્સને પોતાનું પહેરણ બદલી નાખ્યું.

૧૮૯૬નું વર્ષ શરૂ થયું અને એ વર્ષનો મે મહિનો આવ્યો ત્યારે બરફ ઓગળ્યો. ને આ બંને જણ ફ્રાન્ઝ જોસેફની ભૂમિ ઉપર પગ મૂકવા તલપાપડ થઈ રહ્યા. પાછી તેમણે પોતાની હોડીઓ હંકારી. અનેકવાર ડૂબતાં ડૂબતાં, ને હેરાન થતાં આખરે નાનસેન અને તેનો મિત્ર ફ્રાન્ઝ જોસેફલેંડના દક્ષિણ કિનારાની જમીન ઉપર જૂન મહિનામાં આવી પહોંચ્યા.

બંને જણનો દેખાવ ખૂબ ભયંકર બની ગયો હતો. દાઢી જંગલની જેમ વધી હતી. માથાના વાળ આખો ખભો ઢાંકી દઈને ગમે તેમ પડયા હતા અને તેમાં ગૂંચો પડી ગઈ હતી. શરીર આખાં વાસ મારતાં હતાં. ચામડી કાળી પડી ગઈ હતી. આ સ્થિતિમાંથી કેમ છૂટવું એ સવાલ હતો.

એમાં એક દિવસ ૧૭મી જૂને નાનસેન પોતાના ઝૂંપડા પાસે બેઠો હતો.

'મારા કાન ઉપર હજારો પક્ષીઓના કિલકિલાટ સંભળાતા હતા, તેમાં એકાએક મારા કાન ઉપર કૂતરાના ભસવાનો આવ્યો, હું ચમક્યો. મેં મારા કાન સરવા કર્યા. પણ પાછું કંઈ ન સંભળાયું. કેવળ એ જ, પક્ષીઓના કિલકિલાટ...પાછું ભસવું સંભળાયું. બસ ચોક્કસ આ કૂતરું જ ભસે છે. મેં બે દિવસ પહેલાં બંદૂકનો ધડાકો સાંભળ્યો હતો, પણ મને તે ભ્રમ લાગ્યો. મેં જોહાન્સનને બોલાવ્યો. જોહાન્સન ઊંઘમાંથી જાગીને આવ્યો. "કૂતરાં છે!" તે ન માની શકયો. તેણે પણ એ અવાજ સાંભળ્યો પણ તે કૂતરાંનો અવાજ છે એમ તે ન માની શકયો. મને તો ખાત્રી હતી. જેમ તેમ નાસ્તો ગળી

જઈને હું તૈયાર થઈ ગયો. 'કોણ હશે! અંગ્રેજ લોકો હશે કે આપણા લોકો હશે? જો અંગ્રેજ લોકો હોય તો એકાદ બે દિવસ તેમની સાથે ગાળીને આપણે તો પાછા આગળ ઊપડી જશું. નહિ તો ઘેર મોડા પહોંચીએ.' હું આમ કલ્પના કરતો ઊપડયો. જોહાન્સન તંબૂ સાચવવા પાછળ રહ્યો. હું આગળ વધ્યો. પણ મનુષ્યની વસ્તીનું કે કૂતરાનું કંઈ ચિહ્ન ન જણાયું. કેવળ નાનાં નાનાં પક્ષીઓ મારી મશ્કરી કરતાં હતાં. ત્યાં મારી નજરે કોઈ પ્રાણીનાં પગલાં જણાયાં. કૂતરાનાં હશે કે બરફના શિયાળનાં? ના, શિયાળ નહિ. કદાચ વરુ હોય! મારામાં પાછી નિરાશા આવી ગઈ. ત્યાં તો કૂતરાના ભસવાનો અવાજ કાન ઉપર પડ્યો.

.........એકાએક મારા કાન ઉપર માણસનો અવાજ આવ્યો. નવીન પ્રકારનો અવાજ ત્રણ વરસમાં પહેલી જ વાર! મારું હૃદય ધબકવા માંડયું. લોહી જાણે મગજમાં ધમધમાટ કરવા માંડયું, હું દોડયો. એ માનવ-અવાજની પાછળ ઘેલો થઈને દોડયો. આ અવાજની પાછળ મારા જીવનનો સંદેશ હતો. મારી રાહ જોતી બેઠેલ સખીના કંઠનો આમાં જાણે રણકાર હતો. હું બરફના ખાડા ટેકરા વચ્ચે ભાન-ભૂલ્યાની જેમ દોડયો. દૂર એક કાળી આકૃતિ દેખાઈ. તે કૂતરો હતો. તેની પાછળ એક ઊંચી કાળી આકૃતિ દેખાઈ. તે માનવ-આકૃતિ હતી. તે કોણ હશે......!

અમે નજીક આવવા લાગ્યા. મેં મારો ટોપો ઊંચો કર્યો. તેણે કૂતરાને કંઈક કહ્યું. મેં સાંભળ્યું. તે અંગ્રેજી ભાષા

હતી. હું પાસે આવ્યો. મેં આને એક વાર જોયો છે. આ જેક્સન* છે.

અમે હાથ મિલાવ્યા "કેમ છો !" બંનેએ એક બીજાને પૂછ્યું. એક બાજુ સુધરેલ દેશોમાંથી આવતો યુરોપીઅન ઊભો છે. બીજી બાજુ જંગલી એવો આ નાનસેન ઊભો છે.

"જેક્સન, તમને જોઈને ઘણો આનંદ થયો."

"મને પણ."

"તમારી પાસે વહાણ છે ?"

"ના, મારું વહાણ અહીં નથી."

"તમે કેટલા જણા છો ?"

"અમે બે જ જણ છીએ."

અમે તેના ઉતારા તરફ ચાલ્યા. મને થયું કે આણે મને ઓળખ્યો હશે. પણ થોડી વારે એકાએક તે ઊભો રહ્યો. મારી સામું તાકીને જોયું.

"તમે નાનસેન તો નહિ ને ?"

"હા, હું નાનસેન."

"વાહ વાહ ! મને ખૂબ આનંદ થયો." તેણે મારા હાથ પકડીને જોરથી હલાવ્યા. મેં મારો વૃત્તાંત ટૂંકામાં કહ્યો:

"હું તમને હાર્દિક ધન્યવાદ આપું છું ને તમને પહેલવહેલા ધન્યવાદ આપનાર તરીકે મારી જાતને ભાગ્યશાળી માનું છું."

* જેક્સન નામનો મુસાફર આ જ વખતે ફ્રાન્ઝ જોસેફ લેંડની સફરે, ને ત્યાંની ભૌગોલિક સ્થિતિનો અભ્યાસ કરવા ટુકડી સાથે નીકળ્યો હતો.

હવે આથી વધારે સુખી અંત સુધી આપણે નાનસેનની સાથે નહિ રહીએ. કહેવાની જરૂર નથી કે નાનસેન પાછો સહી-સલામત નોર્વે આવી પહોંચ્યો. તેનું વહાલું વહાણુ ફ્રામ પણ બરફના પ્રવાહમાં ઘસડાતું ઘસડાતું આખરે બરફમાંથી છટકીને સહીસલામત નોર્વે પહોંચી ગયું હતું. આખી ટુકડીમાં એક પણ માણસ જોખમાયો નહોતો. બધા સાજાતાજા પોતાને વતન પહોંચ્યા હતા.

આજે તો નાનસેન પોતાના ઘરના આંગણામાં ઊભો ઊભો વિચારે છે, "આ જ ભૂમિ ઉપરથી ત્રણ વરસ પહેલાં મેં પગ ઉપાડયો હતો. અમે માર્ગ ખેડયો છે અને તેમાં વાવ્યું છે. અત્રે લણવાનો, તેનાં ફળ આપવાનો વખત આવી પહોંચ્યો છે. મારું હૃદય આ આનંદથી ભરાઈને ગળગળું થઈ ગયુ.

તે બરફ, તે લાંબી ઠંડી રાત્રીઓ, તે જાણે કોઈ બીજી જ સૃષ્ટિ લાગે છે. તે સ્વપ્ન હતું. આવીને પસાર થઈ ગયું જાણે ! પણ જો જીવનમાં સ્વપ્નાં નથી, તો તેમાં જીવવા જેવું શું છે ?"

નાનસેને આ પછી પણ નાની મોટી અનેક મુસાફરીઓ કરીને પોતાનું જ્ઞાન વધાર્યું હતું. વળી એના જીવનમાં એ કેવળ મુસાફર જ ન રહ્યો. તેણે રાજકીય ક્ષેત્રમાં પણ ઝંપલાવ્યું અને તેની રાજકીય ક્ષેત્રની કીર્તિને કળશ ચડાવનાર એક જ વસ્તુનો ઉલ્લેખ બસ છે. તેને 'જગતમાં શાંતિ સ્થાપવાના પ્રયત્ન કરનાર' તરીકેનું નોબેલ ઈનામ મળ્યું અને હજી તો હમણાં જ-૧૯૩૦ મા જ-તેણે ૭૦ વર્ષની ઉમરે પોતાનો દેહ છોડયો.

# રોબર્ટ સ્કોટ

નાનસેનના આ પ્રવાસ પછી ૧૩ વર્ષે ૧૯૦૯માં એપ્રિલની ૬ઠ્ઠી તારીખે ઉત્તર ધ્રુવના બિંદુ ઉપર એક અમેરિકનનો પગ પડ્યો અને તે રોબર્ટ પીયરી.

અને અત્યારે તો આ ઉત્તર ધ્રુવ જાણે એક સંસ્થાન જેવું બની ગયું છે. ઉત્તર ધ્રુવ એ કોઈ ખંડ નથી. ત્યાં તો બરફનો મહાસાગર પડેલો છે. પણ રશિયાના મહાન મુસાફરોએ પોતાનું થાણું જમાવ્યું છે. વિજ્ઞાન આગળ ને આગળ વધતું જાય છે. પણ મનુષ્યની માનવતાની ટોચ બતાવનારા નાનસેન જેવાઓ તો પ્રેરણાના ધ્રુવ-તારક જેવા સદાય રહેવાના.

ઉત્તર ધ્રુવના પ્રવાસની કથાઓ જેવી રોમાંચક છે ને જેવી પ્રેરણાદાયી છે, તેવી જ દક્ષિણ ધ્રુવના પ્રવાસની કથાઓ છે. દક્ષિણ ધ્રુવ બાજુ પહેલવહેલી નજર પહોંચાડનાર અને તે બાજુ જવાનો પ્રયત્ન શરૂ કરનાર જેમ્સ કુક હતો.

આ પછી તો અનેક મુસાફરો દક્ષિણ ધ્રુવના મહાસાગરમાં આગળ ને આગળ વધવાનો પ્રયત્ન કરવા લાગ્યા. દક્ષિણ ધ્રુવ એ જમીનનો એક મોટો ખંડ છે એ પહેલવહેલી શોધ કરનાર

રૉસ નામનો મુસાફર હતો. તેણે એ પ્રદેશમાં ઘણી શોધ કરી. એમાં એક બેટ ઉપર બે મોટા જ્વાળામુખી પર્વતો પણ તેણે ખોળી કાઢયા. એમાં એક તો જાણે આ ઠંડા પ્રદેશને ગરમી આપવા મથતો હોય તેમ સગડીની જેમ ચાલુ હતો. આ પર્વતો લગભગ ૧૨થી ૧૩ હજાર ફીટ (દરિયાની સપાટીથી) ઊંચા હતા.

આ પછી ૫૦ વરસ વીતી ગયાં. ૧૯મી સદી પૂરી થઈ. વીસમી સદીની શરૂઆત થઈ, ત્યાં વળી પાછું દક્ષિણ ધ્રુવ ઉપરનું આક્રમણ પૂર જોસથી શરૂ થયું. ત્યાં સુધીમાં વચ્ચે વચ્ચે નાના નાના અનેક પ્રયત્નો થઈ ચૂકયા હતા. પણ ૧૯૦૧માં ઇગ્લાંડની અંદર દક્ષિણ ધ્રુવના ખંડની શોધખોળ માટે અને બને તો દક્ષિણ ધ્રુવ સુધી પહોંચવા માટે મોટા પાયા ઉપર તૈયારીઓ થવા લાગી.

૪૦ જણની એક ટુકડી તૈયાર થઈ. તેના સરદાર તરીકે દરિયાઈ લશ્કરી વિભાગનો એક જુવાન અમલદાર સ્કૉટ નિમાયો. આ ટુકડીમાં કેટલાય વૈજ્ઞાનિકો પણ હતા. ન્યુઝીલાંડથી ૧૯૦૧ની દિવાળીની શરૂઆતમાં સ્કૉટ પોતાના સાથીઓને લઈને દક્ષિણ મહાસાગરમાં ઊતરી પડયો. અઠવાડિયા સુધી તો વહાણે બરાબર એકધારું ચાલ્યા કર્યું. નવા વર્ષને પહેલે દિવસે તેમને બરફની પાળો દેખાવા માંડી. અહીંથી દક્ષિણ ધ્રુવની સરહદ શરૂ થતી હતી. આ બરફની પાળ કંઈ નાનીસૂની નહિ, ફક્ત ૩૦૦ માઈલ જ લાંબી હતી. આમાથી માર્ગ કરતો કરતો આખરે રૉસ સમુદ્રમાં સ્કૉટ દાખલ થયો. ત્યાં જ્વાળામુખી પર્વતવાળો જે બેટ હતો તેના પર તેમણે મુકામ નાખ્યો. શિયાળો શરૂ થઈ જાય તે પહેલાં

તેમણે બની શકે તેટલા ભાગમાં શોધખોળ કરવા માંડી હતી. એક દિવસ એક ટુકડી પેંગ્વિન પક્ષીઓની એક મોટી વસાહત હતી તેની મુસાફરીએ નીકળી હતી. ત્યાંથી પાછા ફરતાં ભયંકર બરફનું તોફાન શરૂ થયું. આગળ થોડાં જ ડગલાં નજર જાય એટલું સખત તોફાન હતું. એમાં એક હેર નામનો માણસ ગુમ થઈ ગયો. બીજો ઈવાન્સ નામના માણસનો પગ લપસણા બરફ ઉપર આવ્યો, ને તે લપસ્યો અને ક્યાંનો ક્યાં ઊતરી ગયો. ખબર ન પડી. બાર્ને નામનો તેનો સાથી ઈવાન્સને બચાવવા માટે એ ઢાળમાં ધીરે ધીરે પગ ઘસીને ઊતરવા લાગ્યો, ત્યાં તો ઢાળ એકદમ એટલો સીધો આવ્યો કે તે લગભગ ઊડ્યો અને નીચે બરફના તોફાનમાં ફંગોળાતો ફંગોળાતો ક્યાંનો ક્યાં ઊતરી પડ્યો. એકાએક તેના પગ નીચે કંઈક આધાર જેવું આવ્યું અને તેની આ અધોમુખ મુસાફરી અટકી તે જરા શુદ્ધિમાં આવ્યો અને તેણે જોયું તો તેની જ પડખે પેલા ભાઈ ઈવાન્સ ઊભા હતા. બન્નેએ એકબીજાને રામરામ કર્યા, તબિયતના ખબર પૂછ્યા. ત્યાં તો એ જ રસ્તેથી એક ત્રીજા સાથી ક્રૉસ્ટૅલી, આ બન્ને જેવી રીતે આવ્યા તેવી જ રીતે ત્યાં તે જ જગ્યાએ આવીને અટક્યા.

કેટલાય વખત સુધી આ ત્રણેય જણે બરફના તોફાનમાં પગ ટકાવી રાખ્યા. તેમણે ત્યાંથી નીચે ઊતરવા માટેનો રસ્તો શોધવા પ્રયત્ન કર્યો પણ ત્યાં તો તેમને ખબર પડી ગઈ કે આ જગ્યા તો કોઈ ઊંચી કરાડનો છેડો છે. હવે નીચે બરફના પ્રવાહો જ વાદળાંની જેવા આછા વહી રહ્યાં છે. તેમની પાસે એક જ માર્ગ હતો અને તે ઉપર ચડવાનો. પણ આ લપસણા

બરફમાં અને તોફાનમાં ઉપર ચડવું, તે ઓછું જોખમવાળું નહોતું; એક વાર પગ લપસ્યો કે થયું.

દરમિયાનમાં આ ત્રણ જણની ટુકડીના બીજા લોકોએ જોયું કે ત્રણ જણ તો આ ઢાળમાં ઊતરી પડ્યા. તેમણે ખૂબ બૂમો મારી, પણ જવાબ કોણ આપે? પણ આ લોકો કંઈ એમ છોડે તેમ નહોતા. ફ્રેંક વાઈલ્ડ નામનો એક માણસ આગળ આવ્યો, તે ધીરે ધીરે નીચે ઊતરવા માંડ્યો. થોડે ગયા પછી તેણે જોયું કે હવે સીધી દીવાલ જેવો ઢાળ આવે છે. એટલે તેણે તેના પાછળના સાથીઓને અટકાવી દીધા. તોય પણ એક વીન્સ નામના માણસનો પગ લથડ્યો, તે ઊડ્યો અને અદશ્ય થઈ ગયો.

બાકી રહેલા પાછા ફર્યા. તેઓએ નક્કી કર્યું કે આ તોફાનમાં આમ સાધન વગર શોધમાં નીકળવું એ જોખમ છે. તેમણે મહામુશ્કેલીએ આ અંધારામાં જ્યાં પોતાનું વહાણ હતું ત્યાં જવાનો માર્ગ શોધી કાઢ્યો. વહાણમાં પહોંચ્યા. ત્યાં જઈને તરત જ મદદની ટુકડી તૈયાર કરી. વહાણ ઉપરનું મોટું બ્યુગલ જોરજોરથી ફૂંકાવા માંડ્યું અને બરફની ખીણોમાં તથા ટેકરીઓમાં તેના પડઘા પડવા માંડ્યા. પેલા ઊંડા ગરતમાં પડેલા આ ત્રણેય જણ લગભગ જીવનની છેલ્લી ઘડીએ હતા, તેમાં આ અવાજે તેમનામાં ચેતન પૂર્યું અને તે અવાજને માર્ગે માર્ગે પગ મૂકતા તેઓ આખરે બહાર નીકળ્યા.

પણ પેલો વીન્સ, તે તો ગયો તે ગયો જ. તેનો પત્તો ન જ લાગ્યો. તોય હજી એક જણ ખૂટતો હતો. અને તે

સૌથી પહેલો ગૂમ થયેલો હેર. બે દિવસ થઈ ગયા. ત્રીજે દિવસે સવારના એક માનવઆકૃતિ બરફમાં લડથડિયાં ખાતી વહાણ તરફ ચાલી આવતી હતી. તે જ આ હેર. તેની વાત પણ કાંઈ ઓછી રસિક નહોતી. ભાઈ સાહેબ પોતાના જોડાની એક બીજી જોડ પાછળ ભૂલી ગયેલા, તે લેવા માટે સ્લેજ તરફ જવા નીકળ્યા. તેમને હતું કે હમણાં પાછો ટુકડી સાથે થઈ જઈશ. પણ દિશાનું ભાન ન રહ્યું ને ભૂલા પડ્યા. અને ભાન-ભૂલ્યાની જેમ તેણે ભટકવા માંડ્યું. આખરે તે થાક્યો અને બેભાન જેવો થઈને બરફ પર પડ્યો. ૩૬ કલાકે તે જાગ્યો અને જુએ તો પોતે બરફમાં લગભગ દટાઈ ગયેલો. એમાંથી તે માંડમાંડ નીકળ્યો. તે આખરે લાકડા જેવો સજ્જડ થઈ ગયો હતો, એટલે ચાર પગે પણ માંડમાંડ ચાલી શકતો. તોફાન અટક્યું હતું એટલે તેને કંઈક દિશા સૂઝવા માંડી. ચાલવાથી જરા ગરમી આવી એટલે હવે બે પગે ચાલતો તે મુકામ સુધી પહોંચી ગયો.

શિયાળો આવ્યો એટલે આ બધું કામકાજ બંધ. ચાર મહિનાની લાંબી રાત શરૂ થઈ ગઈ. પણ આ વખતમાંય આ ટુકડી નવરી ન પડે અને તેમને કંટાળો ન આવે તેવી ગોઠવણ સ્કૉટે કરી હતી. રાંધવાનું, સાફ કરવાનું, ભાગ્યુંતૂટ્યું સમારવાનું, આગળની યોજનાઓ કરવાનું—આ બધું કામ બધાને લગભગ આખો દિવસ રોકી રાખતું. વળી એક જણે તો નાટક-મંડળી ઊભી કરી અને 'બાદશાહી ભયાનક રંગભૂમિ' ઉપર રોજ નાટકો ભજવાતાં. અર્નેસ્ટ શેકલ્ટન નામના એક ઉપનાયકે તો 'દક્ષિણ-ધ્રુવ-સમાચાર' નામનું છાપું અહીં શરૂ કર્યું. આ

- છાપું ટાઈપરાઈટરના છાપખાનામાં છપાતું અને વળી સચિત્ર! આ મંડળીમાં ચિત્રકારો પણ મોળા નહોતા!

આ રીતે તેમણે શિયાળો કાઢી નાખ્યો. ઑગસ્ટમાં પાછાં સૂર્યનાં દર્શન થયાં ને 'પ્રવૃત્તિ પ્રજ્વળી.' અને તે પણ પૂર જોશમાં. આ ઉનાળામાં દક્ષિણ ધ્રુવ તરફની મુસાફરીની યોજના હતી. સ્કૉટ પોતે આ મુસાફરીનો નાયક બન્યો. દક્ષિણ ધ્રુવનું બિંદુ અહીંથી ૮૫૦ માઈલ દૂર હતું. પહેલે જ ધડાકે આટલી લાંબી મુસાફરી થશે તેની તેને ખાત્રી નહોતી. પણ આશા કંઈ ઓછી ગણત્રીમાંજ છે!

નવેમ્બરની બીજીએ ટુકડી ઊપડી. કૅપ્ટન સ્કૉટ સાથે બે સાથીઓ હતા. એક ડૉક્ટર વિલ્સન અને બીજો શેક્લ્ટન. આ બંને જણ એક એક મોટી ટુકડીના સરદાર થઈ શકે એવા બાહોશ હતા. એટલે સ્કૉટને આનાથી સારા સાથી કોણ મળે? તેમને પોતાની સાથે ૧૯ કૂતરા સ્લેજ ખેંચવા માટે લીધા હતા. તેમની સાથે એક પખવાડિયા સુધી તો એક મદદગાર ટુકડી હતી. આ ટુકડીએ વધારાની ખોરાક-સામગ્રી સાથે રાખીને જુદી જુદી જગ્યાએ તેનો કોઠાર ગોઠવી મૂક્યો, જેથી સ્કૉટને પાછા ફરતાં પણ આ કોઠારમાંથી જોઈતી સામગ્રી મળી રહે.

મદદગાર ટુકડી સ્કૉટને વળાવીને પાછી ફરી. આ ત્રણેય જણ આગળ વધ્યા. શરૂઆતમાં તો બધું બરાબર ચાલ્યું. કૂતરાઓએ સરસ કામ આપ્યું. પણ થોડા દિવસમાં કૂતરા થાકી ગયા. કૂતરાઓ માટે જે ખોરાક લીધો હતો તે તેમને માફક ન આવ્યો. હવે તેઓ આ ભારે સ્લેજ ખેંચી શકતા

નહોતા. એટલે રોજ ઊપડતી વખતે થોડો થોડો સામાન અરધો કરીને ત્યાં મૂકી રાખવો પડતો, અને અરધો સામાન આગળ લઈ જઈને સ્લેજ ત્યાં ખાલી કરી, ફરી એ પડતો મૂકેલો સામાન લેવા ખાલી સ્લેજે પાછું આવવું પડતું. એટલે રોજ જેટલો રસ્તો કપાતો, તે રસ્તાની ત્રણવાર મુસાફરી થાય. આ ગતિએ રોજના ૬ માઈલ માંડ કપાતા.

આ તો ઉનાળાના દિવસો હતા અને સૂર્ય ચોવીસેય કલાક ક્ષિતિજથી ઘણો ઊંચો રહી રહી તપતો, પણ હવામાં ઠંડી એટલી રહેતી કે પારો હિમબિંદુથી પણ ખૂબ નીચે રહેતો. બરફનાં તોફાનો પણ નડતાં.

આમાં દિવસે ને દિવસે આગળ વધવું મુશ્કેલ થવા લાગ્યું. કૂતરા એક પછી એક મરવા માંડ્યા અને બાકી રહેલા કૂતરાને બચાવવા માટે પણ કેટલાક કૂતરાને મારવા પડ્યા. આ રીતે બે મહિના ચાલ્યા ગયા. દક્ષિણ ધ્રુવ બાજુ ૮૨૦ અક્ષાંશ સુધી તેઓ પહોંચી ગયા હતા. દક્ષિણ ધ્રુવ હજુ ૫૦૦ માઈલ દૂર હતો. પણ હવે આગળ વધવું અશક્ય થઈ પડ્યું એટલે સ્કૉટ ૩૫૦ માઈલ કાપીને ત્યાંથી જ પાછો ફર્યો. જો કે તેમના રોજના ત્રણ આંટાફેરાનો હિસાબ ગણીએ તો તો તેમણે ઘણા માઈલ કાપ્યા ગણાય, પણ અંતર વધારે ન કપાયું.

પાછાં વળતાં શેકલ્ટનનું શરીર લથડી પડ્યું. તે સ્લેજ ખેંચવામાં નકામો થઈ ગયો. તોપણ તે પાછો ન પડ્યો. એમ ને એમ સ્લેજ ઢસડતો અને પોતે ઢસડાતો, સાથીઓની મદદથી તે મુકામ ઉપર પહોંચી ગયો. ત્યાંથી તેને એક અનુકૂળતા મળી

ગઈ ઇગ્લાંડથી જરૂરી સામગ્રી ભરીને એક વહાણ મદદ માટે આવી પહોચ્યુ હતુ તેમા તેને ઇગ્લાડ મોકલી દીધો.

સ્કૉટ તો હજુ એક વરસ અહીં કાઢવાનો હતો. પાછો શિયાળો શરૂ થઈ ગયો. એ જ પ્રમાણે શિયાળામા આરામ કરી ૧૯૦૪મા સ્કૉટ પાછો દક્ષિણ ધ્રુવ તરફ નીકળી પડયો આ વખતે પણ તે બહુ સુધી ન જઈ શકયો અને આખી ટુકડીને લઈને સ્વદેશ પાછો ફર્યો.

થોડા વરસો પછી સ્કૉટના જ હાથ નીચેનો નાયક શેક્લ્ટન દક્ષિણ ધ્રુવ જવા માટે તૈયાર થયો. ન્યુઝીલાડથી એક નીમ્રોડ નામના વહાણમા તે દક્ષિણ ધ્રુવના ખડના રૉસ સમુદ્ર પાસે આવી પહોચ્યો અને ત્યા એક વરસનો ખાવાપીવાનો સામાન રાખીને વહાણને પાછુ ન્યુઝીલાડ મોકલી દીધુ. શેકલ્ટન સાથે પણ કેટલાય વૈજ્ઞાનિકો હતા. તેમા સીડની યુનિવર્સીટીનો પ્રોફેસર ડેવીડ અને ડગ્લાસ માઉસન મુખ્ય હતા

અહીં રહ્યા રહ્યા જુદી જુદી ટુકડીઓએ જુદા જુદા સ્થળોએ જઈને વૈજ્ઞાનિક શોધખોળો કરી એક ટુકડીએ તો ઇરેબસ નામનો જે જ્વાળામુખી સળગતો હતો તેના ઉપર આરોહણ કર્યું ને ત્યાની જમીનનો અભ્યાસ કર્યો આ ઇરેબસનુ મુખ ૦ા માઈલ પહોળુ અને ૯૦૦ ફીટ ઊડુ હતુ.

દરમિયાનમા શેક્લ્ટન ઑક્ટોબરના અતમા દક્ષિણ ધ્રુવ પર જવા માટે નીકળી પડયો. તેણે પોતાની સાથે આ વખતે સાઈબીરિયાના કૂતરા ન લેતા ટટ્ટુઓ લીધા શેક્લ્ટનની સાથે બીજા ત્રણ જણ હતા, તેમણે બહુ ઝડપ કરી એક મહિનામા




રોબર્ટ સ્કૉટ અને એમંડસનની પ્રવાસકથા પા. ૧૬૯થી ૨૯૨

તો તેઓ સ્કૉટ પહેલા પહોંચ્યો હતો તેટલે દૂર નીકળી ગયા, પણ ધીરે ધીરે તેમને મુશ્કેલીઓ નડવી શરૂ થઈ ગઈ. હિમનદીઓમા થઈને રસ્તો કાઢવો એ જોખમભરેલુ હતુ. વચ્ચે વચ્ચે મોટી ચિરાડો આવતી ત્યા ખૂબ સાચવવુ પડતુ. એકવાર તો એક મોટી ચિરાડ ઉપરનો બરફનો પૂલ એકાએક તૂટી પડયો અને એક ટટ્ટુ અંદર ઊતરી ગયુ અને અદૃશ્ય થઈ ગયુ. આ હિમનદી ૧૩૦ માઈલ લાંબી હતી, અને તેને બને કાંઠે ઊંચી ઊંચી કરાડો હતી. આ કરાડોમાં કોઈ કોઈ જગ્યાએ કોલસો જોવા મળતો હતો. આ કોલસો અહીં કયાથી ? તેનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો અત્યારે તેમની પાસે વખત નહોતો. એટલે તેઓ આગળ વધ્યા ૧૯૦૯નુ નવુ વરસ બેસી ગયુ અને હજુ માર્ગ ઘણો લાંબો હતો. તેઓ દરિયાની સપાટીથી ૧૦૦૦૦ફીટ ઊંચે હતા આ ઊચાઈએ ઉનાળામા પણ બરફના તોફાનો તથા હાડ ગાળી નાખે તેવી ઠંડી હતી. એક દિવસ તો બરફે ભારે તોફાન જગાવ્યુ. શૅકલ્ટનને તબૂમાં બે દિવસ પડ્યા રહેવુ પડ્યુ. તેમના સૂવાના કોથળામા પણ ઠંડી પેસી જઈને તેમના આંગળા ખાઈ નાખતી હતી. ખોરાક લગભગ ખલાસ થયો હતો, તોપણ તોફાન શમ્યુ કે તરત જ તેઓ આગળ ધપ્યા. દક્ષિણ ધ્રુવ હવે ૧૦૦ માઈલ જેટલે જ દૂર હતો. પણ હવે તેમની શક્તિની મર્યાદા આવી ગઈ હતી. અહીં તેમણે બ્રિટિશ વાવટાને રોપ્યો, આ વાવટો તેને એલેકઝાન્ડ્રાની રાણી એલેક્ઝાન્ડ્રાએ આપ્યો હતો. અહીંથી તેઓ પાછા ફર્યા.

પાછા ફરવામા પણ તેમને ઓછી મુશ્કેલી નહોતી. ભૂખે મરી ગયેલા જેવી હાલતમા આ ચારેય જણ પાછા મુકામે

પહોંચ્યા અને ત્યાંથી ન્યુઝીલાંડથી તેમને લેવા આવેલા વહાણમાં પાછા વતન પહોંચી ગયા. સ્કૉટનના આ એક વરસના પ્રવાસે ઇગ્લાંડમાં ભારે ઉત્સાહ જગાવ્યો.

આ બાજુ રોબર્ટ સ્કૉટ નવરો બેસી રહ્યો ન હતો. તેના મનની દક્ષિણ ધ્રુવ પહોંચવાની મુરાદ મરી નહોતી ગઈ. હજી ખૂબ મોટી તૈયારી સાથે ફરી એકવાર દક્ષિણ ધ્રુવ પહોંચવાની તેણે યોજના ઘડી.

તેણે પોતાની યોજના દુનિયા પાસે રજૂ કરી, અને તેમાં મદદ કરવા માટે ઝોળી ધરી અને ગ્રેટ બ્રિટનમાંથી અને તેની વસાહતોમાંથી તેના પર નાણાંનો વરસાદ વરસ્યો. સને ૧૯૧૦ના જૂન માસમાં તો તે સજ્જ થઈ ગયો. તેને તેના કેટલાય જૂના સાથીઓ મળી ગયા. એમાં ડૉ. વિલ્સન અને ઈવાન્સ એ મુખ્ય હતા. ઓટ્સ નામનો એક નવો માણસ પણ સ્કૉટ પાસે આવ્યો. સ્કૉટે તેને સ્વીકારી લીધો. આખી ટુકડીમાં ઓછામાં ઓછાં વાક્યો બોલનાર અને વધારેમાં વધારે કામ કરનાર આ ઓટ્સ હતો. પણ આવા તો કેટલાય સાહસિકો તેની સાથે ભળ્યા હતા, તેમાં ભૂસ્તરશાસ્ત્રીઓ, વાયુશાસ્ત્રીઓ, પ્રાણીશાસ્ત્રીઓ, ફોટોગ્રાફર, ચિત્રકાર, ઈજનેરો-આ બધા હતા. સ્કૉટ કેવળ મુસાફર ને સાહસી હતો એટલું જ નહિ, પણ એ એક નાયક હતો અને નાયક એ લશ્કરી નાયક નહોતો, પણ કુટુંબનો નાયક હતો. આવું એકદિલીથી કામ કરનારું મંડળ બહુ ઓછા પ્રવાસ-નાયકોને મળ્યું હશે.

'ટેરા નોવા' નામનું એક જૂનું પણ નીવડેલું વહાણ તેણે

સમારીને મુસાફરી માટે તૈયાર કર્યું. તેમાં અત્યાર સુધીના તેના અને તેના બીજા સાથીઓના અનુભવને ખ્યાલમાં લઈને બધી સામગ્રીઓ ભરી અને ન્યુઝીલાંડથી ૧૯૧૦ના નવેમ્બર માસમાં આ 'ટેરા નોવા' જહાજ દક્ષિણ ધ્રુવને સર કરવા માટે નીકળ્યું.

ન્યુઝીલાંડથી સ્કૅાટ ઊપડવાની તૈયારીમાં હતો, ત્યાં તેના હાથમાં એક તાર આવ્યો "હું દક્ષિણ ધ્રુવ તરફ જાઉં છું. એમંડસન"

આ શું! એમંડસન ઘણા વખતથી ઉત્તરના પ્રદેશોમાં થઈને ઉત્તર ધ્રુવ પહોંચવા માટેની તૈયારીઓ કરી રહ્યો હતો. આ નૉર્વેજિયન સાહસી મુસાફર અજબ માણસ હતો! તે નૉર્વેથી ઉત્તર ધ્રુવ તરફ ઊપડવાની તૈયારીઓ કરતો હતો, ત્યાં તેને ખબર પડી કે ઉત્તર ધ્રુવ ઉપર તો અમેરિકન મુસાફર રૉબર્ટ પીયરી પહોંચી ગયો છે. એમંડસનને હવે ઉત્તર ધ્રુવમાં જવાનો રસ ન રહ્યો. પણ કરેલી તૈયારીનું શું કરવું? તેણે તરત જ પોતાના વહાણનું સુકાન ફેરવ્યું અને ત્યાંથી સીધો દક્ષિણ ધ્રુવ તરફ. ત્યાં તેને ખબર પડી કે સ્કૅાટની ટુકડી પણ દક્ષિણ ધ્રુવ તરફ જવા માટે તૈયાર થઈ છે. એટલે તેણે સ્કૅાટના ઉપર તાર કરીને ખબર આપી કે પોતે પણ એ જ બાજુ જવા માટે નીકળ્યો છે. તેને ખબર હતી કે સ્કૅાટ કયે રસ્તે થઈને દક્ષિણ ધ્રુવ તરફ જવાનો છે. એટલે તેણે એ પણ નક્કી કર્યું હતું કે સ્કૅાટનો માર્ગ ન રોકતાં બીજે જ માર્ગે ત્યાં પહોંચવું.

આ સમાચારે સ્કૅાટના મનમાં આશ્ચર્ય તો ઊભું કર્યું, પણ સહેજ નિરાશા પણ ઉત્પન્ન કરી અને થોડીક શંકા પણ ઊભી

કરી. આ એમંડસન દક્ષિણ ધ્રુવ પર પહેલો પહોંચશે તો? પણ તરત જ તેણે મનને સ્થિર કર્યું. "આપણી યોજના પ્રમાણે આપણે આગળ વધવું જ જોઈએ," અને તેઓએ ન્યુઝીલાંડનો કિનારો છોડચો.

આ દિવસથી બરાબર નિયમિત રીતે સ્કૅાટે પોતાની નિત્યનોંધ લખી છે. અને આ નિયમિતતાની પરાકાષ્ઠા તેના જીવનની છેલ્લી ક્ષણો સુધી નિત્યનોંધ લખીને બનાવી છે. આ નિત્યનોંધ, એ કેવળ શુષ્ક હકીકતોનો ઢગલો નથી, પણ જીવંત કાવ્યોનો એક પ્રવાહ તેમાં દેખાય છે. તેમાં મનુષ્યના મહાન ગુણો ધબકતા દેખાય છે.

આપણે આ આખા પ્રવાસનું વિગતવાર વર્ણન અહીં નહિ કરી શકીએ. મુખ્ય મુખ્ય બનાવો તરફ જ આપણે નજર નાખશું.

સ્કૅાટ માટે આ મુસાફરી નવી નહોતી. તેનાં જૂનાં થાણાંઓ તો તેણે શોધી કાઢયાં, અને રૅાસ સમુદ્રના અખાતમાં થઈને રૅાસ બેટ પામે તેણે પડાવ નાખ્યો. તેની પાસે કૂતરાઓ હતા, ટટ્ટુઓ હતાં, સ્લેજો હતી, ખાવા પીવાનો પુષ્કળ સામાન હતો. તેઓ તેમના મુખ્ય મુકામથી આગળ જવા માટે આ બધા સામાન સાથે ઊપડયા, અને દર ૬૦ કે ૬૫ માઈલે એકએક કોઠારનો તંબૂ ઊભો કરતા ગયા, જેથી પાછા ફરતાં આ સામાનનો ઉપયોગ થઈ શકે. પણ કુદરતની સામે રક્ષણ માટે કંઈ આગળથી પેરવી ઓછી કરી રખાય છે? તેમાં તો માણસે પોતાની અંદરના બળની જ પેરવી કરવાની હતી, અને સ્કૅાટે તે પણ કરી રાખી હતી. કુદરતે પોતાનો પ્રભાવ થોડા જ

વખતમાં શરૂ કરી દીધો. બરફ જોરથી વરસવા માંડયો, રસ્તામાં ચાલવું મુશ્કેલ થઈ પડ્યું. એમાં ટટ્ટુઓ તો થોડે જ જઈને ઢૂકયાં. તે મારાં પડવા માંડયાં, તેમનું ખાવાનું પણ ખૂટ્યું. આખરે તેમને એક પછી એક ગોળીએ ઉડાડી દેવા પડયા. કૂતરાઓએ સારું કામ કર્યું, પણ ટટ્ટુના ભાગનો સામાન તેઓ ખેંચી શકે તેમ નહોતું એટલે તેમને બે માણસો સાથે પાછા મોકલી દીધા. બાકીના માણસો એટલે કે બાર જણ, ચાર ચારની ત્રણ ટુકડીમાં એક એક વજનદાર સ્લેજ ખેંચતા ખેંચતા વચમાં આવતી મોટી હિમનદીમાં ચડવા લાગ્યા. તેઓએ પગમાં લાંબી બરફમાં ચાલવાની સપાટો પહેરી હતી. તોપણ આમાં ચાલવું તેમને આકરું થઈ પડતું હતું. આટલી ઠંડીમાં એટલે કે લગભગ પારો હિમબિંદુથી નીચો હોય ત્યારે પણ આ શ્રમમાં તેઓ પરસેવે રેબઝેબ થઈ જતા. આવી મહેનત સાથે તેઓ રોજના માંડ ૬,૭ માઈલ કાપી શકતા. એકવાર તો ચાર જ માઈલ કપાયા હતા.

જેમ જેમ તે આગળ વધતા ગયા તેમ તેમ ઠંડી વધતી ગઈ, અને હિમનદી સપાટ થવા લાગી એટલે બરફમાં ચાલવું સહેલું થઈ પડ્યું. તેઓની ગતિ વધી. એક દિવસ તો ૨૩ માઈલ કાપી નાખ્યા. આ હિમનદીની ટોચ ઉપર પહોંચ્યા ત્યારે સ્કૉટે એક ટુકડીને પાછી મોકલી અને બાકીના આગળ વધ્યા. હવે સ્કૉટની આશા વધવા લાગી તેને થયું કે જરૂર હવે દક્ષિણ ધ્રુવ પહોંચવાના. વાઢી નાખે એવો ઠંડો પવન સામે આવતો હતો, અને તેથી આ બધાનાં નાક ઠીગરાઈ જતાં હતાં.

દિવાળી આવી પહોંચી. ૨૫મી ડિસેમ્બરે તેમણે ૧૭ માઈલ

કાપી નાખ્યા. ટુકડીમાંના એક લેશ્લી નામના મુસાફરનો તે દિવસે જન્મ-દિવસ હતો, અને તે દિવસ તેણે સરસ રીતે ઊજવ્યો. ભાઈસાહેબ સ્લેજ ખેંચતા ચાલ્યા જતા હતા, ત્યાં એક મોટી ચિરાડ ઓચિંતી આવી, ને તેમાં તે ઊતરી પડયા. સદ્ભાગ્યે સ્લેજ હતી તે ચિરાડના બેય કિનારે પૂલની જેમ અટકી ગઈ. અને લેશ્લી વચ્ચે તે સ્લેજના આધારે સીંગલઆર કરતા હોય તેમ લટકી રહ્યા. નીચે ફક્ત ૮૦ ફીટ ઊંડું બાકોરું હતું. બધાએ આવીને તેના જન્મ-દિવસના અભિનંદન આ 'આરામ ખુરશી'માં લટકતા લેશ્લીને આપ્યા. ત્યારે જવાબમાં લેશ્લીએ જે વિવેક દર્શાવ્યો તેની ભાષા કેટલી સૌમ્ય હશે તે આપણે કલ્પી લેવાનું. આવા ભયંકર પ્રસંગોમાં તેઓ રમજ મેળવતા મેળવતા આગળ ચાલ્યા.

૪ થી જાન્યુઆરીએ બીજી એક સ્લેજ પાછી મોકલી. પણ તે સ્લેજ ખેંચનારી ટુકડીમાથી બાવર્સ નામના એક માણસને સ્કૉટે પોતાની સાથે આગળની ટુકડીમાં લીધો અને બાકીના ત્રણને સ્લેજ સાથે મોકલ્યા.

હવે સ્કૉટ અને તેની સાથે ડૉ. વિલ્સન, કેપ્ટન ઓટ્સ, બાવર્સ અને ઈવાન્સ-એટલા જણા જ રહ્યા. મુસાફરીનો આ અંતિમ ભાગ હતો. હજી તેમની અને દક્ષિણ ધ્રુવની વચ્ચે ૧૭૦ માઈલનું અંતર હતું. દિવસે ને દિવસે તેમનો માર્ગ વધારે ને વધારે વિકટ બનતો હતો. પણ સ્કૉટે તો તેને ગણકાર્યા વગર મારી જ મૂકી. જાન્યુઆરીની ૧૬ મી તારીખે તેઓ દક્ષિણ ધ્રુવથી માત્ર ૨૦ માઈલ જ દૂર રહ્યા. સ્કૉટને ખાત્રી હતી કે કાલે તો જરૂર દક્ષિણ ધ્રુવ ઉપર આપણે પહોંચવાના. તેના

હૃદયમાં આનંદ માતો ન હતો. તેનું ઘણા કાળનું સ્વપ્ન આવતી કાલે સિદ્ધ થશે.

તે દિવસે બપોરે તેઓ ચાલ્યા જતા હતા, ત્યાં દૂર તેમની નજરે કંઈક કાળું જણાયું. તે વાવટો હશે એમ લાગ્યું. થોડીવારે આસપાસ માણસ તથા કૂતરાનાં પગલાં દેખાયાં. આ પગલાં, વાવટો ને તંબૂ કોનાં હોય ? જરૂર પેલો નૉર્વેજિયન મુસાફર એમંડસન અહીં પહોંચી ગયો છે – અને તેમની પહેલાં.

તે વખતની સ્કૉટની માનસિક સ્થિતિનું વર્ણન સ્કૉટની પાસેથી જ આપણે સાંભળીએ.

"આ વાવટાએ બધી વાત કહી નાખી, નૉર્વેજિયન અમારી આગળ થઈ ગયા છે. આ ભયંકર નિરાશા છે. મને, મારા વફાદાર મિત્રોને આઘાત પહોંચાડ્યાનું પણ દુઃખ થયું. કેટલાય વિચારો આવીને પસાર થઈ ગયા. ખૂબ ચર્ચા થઈ. કાલે અમારે ધ્રુવ ઉપર પહોંચી જવું, અને તરત જ બને તેટલી ઝડપે પાછા ફરી જવું. અમારાં સ્વપ્નો તૂટી ગયાં. પાછાં ફરવું, એ કેટલું ત્રાસજનક થશે........"

તેઓ નૉર્વેજિયન તંબૂ પાસે આવી પહોંચ્યા. તેમણે પોતાનાં વૈજ્ઞાનિક સાધનોથી તપાસ્યું તો આ તંબૂ ધ્રુવથી ૧॥ માઈલ દૂર નખાયો હતો. એમંડસનની ગણત્રીમાં એટલો ફેર નીકળ્યો.

"તંબૂમાં અમે ગયા. પાંચ નૉર્વેજિયન ત્યાં આવ્યા હતા. તા. ૧૬ ડિસેમ્બર ૧૯૧૧ના રોજ તેઓ અહીં પહોંચ્યા હતા..

૧ મહિના અને ૨ દિવસનો ફેર પડયો. તંબૂ બહુ સુંદર અને મજબૂત છે. એક જ વાંસ ઉપર ઊભેલો છે. તે તંબૂમાં એમંડસનની લખેલી એક ચિઠ્ઠી છે.

"વ્હાલા કેપ્ટન સ્કોટ,'

આ જગ્યાએ અમારા પછી પહેલા પહોંચનાર તમે જ હશો. તમે મહેરબાની કરી આ સાથેનો કાગળ નોર્વેના રાજાને પહોંચાડશો, આ તંબૂમાં પડેલી ચીજોમાંથી તમારે જે જરૂરી હોય તે વાપરી શકશો; તેમાં અચકાશો નહિ. તંબૂની બહાર જે સ્લેજ પડી છે, તે પણ તમને ઉપયોગી થઈ પડશે. ખુબ ભાવ સાથે તમારી પાછી મુસાફરી સહીસલામત થાય એમ ઇચ્છું છું. તમારો સાથી

એમંડસન"

આ તંબૂમાં ચામડાનાં ત્રણ કોથળા હતા, અને કોથળામાં થોડાંક કપડાં અને વૈજ્ઞાનિક સાધનો હતાં. સ્કોટે પોતે પણ આ તંબૂમાં એક ચિઠ્ઠી મૂકી કે 'અમે આ સ્થળે આવી ગયા છીએ....'અમે એક પથ્થરનો શંકુ બનાવ્યો અને તેમાં કાઠી ખોડીને યુનિયન જેક ચઢાવ્યો અને તેની છાયમાં અમે અમારે ફેરિયાહ્ પકડ્યો.

...ઠીક, અમે અમારા ધ્યેય સુધી પહોંચીને પીઠ ફેરવી અમારી દૃષ્ટિ સામે ૮૦૦ માઈલનો પંથ પડ્યો છે. અમારા સ્વજનોને સલામ.'

બહુ જ સ્વાભાવિક છે કે સ્કૉટનું મન આ પાછી સફરમાં પાછું પડી ગયું હતું. પોતે થોડા દિવસ માટે મોડો પડયો ને

દક્ષિણ ધ્રુવમાં યુનિયન જેકની સૌથી પહેલી સ્થાપના કરવાની તેની મુરાદ પડી ભાંગી એ આઘાત જેવો તેવો ન હોય. પણ સ્કૅાટે ઍમંડસન તરફ જે ખેલદિલીભર્યું માન બતાવ્યું છે, તે તેની ખાનદાની બતાવે છે. અને ઍમંડસનની ખાનદાની ક્યાં ઓછી હતી? ઍમંડસને ખરેખર સ્કૉટની સાથે સરત મારી હતી. તે જીત્યો હતો. પણ સ્કૉટની નિત્યનોંધમાં ઍમંડસનના વિષે એક પણ અવગણનાભર્યો શબ્દ નથી.

પણ સ્કૉટના મન ઉપર જે આઘાત થયો હતો તેની અસર આ પાછી સફરમાં થવા માંડી. એમાં વળી શિયાળો શરૂ થવા માંડયો હતો. તેમણે જેટલા જેટલા અંતરે ખોરાક મૂક્યા હતા તેટલા અંતરે તેઓ વખતસર ગણત્રી પ્રમાણે પહોંચી જાય તો જ તેમનો બચાવ થાય તેમ હતું. પણ માણસની ગણત્રી અહીં કામ આવે તેમ ક્યાં હતું?

પાછા ફરતાં ફરતાં પણ તેઓ કાંઈ કેવળ ઊંધું ઘાલીને જ ચાલ્યા જતા હતા. એમ ન હતું આસપાસના પ્રદેશની તેઓ વૈજ્ઞાનિક રીતે તપાસ કરતા જતા હતા. પેલી હિમનદી ઊતરતાં ઊતરતાં તેમણે કેટલાક મૃત–અવશેષો કોલસાના થરોમાં દીઠા. સ્કૉટે આ બધા ભેગા કર્યા. આ બધાનું વજન પણ લગભગ ૭૦ શેર જેટલું થયું. અત્યારે આ ૧॥। મણ વજન એ ૧॥। ટન જેટલું વજન હતું, પણ તેમણે તે વજન સાથે લીધું.

સ્લેજ ખેંચવી એ હવે આકરું થવા લાગ્યું હતું. ઈવાન્સ આખી ટુકડીમાં સૌથી વધારે મજબૂત હતો. સ્કૉટ તો તેને બળમાં રાક્ષસ જ માનતો. પણ તેના હાથમાં સમારકામ કરતાં કંઈ ઘા લાગ્યો હતો, હાથ અને ચહેરો બરફને લીધે દાઝી

ગયા હતા. આંગળાના બે નખ નીકળી પડ્યા હતા. આ ઠંડીમાં આ બધી પીડા કેવી હશે, તેની આપણે કલ્પના જ કરવાની રહે છે. તોપણ તેણે ઝઝૂમ્યા કર્યું. એમાં એકવાર એક ઊંડી ચિરાડમાં તે લપસાઈ પડ્યો. તેના માથામાં સખત ઘા લાગ્યો. ૧૭મી ફેબ્રુઆરીએ હિમનદીના પગ આગળ તે પડી ગયો, બેભાન થઈ ગયો અને મધરાતે તેણે પોતાનો પ્રાણ છોડ્યો. આ માર્ગમાં આવો સાથી ગુમાવ્યો એનાથી મોટી ખોટ કઈ? પણ અમે જે રીતે ગયું આંધળિયું ચાલ્યા છીએ, તે આથી બીજું કયું પરિણામ આવે?

કેપ્ટન ઓટ્સની સ્થિતિ દેખીતી રીતે કંઈ બહુ સારી નહોતી. તેના બન્ને પગ ઠંડીમાં દાઝી ગયા હતા અને બાકીના બીજા સાથીઓ પણ દિનપ્રતિદિન નબળા પડતા જતા હતા. એમાં ઓટ્સ તો હવે એક ડગલું પણ તેની સ્લેજ ખેંચી શકે તેમ નહોતું. સ્કૉટ લખે છે "અમે કોઠારના થાણાથી ૪૨ માઈલ દૂર છીએ. અમારી પાસે આઠ દિવસનું ખાવાનું છે પણ બળતણ ચાર જ દિવસનું છે અને એમાં બને તેટલી કરકસર કરીએ છીએ. અમે બધી સપડામણમાં છીએ પણ બને તેટલા પ્રસન્ન રહેવાનો પ્રયત્ન કરીએ છીએ, પરંતુ જ્યાં સ્લેજ બરફમાં ભરાઈ જાય છે, ત્યાં અમારી હિંમત ઓસરી જાય છે. મને બીક છે કે ઓટ્સ આમાં બહુ ખેંચી નહિ શકે. દૈવ હવે તો મદદે આવે તો થાય! આગલે થાણે જો પૂરતું બળતણ મળે તો સારું, નહિ તો શું થશે? વિલ્સન અને બાવર્સ પણ નિરાશ થયા છે, ત્યાં હું કેમ પ્રસન્ન રહું અને બીજાને રાખું?"

ધીમે ધીમે ઓટ્સની સ્થિતિ વધારે ને વધારે બગડવા લાગી. એક એક ડગલે જાણે તેના પ્રાણ નીકળી જશે એમ લાગતું હતું. તેના મિત્રો તેની આ વેદના જોઈ શકતા નહોતા. પણ કરે શું? તેઓ પણ મરણતોલ હાલતમાં હતા બરફનાં તોફાનો દિનપ્રતિદિન વધતા જતાં હતાં.

ઓટ્સે આખરે કહ્યું કે 'તમે મને અહીં છોડીને આગળ વધો મારે લીધે તમે ધીમા ચાલશો તો ધારેલે વખતે તમે આગલા થાણે નહિ પહોંચો, અને તમારો જીવ પણ જોખમમાં આવશે" પણ એ વિચાર તેના ત્રણ સાથીઓ કેમ કબૂલ રાખે? જીવવું જ એ તેમનું ધ્યેય નહોતું. ઓટ્સ સમજતો હતો કે મારે લીધે આ ત્રણ જણાને કેટલું સહન કરવું પડે છે? ૧૭મી જાન્યુઆરીનો દિવસ આવ્યો આ તેનો જન્મ-દિવસ હતો પણ તેને જન્મ-દિવસનો ઉત્સાહ નહોતો. રાત પડી. તે સૂતો તેને અને તેના મિત્રોને ખાત્રી હતી કે આ તેની છેલ્લી નિદ્રા હતી પણ સવાર પડી ને તે જાગ્યો તબૂની બહાર ભયંકર બરફનું તોફાન જામેલું છે તેણે પોતાના સાથીઓને જગાડ્યા.

"હું જરા બહાર જાઉં છું, અને મોડું થાય તો મારી રાહ ન જોતા." અને ઓટ્સ આ ભયંકર બરફના તોફાનમાં થોડીવારમાં દેખાતો બંધ થઈ ગયો તે ફરી દેખાયો નહિ. સ્કૉટ આ પ્રસંગ બહુ જ ટૂંકામાં નોંધે છે "અમે અંત સુધી ઓટ્સની સેવા કરવામાં બાકી નથી રાખી. ઇવાન્સ તો તેના કુદરતી મોતને પામ્યો હતો, તોપણ તેના અંત પછી પણ બે કલાક અમે તેના મડદા પાસે એમને એમ બેઠા

રહ્યા હતા. આ ઓટ્સ તો પોતે જ મૃત્યુના મુખમાં જતો હતો. અમે તેને અટકાવવા માટે બધા પ્રયત્નો કરી ચૂક્યા હતા. પણ અમે જાણતા હતા કે ઓટ્સનું આ કાર્ય એ વીરને છાજતું હતું અને તે પણ વીર અંગ્રેજને છાજતું હતું. અમે બધા આવું જ વીર મૃત્યુ ઇચ્છીએ છીએ અને તે હવે બહુ દૂર નથી.

"હું હવે ફક્ત ખાવાના વખતે લખી શકું છું. ઠંડી અસહ્ય છે. હિમબિંદુથી ૪૦ ડીગ્રી નીચે મારા મિત્રો ખૂબ પ્રસન્ન છે, પણ અમારાં શરીર લગભગ દાઝી ગયેલાં છે, અને જો કે અમે હમેશાં વાતોમાં તો એમ જ બોલીએ છીએ કે અમે સહીસલામત પહોંચી જશું, પણ દિલમાં કોઈ આ વાત માનતું નથી."

ખરેખર ત્રણેય જણે હવે પહોંચવાની આશા છોડી દીધી હતી, પણ પ્રયત્ન નહોતો છોડયો.

૧૯મી માર્ચે તેઓ એક એવી જગ્યાએ આવી પહોંચ્યા કે ત્યાંથી આગળનો કોઠાર ફક્ત ૧૧ માઈલ હતો. આ કોઠાર મોટામાં મોટો કોઠાર હતો. તેમાં પુષ્કળ સામાન તથા બળતણ હતું. તેઓ આ થાણા સુધી પહોંચી જાય તો કદાચ બચી જાય, પણ તે જ વખતે બરફનું તોફાન પૂર જોશમાં ચાલતું હતું અને વધતું જતું હતું. બીજે દિવસે તેમની પાસે ફક્ત એક બે પ્યાલા સૂપ થાય તેટલું તેલ હતું અને ખોરાક બે જ દિવસ ચાલે તેટલો હતો. પણ આ બે દિવસ તેઓને તંબૂમાં જ પડયા રહેવું પડયું. બહાર એક ડગલું પણ ભરી શકાય તેમ નહોતું."

૨૯મી માર્ચની નિત્યનોંધ એ સ્કૉટની છેલ્લી નોંધ છે અને એ જ તેના જીવનનો છેલ્લો દિવસ છે. "૨૧મી તારીખથી સતત

૨૪ કલાક ભયંકર તોફાન ચાલુ છે રોજ અમે ઊપડવા માટે તૈયાર થઈએ છીએ, પણ બહારનો દેખાવ જોઈને અટકી પડીએ છીએ. મને લાગે છે કે આ તોફાન હવે શમશે નહિ અમે ઠેઠ સુધી તેના અંતની રાહ જોશુ પણ અમે ધમાતા જઈએ છીએ અને તોફાનનો અત તો આવે ત્યારે, પણ અમારો અંત હવે દૂર નથી

મને ઘણુ લાગી આવે છે, પણ મને લાગે છે કે હવે હું વધારે નહિ લખી શકુ."

રૉબર્ટ સ્કૉટ

## છેલ્લી નોંધ—

"ઈશ્વરની ખાતર અમારા સ્વજનોની સભાળ રાખજો."

તેમના મૃત્યુનુ વર્ણન કોણ કરે? ૬ મહિના પછી સ્કૉટની ટુકડીની તપાસમા નીકળેલી ટુકડીના નાયકનુ વર્ણન આમા પ્રકાશ પાડશે.

"તબૂમા ત્રણ શરીરો પડયા હતા. સ્કૉટ, વિલ્સન તથા બાવર્સ. વિલ્સન અને બાવર્સ ઊઘતી હાલતમા જ હતા તેમના પથારીના કોથળાથી તેમણે માથાથી તે પગ સુધી મોઢ તાણી હતી.

સ્કૉટ જરા વધારે જીવ્યો હોય એમ લાગે છે તેણે પોતાના માથાપરનુ કોથળાનું મોઢુ છોડીને કોથળો ખોલી નાખ્યો હતો અને તેનો કોટ પણ ઉઘાડી નાખ્યો હતો તેની ત્રણ નોંધપોથી-વાળુ દફતર તેના ખભા નીચે હતુ અને તેનો હાથ વિલ્સન ઉપર પડયો હતો તેમણે ખોડેલો તબૂ એટલો બધો મજબૂત

મરી શકે છે અને ઠેઠ સુધી મૃત્યુ સામે લડી શકે છે. અમે અમારુ ધ્યેય સિદ્ધ કર્યું છે અને અમારા માંદા સાથીઓને બચાવવા અમારા જીવનના જોખમે પણ અમે મથ્યા છીએ. ભવિષ્યની અંગ્રેજ પ્રજા માટે આ વસ્તુ પ્રેરણાદાયી થઈ પડશે. દેશની ફરજ છે કે અમારી પાછળ રહેલાં અમારાં સ્વજનોનું જતન કરે. હું મારી પ્રિય પત્ની તથા બાળકને મૂકી જાઉં છું. વિલ્સન તથા ઈવાન્સ પણ પોતાની પાછળ પોતાની પત્નીઓને રડતી મૂકતા જાય છે. તેમને મદદ મળે તેમ કરજે. પ્રણામ! હું મૃત્યુથી તો બીતો જ નથી ફક્ત દુખ એટલું થાય છે કે આપણા ભવિષ્યના જીવનની લાંબી સંધ્યામાં મેં કલ્પેલા કેટલાય મનોરથો એમના એમ શમી જાય છે"

તેના એક મિત્ર અને ઇંગ્લાંડના પ્રસિદ્ધ નાટ્યકાર સર જેમ્સ બેરીને એક પત્રમાં તે લખે છે "એક મૃત્યુ પામતા માણસ તરીકે તને કહું છું કે મારી પત્ની તથા બાળકની સંભાળ લેજે. બાળકને માટે જો રાજ્ય કંઈ ન કરે તો તું કંઈક કરજે."

તેના આવા કરુણ અંતનાં કુદરતી કારણોની નોંધ લખતાં તેના આ છેલ્લા શબ્દો પછી કંઈ કહેવા જેવું રહેતું નથી,

"અમે જો જીવ્યા હોત તો મારા સાથીઓની હિંમત, મર્દાનગી, સહનશીલતા, કષ્ટો વિગેરેની વાતો મારી પાસે એટલી છે કે તે કદીક પણ અંગ્રેજના હૈયાને હચમચાવી મૂકત. આ ભાંગીતૂટી નોંધો અને અમારા આ મડદાં તો જેટલું કહી શકે તેટલું કહેશે........"

## શ્રમણ ઇકાઇ કાવાગુચી

ઈ. સ. ૧૮૯૭ની વાત છે.

હિમાલયની ગોદમાં લપાઈને પડેલા દાર્જિલીંગ શહેરમાં એક નાના એવા પણ સુશોભિત ઘરમાં એક બંગાળી પ્રૌઢ વ્યક્તિ અને એક જુવાન જાપાની સાધુ વાત કરે છે.

"મિ. કાવાગુચી, તમને મારી એવી સલાહ છે કે આ તિબેટ જવાનો આ વિચાર તમે માંડી વાળો. તેમાં બહુ જોખમ છે અને જોખમ ખેડવા છતાં ત્યાંથી કંઈ મળે તેમ નથી કારણ કે સંજોગો બહુ પ્રતિકૂળ છે. તમારે તિબેટિયન ભાષાનું જેટલું જ્ઞાન મેળવવું હશે તે બધું અહીં મેળવી શકશો. અને જાપાનમાં તમે તિબેટિયન વિદ્વાન તરીકે ખુશીથી તમારી જાતને ઓળખાવી શકશો." એવા બંગાળી સજ્જને ખૂબ જ માયાળુપણે વાત રજૂ કરી.

"મારો ઉદ્દેશ કેવળ તિબેટિયન ભાષા જ શીખવાનો નથી, પણ મારે મારો બૌદ્ધધર્મનો અભ્યાસ સર્વાંગસંપૂર્ણ બનાવવો છે."

"તે હશે, અને તે ઘણું જરૂરનું છે તે હું જાણું છું. પણ જ્યાં સફળતાનો સંભવ જ નથી ત્યાં પ્રયત્ન કરવાનો શો અર્થ?

હતો કે આ તોફાનમાં પણ તેણે ટક્કર ઝીલી હતી. અમારી ટુકડીના એકેએક માણસે આ ત્રણેય જણને ઓળખી કાઢયા. સ્કૉટની નિત્યપોથીમાં ઈવાન્સ તથા ઓટ્સના મૃત્યુનાં વર્ણનો તથા તેમની ટુકડીની આ સ્થિતિ થવાનાં કારણો વિસ્તારથી લખ્યાં હતાં.

તેમનો સામાન જે બરફમાં દટાયેલો હતો તે બહાર તેમણે કાઢયો. તેમાં ભૂસ્તરના કેટલાક નમૂનાઓ પણ હતા. તેમનાં અંત સુધી તેઓ આ વજનને જીવની જેમ જ સાચવીને અહીં સુધી લાગ્યા હતા.”

આ પાંચેય વીરોના માનમાં ત્યાં જ એક મોટું પથ્થરનું પીરામીડ-આકારનું સ્મારક કર્યું. ઓટ્સનું મડદું શોધવાનો આ ટુકડીએ તનતોડ પ્રયત્ન કર્યો, પણ તેનો પત્તો ન લાગ્યો. બરફે જ તેને પોતાના હૈયામાં સંઘરી લીધો. પણ તેના મૃત્યુની જગ્યાની લગભગ અટકળ કરી તેનું પણ નાનકડું સ્મારક ઊભું કર્યું, અને ભારે હૈયે આખી ટુકડી આ પાંચનું નૈવેદ્ય કુદરતને ચડાવીને પાછી ફરી. સ્કૉટ અને તેના ચાર સાથી વગર પાછી ફરેલી આ મંડળી જ્યારે ઇગ્લાંડ પહોંચી ત્યારે તેમની માનસિક દશા કેવી હશે! પણ ઇગ્લાંડે તો સ્કૉટને મરેલો માન્યો જ નથી. આજે પણ લંડનની મોટું પૅલેસ પાસે સ્કૉટનું તથા તેના સાથીઓનું સ્મારક ઇગ્લાંડના અને દુનિયા આખીના મર્દોને પ્રેરણા આપતું ઊભું છે, અને એથી પણ વધારે પ્રેરણા આપતા તેના છેલ્લી વખતના મૃત્યુની ગુફામાંથી લખાયેલા પત્રો છે.

પોતાની પત્નીને છેલ્લી ઘડીએ જે કાગળ લખ્યો છે તેમાંથી

એક જ ઉતારો–"ઈશ્વરે મને બોલાવી લીધો છે અને મને ખબર છે કે તેનાથી તને કેટલો આઘાત થશે. પણ હું પૂર્ણ શાંતિથી મૃત્યુને આધીન થાઉં છું. મને ડર નથી. આથી તને આશ્વાસન મળશે જ...

"આખરે અમે અમારું જીવન અમારા દેશ માટે હોમી દીધું છે. અમે દુનિયામાં લાંબામાં લાંબી મુસાફરી કરી છે. દક્ષિણ ધ્રુવ ઉપર પહેલવહેલો પગ મૂકનાર અંગ્રેજ હું છું.........

"અમે આપઘાતનો વિચાર કરતા જ નથી. મૃત્યુ એની મેળે ભલે આવે...અમે ઠેઠ સુધી તેની સામે લડશું...જો કે પરિણામ નક્કી છે.

"પીટર (તેના પુત્ર)ને પ્રાકૃતિક શાસ્ત્રમાં રસ લેતો કરજે. તેમાં રમતો કરતાં પણ વધારે આનંદ છે. મને ખાત્રી છે કે તેને તું ખુલ્લામાં જ ભટકવા દઈશ...તે આળસુ ન થાય તે ધ્યાન રાખજે. તેને ખડતલ બનાવજે. મેં ખડતલ થવાના કેટલા પ્રયત્ન કર્યા છે તે તું જાણે છે. અને હું પહેલાં કેટલો આળસુ હતો તે પણ તું જાણે છે.

"...મારે તને આ મુસાફરીની કેટકેટલી વાતો કહેવાની હતી. હવે તારે તારા પુત્રને કેટકેટલી વાતો કરવાની રહેશે. પણ તે વાતો માટે તારે કેવડું મૂલ્ય આપવું પડશે....મારું હૃદય સર્વસ્વ અત્યારે તારી પાસે દોડી આવે છે...મને ડર છે કે આ પત્ર તને તારા જીવનનો સૌથી મહાન ફટકો મળ્યા પછી મળશે.

"અમે બતાવીએ છીએ કે અંગ્રેજો હજુ પણ વીરતાપૂર્વક

તમે અહીંથી ત્યાં જવામાં એક જ ગણત્રી કરી શકો એમ છો અને તે તમારા ખૂનની."

"પણ તમે પોતે તો તીબેટમાં ઠેઠ લ્હાસા સુધી જઈ આવ્યા છો, તો હું કેમ નહિ જઈ શકું?"

આ બંગાળી સજ્જન તે જ રાયબહાદુર શરચ્ચંદ્ર દાસ. તિબેટમાં ઠેઠ લ્હાસા સુધી છુપવેશે જઈ આવીને ત્યાંની માહિતીઓ, તિબેટિયન ભાષા, પુસ્તકો-બધું હાથ કરનાર. આ બંગાળી બાબુનું જીવન ઓછું રોમાંચક નથી. પણ મારા પુસ્તકની મર્યાદા મારી કલમને ત્યાં જતી રોકે છે.

"હા, એ વાત ખરી. પણ હવે પરિસ્થિતિ વધારે ભયકર બની છે. તિબેટની સરકારની ચોકી ખૂબ આકરી બની છે અને અત્યારે હું પોતે પણ તિબેટમાં ન જઈ શકું. એટલે મારી તો તમારા ભલા માટે જ એ ભલામણ છે કે અહીં રહીને તિબેટની ભાષાનો અને મળે તેટલાં પુસ્તકોનો અભ્યાસ કરીને પાછા દેશમાં જાઓ."

પણ આ જુવાન જાપાની સાધુનો નિર્ણય અડગ રહ્યો અને તેને પાછો વાળવા મથતા આ બંગાળી સજ્જને તેનો મક્કમ નિર્ણય જોઈને પોતાનાથી બનતી મદદ આપી.

જાપાનથી બૌદ્ધધર્મનાં તિબેટિયન ભાષામાં થયેલ ભાષાન્તરો જાતે જઈને તપાસવાની ઈચ્છાથી નીકળેલો આ જુવાન સાધુ હ્યુએનત્સાંગની યાદ આપે છે.

તે એકલો હતો. તેની પાસે કોઈ સરકારી મદદ નહોતી,

પરવાનો ન હતો. નાની મોટી ભલામણો પણ તિબેટની હદમાં પેઠા સુધી જ કંઈક મદદ કરે તેમ હતું.

અને તિબેટ! દુનિયામાં સૌથી વિચિત્ર કોઈ દેશ હોય તો તે આ જ છે!

તિબેટ ઘણા જૂના કાળથી આખી દુનિયાથી જુદો પડેલો દેશ છે. પ્રવાસી વીરોએ દુનિયાના એકે એક ખૂણામાં જઈને કુદરતના ઉપર વિજય મેળવ્યો છે. પણ તિબેટમાં તો કુદરત અને મનુષ્ય–બન્નેની સામે થવાતું છે. ત્રણ બાજુ હિમાલયની સાંકળ-થી બિડાયેલો, અને ઉત્તર બાજુ ચીનના રણને લીધે દુર્ભેદ્ય, દરિયાની સપાટીથી ૧૬૦૦૦ ફીટ જેટલે ઊંચે આવેલો આ પ્રદેશ અને દેશ કુદરતી રીતે જ માણસને ત્યાં જતાં અટકાવે છે. પણ એની ઉપર વિજય મેળવવાની શક્તિ ધરાવતા સાહસી-ઓને તિબેટિયન પ્રજાની મુશ્કેલી ઓછી નથી. આટલા કાળથી બીજી કોઈ પ્રજાના મનુષ્યનું મુખ પણ ભાગ્યે જ જોયું હોય એવા લોકોનાં મન સહેજે સંકુચિત, શંકાશીલ અને એટલે જ બીકણ અને ખૂની બની જાય છે. અને એટલે જ તિબેટમાં જેમ જેમ યુરોપિયનોએ કે હિંદીઓએ કે બીજા કોઈ લોકોએ પેસવાનો પ્રયત્ન કર્યો છે, તેમતેમ એ તિબેટિયન લોકોની શંકા વધતી જ ગઈ છે. તેઓ સમજી શકતા જ નથી કે આ લોકનું અહીં શું દાટયું છે. અને 'બંધબારણા'ની નીતિ વધારે ને વધારે સજ્જડ થતી ગઈ છે.

પણ એથી વધારે આશ્ચર્યની વાત એ છે કે તિબેટમાં બૌદ્ધધર્મ ચાલે છે. એટલું જ નહિ પણ તે ધર્મનું જ સામ્રાજ્ય છે. ધર્મગુરુ અને રાજા બન્ને ત્યાં એક જ છે. દર ત્રણ

માણસે એક બૌધ-ભિક્ષુ છે. આ બૌદ્ધધર્મ જો કે અત્યારે એવી સ્થિતિમાં છે કે કદાચ બુદ્ધ ભગવાન એ બાજુ અત્યારે પ્રવાસે નીકળી આવે તો કાં તો પોતે બૌદ્ધધર્મના સ્થાપક તરીકે રાજીનામું આપી અથવા તો તિબેટિયન લોકોને પોતાના ધર્મમાંથી હાંકી કાઢે.

એક કાળ એવો હતો કે જે વખતે તિબેટમાં પણ હિંદી સંસ્કૃતિનો પરિચય ગાઢ હતો. એક બાજુ ચીનમાં ને બીજી બાજુ હિંદમાં બૌદ્ધધર્મ ખૂબ ફેલાયો હતો. તિબેટનો રાજા જે રાણીને પરણ્યો હતો તે ચીનની હતી અને તે બૌદ્ધ-ધર્મી પણ હતી. તે રાજા સ્રોંગ્ચન-ગ્મ્પો એ નેપાળના રાજા સાથે લડાઈ કરી તેના પર વિજય મેળવી તેના રાજાની કુંવરી સાથે પણ લગ્ન કર્યાં હતાં. આ પહેલાં તિબેટમાં જે ધર્મ ચાલતો હતો તે લગભગ રાક્ષસી ધર્મ હતો એમ કહીએ તો ચાલે. આ રાજાએ પોતાના રાજ્યમાં બૌદ્ધધર્મની સ્થાપના અને પ્રચાર કરવાનો વિચાર કર્યો. તેણે હિંદમાંથી વિદ્વાન બૌધ સાધુઓને પોતાને ત્યાં બોલાવ્યા. તેમાં શાંતિરક્ષિત નામના ભાગલપુર પાસે જન્મેલા અને નાલન્દા વિદ્યાપીઠના એક મહાન અધ્યાપક સૌથી પહેલા ત્યાં પહોંચેલા. તેમણે ત્યાં જઈને બૌદ્ધધર્મનાં કેટલાંય પુસ્તકોના તિબેટિયન ભાષામાં અનુવાદો કર્યા, નવા નવા મઠો સ્થાપ્યા. આ પછી બીજા મહાન ધર્મ-પ્રચારક શ્રીજ્ઞાન દીપંકર, અથવા તિબેટિયન ભાષામાં જેનું નામ અતિશા છે, તે ગયેલા અને તેમણે તો ત્યાં દેવ જેવું સ્થાન પ્રાપ્ત કર્યું. શાંતિરક્ષિત ત્યાં સાતમી સદીમાં ગયેલા અને શ્રીજ્ઞાન દીપંકર દસમી સદીમાં ત્યાં ગયેલા.

આ પછી ૧૪મી સદીમાં ત્યાં એક ખ્રિસ્તી સાધુ પહોંચી ગયેલો. આ સાધુ કઈ રીતે ત્યાં પહોંચ્યો હશે તે કંઈ ખબર નથી. પણ તે ઠેઠ લ્હાસા પહોંચેલો અને ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેને લાગ્યું કે મારે શીખવવાનું છે એ કરતાં અહીંથી શીખવાનું વધારે છે.

આ પછી ૧૬મી સદીમાં બીજા બે ખ્રિસ્તી ધર્મપ્રચારકો ત્યાં પહોંચેલા, અને તેમણે તો ત્યાં પોતાનો મઠ સ્થાપેલો. તેમના બે સિવાય ત્યાં કોઈ ત્રીજું ખ્રિસ્તી ગયું હોય એમ જાણમાં નથી

આ દરમિયાન રાજકીય દૃષ્ટિએ તિબેટ તરફ કોઈ રાજ્યે ખાસ ધ્યાન આપ્યું ન હતું. આમ તો તે ચીનની હકૂમત નીચે ગણાતો અને ગણાય છે. પણ ચીનના બાદશાહનો પાસપોર્ટ ત્યાં દાખલ થવા માટે નકામો થઈ પડતો. હિંદમાંથી તો કોઈને માટે ત્યાં અવકાશ નહોતો.

સૌથી વધારે ડર તેમને યુરોપિયનોનો હતો. હિંદુસ્તાનમાં અંગ્રેજો આવ્યા પછી તેમની વેપારી નજર તિબેટ ઉપર પણ પડી. સાથે સાથે કેટલાય ભૂગોળશાસ્ત્રીઓની નજર પણ આ પ્રદેશ ઉપર પડી. હિમાલયનાં મહાન શિખરો અને તેની મહાન ખીણો, નદીઓ, વનસ્પતિ અને તેની પાર આવેલો આ અદ્દભુત દેશ-એ બધાં તરફ યુરોપિયનોનું આકર્ષણ વધતું ચાલ્યું. પરંતુ ઉપર કહ્યું તેમ તિબેટિયન સરકાર આ લોકોથી ભડકી અને તિબેટની ફરતી સખ્ત ચોકી મૂકી દેવામાં આવી. કેટલાયને પાછા ફરવું પડયું, કેટલાય વચ્ચે જ ગુમ થઈ ગયા, કેટલાકે પ્રયત્ન જ

માંડી વાળ્યો. પણ એમાંય થોડા ઘણા ગુપ્તવેશે તિબેટની સરહદ પરનાં હિમાલયનાં શિખરોની માપણી કરી આવ્યા, લ્હાસા સુધી પણ છાનામાના જઈ આવ્યા. તેમની કથાઓ ખૂબ રોમાંચક છે. આપણે તો હજુ આ સદીની શરૂઆતમાં જ મહાન મુસાફરોની યાદીમાં અજ્ઞાત એવા એક સાધુની યાત્રાની વાત કરશું.

દાર્જિલીંગમાં તે એક વરસ રહ્યો. ત્યાં રહીને તિબેટિયન ભાષાનો સર્વાંગ પરિચય કર્યો, એટલું જ નહિ પણ ત્યાંના ગામડિયા લોકોની બોલી પણ તેણે જાણી લીધી અને જીભમાં ગોઠવી દીધી. અને તે એટલે સુધી કે તે આ બોલીમાં વાત કરે ત્યારે કોઈ પણ માણસને શંકા જવાનું કારણ જ ન રહે.

પણ આ એક જ મુશ્કેલી નહોતી. તિબેટમાં પ્રવેશ કેમ કરવો ? તિબેટ જવાના મુખ્ય મુખ્ય માર્ગો ઉપર તો એવો સખ્ત ચોકીપહેરો હતો કે કોઈ પણ અજાણ્યાને પેસવું અશક્ય જ હતું. અને આ ગોરી ચામડીનો સાધુ કંઈ અછતો રહી શકે ! એટલે તેણે જે ખાજુ રસ્તો જ ન હોય ત્યાંથી આડબીડ રીતે તિબેટમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. આ માટે નેપાળમાં થઈને જવાની કંઈક અનુકૂળતા હતી. પણ નેપાળમાં પણ પરદેશીઓ સામે ઘણો કડક જાપ્તો હતો. તોપણ એક અમલદાર ઉપર ભલામણ-ચિઠ્ઠી મેળવીને તે નેપાલમાં પેઠો. રસ્તામાં જ એક અમલદાર જેવા માણસે તેની જડતી લેવા માંડી. તેણે એવા અટપટા પ્રશ્નો પૂછવા માંડયા કે કાવાગુચી ઘડીક તો જરા મૂંઝાયો, પણ તરત જ સાવધાન થઈને હાજરજવાબીથી તે અમલદારને પહોંચી વળ્યો. છેવટે જ્યારે તે અમલદારે પૂછ્યું કે "કોને ત્યાં ઊતરવાના છો ?" ત્યારે તે મૂંઝાયો. નામ કાગળ ઉપર લખેલું,

પણ મોઢે યાદ નહોતું. તેણે કાગળ જ કાઢીને બતાવ્યો. સદ્‌ભાગ્યે તે ભલામણપત્ર તે જ અમલદાર ઉપર હતો. આ અકસ્માતે તેને ઘણી અનુકૂળતા કરી આપી. પણ તિબેટમાં જવા માટેની અનુકૂળતા કરી આપે એવો કોઈ અમલદાર નહોતો. છેવટે તેણે નેપાળ અને તિબેટ વચ્ચે ભટકતા માગણ સાધુઓની સંગત શોધી. આ સાધુઓનો ધંધો જ જાત્રાનો હોય છે. તેમની પાસે જે પરવાનો હોય છે તે દુનિયામાં કોઈની પાસે નથી. કાવાગુચી આ સાધુઓ જોડે ભમવા લાગ્યો. તેમની પાસેથી મળે તેટલી રસ્તાની માહિતી મેળવવા લાગ્યો.

૧૮૯૯ના માર્ચની શરૂઆતમાં ત્રણ માણસો અને એક ઘરડી ડોશીની સાથે તેણે પોતાની યાત્રા શરૂ કરી. તેના યજમાને તેને એક ટટ્ટુ પણ આપ્યું હતું. આના આધારે તે નેપાળ અને તિબેટની સરહદ જ્યાં ભેગી થતી હતી ત્યાં સુધી સહીસલામત રીતે પહોંચ્યો. તેણે પોતાની જાતની ઓળખાણ માટે નક્કી કર્યું હતું કે જે પૂછે તેને પોતે ચાઈનીઝ બૌદ્ધ સાધુ–લામા છે એમ કહેવું. અને એક ચીની લામા તરીકે તેને ઠેર ઠેર ગામડાંઓમાં સારું સન્માન મળતું હતું. સારાંગ નામના એક શહેરમાં તે આવી પહોંચ્યો. આ શહેરમાં તે જે મુખીને ત્યાં ઊતર્યો ત્યાં તેને કેટલાક તિબેટિયન ધર્મગ્રંથો મળી ગયા. તે મુખીએ તેને પોતાને ત્યાં રહીને આ બધાં પુસ્તકો તેની પાસે વાંચી જવાનો આગ્રહ કર્યો. કાવાગુચીને જરાય વાંધો નહોતો. ત્યાં તે એક વરસ રહ્યો. એક વરસમાં તો તેણે ત્યાંના બધા ગ્રંથો ઉથલાવી નાખ્યા અને એની સાથે લોકોમાં પણ એટલો પ્રિય થઈ પડયો કે વરસ પછી જ્યારે તે નીકળવાનો વિચાર કરવા

લાગ્યો ત્યારે લોકોએ તેને ગમે તે ઉપાયે રોકવા પ્રયત્ન કર્યો. કાવાગુચી રોજ રાતે ત્યાંના લોકોને કથા, વાર્તા તથા ઉપદેશ આપતો અને તે પણ તે લોકો સમજી શકે તેવી ભાષામાં. તિબેટના સાધુઓ બિચારા મોટે ભાગે ધંધાથી' સાધુઓ હોય છે. તેમાં આવી ઊંચી ભાવનાવાળો અને ધર્મના નિયમોને કડક રીતે પાળનાર ચારિત્રશાળી સાધુ પ્રભાવ પાડે તેમાં નવાઈ નથી.

કાવગુચીને બીજો એક એ લાભ થયો કે તે તિબેટનાં રીતરિવાજો અને રહેણીકરણીથી બહુ પરિચિત થઈ ગયો. એમાંય ખાસ કરીને તિબેટના લોકોના ગંદી રીતિથી નાક લૂછીને લીંટવાળા થયેલા હાથે કરેલી ચા પીવી, બનાવવી ને પાવી એ તો ત્યાં સામાન્ય મનાય. કપડાં વરસમાં એક જ વાર શરીર પરથી ઊતરે અને તે પણ કોઈ બે વરસ સુધી ચલાવે તો તેની કદર વધારે થાય. વરસમાં બેએકવાર તે લોકો માંડ પાણીનો ઉપયોગ સ્વચ્છતા પૂરતો કરતા હોય તો, અને તે પણ હાથ મોં ધોવામા જ. તેમની ચામડી ઉપર પરસેવો અને બહારથી ધૂળના મિશ્રણનો જે લેપ લાગ્યો હોય, તેમાંથી જે વાસ નીકળે તેનાથી તે ટેવાઈ ગયો. આ બધું તેને ગમતું નથી, અને તેને એથી સૂગ ચડે છે-એમ પણ તેનાથી બતાવાય નહિ કે કહેવાય નહિ. કારણ કે નહિ તો આ કોઈ 'પરદેશી' છે એમ શક પડે.

૧૯૦૦ના માર્ચની ૧૦મી તારીખે તેણે સારંગ છોડ્યું. વિદાયગીરી વખતે તેને પુષ્કળ ભેટો મળી. તેમા પુસ્તકો, રોકડ નાણું, લોટ, માખણ વિગેરે ઘણું હતું. ગામડે ગામડે માણસો તેના આશીર્વાદ લેવા ઊભા રહેતા. તેણે એટલી કીર્તિ આસપાસ ફેલાવી દીધી હતી.

પણ આ કીર્તિ તેને નેપાળની હદ સુધી જ કામ આવે તેમ હતું. નેપાળમાં તેણે કોઇને ખબર પડવા દીધી નહોતી કે પોતે તિબેટ જવાનો છે. એટલે જ્યાં નેપાળની હદ પૂરી થવા આવી, ત્યાં તેણે પોતાની સાથેના ભોમિયાને તથા મજૂરને વિદાય કરી દીધા અને એકલો લગભગ ૧॥ મણ જેટલો સામાન ઉપાડીને એક ઊંચી પહાડીની ધાર ઉપર થઈને તિબેટની હદમાં પેઠો.

અહીંથી તેની ખરી મુસાફરી શરૂ થઈ. તેને તિબેટના રાજધાનીના શહેર લ્હાસાની ફક્ત દિશાની જ ખબર હતી. તેની પાસે રસ્તો નહોતો, ભોમિયો નહોતો, સાધન નહોતું. હતી એક માત્ર હિંમત અને બૌદ્ધધર્મનો અભ્યાસ કરવાની ધગશ.

કાવાગુચી અહીંથી લ્હાસા પહોંચ્યો, ત્યાં સુધીમાં ડગલે ને પગલે નવા નવા રોમાંચક અનુભવો તેને થવા લાગ્યા. તેમાંના થોડાક જ આપણે અહીં તેના જ શબ્દોમાં જોઈશું, એના પરથી આપણને આ સાધુનો કંઈક ખ્યાલ આવશે.

"બ્રહ્મપુત્રાનો કિનારો છોડયા પછી વળી સપાટ મેદાન શરૂ થયું. હું વાયવ્ય દિશામાં આગળ ને આગળ ચાલવા લાગ્યો. વચ્ચે મારા સમાનનાં ઘેટાંને ઘડીક ચરવા મૂકયાં ને હું આસપાસના અદ્ભુત સૌંદર્યનું પાન કરવા લાગ્યો.

ઘેટાં ચરી રહ્યાં પછી સામાન અમે ત્રણે જણાએ વહેંચી લીધો—બે ઘેટાં અને ત્રીજો હું.

આગળ જતા રસ્તામાં એક મોટો પહાડ આવ્યો. આ પહાડ ઓળંગીને જવાની મારી હિંમત નહોતી અને એ પહાડની

ગમે તે એક બાજુ ઉપરથી જવાનો મેં વિચાર કર્યો. મારે મન તો બન્ને બાજુ સરખી જ હતી, કારણ કે આગળ શું છે તેની મને કંઈ ખબર નહોતી. મનમાં આવ્યો તે એક માર્ગ મેં લીધો. પણ જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ પ્રદેશ વેરાન આવવા લાગ્યો. કયાંય તળાવ કે ઝરણું કાંઈયે ન મળે. આખા દિવસમાં ૨૦ માઈલ ચાલ્યો, પણ રાત પડી ત્યાં સુધીમાં પાણીનું એક ટીપું પણ ન મળ્યું.

રાત પડી ગઈ. આખા દિવસનો થાકયો પાકયો હું તરસ્યો સૂઈ ગયો ને ઊંઘી ગયો.

બીજે દિવસે સૂર્યોદય પહેલાં ઊઠીને પાછો ચાલવા માંડયો. થોડેક દૂર ગયા પછી દૂર કંઈક પાણી જેવું ચમકતું મને દેખાયું. હું આશામાં ને આશામાં ત્યાં ધસડાયો. જઈને જોઉં તો નદીનો સાવ કોરો એક પટ હતો, અને તેમાં પડેલા ધોળા કાંકરા સૂર્યના તેજમાં ચમકતા હતા. મારી નિરાશાનો પાર નહોતો. હું તોપણ ધસડાતો ધસડાતો આગળ વધ્યો. ચારેય બાજુ મારી થાકેલ નજર નાખી જોઈ, પણ કયાંય પાણીનું નામ નિશાન ન મળે. પાંચ કે છ ફીટ ઊગેલા નાના છોડની પણ મને ઈર્ષા આવવા લાગી. થોડેક દૂર ગયા પછી વળી પાછું પાણી ચમકતું દેખાયું. હું ત્યાં પહોંચ્યો, તો પાછા એના એ જ ચમકતા કાંકરા.

હવેની મારી દશાનું વર્ણન કરવા માટે મારી પાસે શબ્દો નથી. ખાત્રી થઈ કે આજ સાંજ સુધીમાં જો હોઠ ભીના થાય એટલું પાણી પણ નહિ મળે તો આ પ્રાણ ટકવાના નથી. આખરે તે દિવસે બપોરે એક ખાબોચિયા જેવું કંઈક દેખાયું.

ત્યા પહોચ્યો ખરેખર ત્યા પાણી હતુ મે મારો પ્યાલો કાઢ્યો ને પાણી ભર્યું. પણ આ શુ ! આ તે પાણી કે જીવડા ! પાણી રાબડી જેવુ જાડુ, રાતુ અને જીવડાથી ખદ-બદતુ હતુ કોણ જાણે કેટલાય વખતનુ આ ખાબોચિયુ અહીં ગધાતુ હશે ! એક તરફથી તરસે જીવ જતો હતો, બીજી તરફથી આ પાણી જોઈને જીવ જાય તેવુ હતુ. આખરે એક લૂગડુ આડુ રાખીને મે પાણી ગાળ્યુ અને તે પાણી પીધુ. સ્વર્ગમા દેવોને અમૃત પણ આટલુ મીઠુ નહિ લાગ્યુ હોય !"

"રાત પડી ગઈ હતી, પણ રાતવાસો કયા કરવો ? ઊચી પહાડી દરિયાની સપાટીથી ૨૨૦૦૦ ફીટ ઊચી પહાડી-ઉપર વરસતા બરફની વચ્ચે મારા ઘોડાને ખેચતો ખેચતો હુ ચાલ્યો જતો હતો પણ હવે ઘોડાએ ચાલવાની ના પાડી. બિચારા આખા દિવસના થાકેલા, બરફ ચારેય બાજુ, પણ હુ શુ કરુ ? આ બરફથી બચવા કઈક આધાર તો જોઈએ ને ! પણ આટલી ઊંચાઈએ કોણ મળે ? શુ મળે ? ઘોડાના પગમા ચીરા પડ્યા હતા હુ પણ થાકયો હતો બરફ લગભગ એક ફીટ જેટલો વરસી ચૂકયો હતો, અને હજી વરસ્યે જતો હતો

હુ લાચાર થઈ ગયો ઘોડાએ હવે એક ડગલુ ચાલવાની ના પાડી. તેમનો શ્વાસ માતો નહોતો મને થયુ કે આ મૂગા પ્રાણીને શુ કામ મારી નાખવા ? હુ અત્યારે ગમે તેટલુ ચાલુ, પણ કયાયથી આશરો મળે એમ દેખાતુ નથી મે ત્યા જ મારી પથારી કરી મારા આખા શરીરને ઓવરકોટ અને કામળાથી વીંટી દીધુ ને હુકિયા વાળીને બેઠો

બેય ઘેટા મારી સોડમાં લપાઈને ઘૂસી ગયાં બિચારા ! વચ્ચે વચ્ચે વેદનાના ઉદ્ગાર તેમના બંધ મોમાંથી નીકળતા હતા. મે આ વખતે પણ માથે ઓઢી રાખીને પણ શરીર થોડુંક હલાવ્યું તેને ધસ્યું તેનાથી થોડી ગરમી આવી, પણ જેમ રાત વધતી ચાલી તેમ ઠંડીનું જોર અસહ્ય થતું ગયું. મારા શરીરની બધી ગરમી ચાલી ગઈ, હું જાણે ધીરે ધીરે લાકડા જેવો થવા લાગ્યો–લગભગ બેભાન થઈ ગયો. મૃત્યુ મને લગભગ ઘેરી વળ્યું.

હું જાગ્યો. મારી પાસે કંઈક સળવળ્યું. જોઉં તો ઘેટાં પોતાના શરીર પરનો બરફ ખંખેરતા હતા. મે ઘડિયાળમાં જોયું તો સવારના દસ થયા હતા.

આજની ઠંડીએ મારા હાડ ભાંગી નાખ્યાં હતાં. તોપણ આગળ વધ્યા સિવાય છૂટકો નહોતો. સાંજ પડી ત્યાં મારી નજરે થોડાક યાક (ચમરી) પડયા. મારા આનંદનો પાર ન રહ્યો. તેમની સાથે થોડાક માણસો હતા. તેમણે દયા કરીને મને કહ્યું કે થોડે દૂર તંબૂઓ છે ત્યાં પહોંચો.

હું ત્યાં ગયો. કૂતરાઓએ મારું નિયમ પ્રમાણે સ્વાગત કર્યું. હું પહેલા તંબૂ પાસે ગયો અને રાતવાસો રહેવા દેવાની આજીજી કરી. પણ ત્યાંથી ચોખ્ખી ના મળી. બીજા તંબૂએ ગયો. ત્યાંથી પણ એ જ પ્રમાણે ના આવી. મે મારા વીતકોની વાત કરી, એટલે તો તે તંબૂનો ધણી કહે : તું તો લૂંટારુ લાગે છે. મારે ત્યાં ચોરી કરવી છે ?' ત્રીજા તંબૂએથી પણ એ જ જવાબ. હું થાક્યો. નિરાશ થયો. આજની રાત પણ આમ

ખુલ્લા બરફમાં જશે! પણ ત્યાં તો ચોથો એક તંબૂ હતો ત્યાં મને આવકાર મળ્યો. આઠ આઠ દિવસનાં ઠંડી ને રેતીનાં તોફાનો સહન કર્યાં પછી એક બંધ જગ્યામાં અગ્નિ પાસે બેસવાનું મળે, એનાથી બીજું સ્વર્ગ કયું હોઈ શકે!

*   *   *

આખરે તે માનસ સરોવર પહોંચ્યો અને ત્યાંથી કૈલાસ પહોંચ્યો. અહીંના સૌંદર્યનું ધરાઈ ધરાઈને પાન કર્યાં પછી તે ત્યાંથી આગળ વધ્યો. પણ ત્યાં વળી તદ્દન નવી જાતની જ મુશ્કેલી ઊભી થઈ.

"અહીંથી (એટલે કે કૈલાસથી) જે તિબેટી જાત્રાળુઓનો એક સંઘ મને મળી ગયો હતો તે સંઘની સાથે ફરતાં ફરતાં મને એક મુશ્કેલી ઊભી થઈ. મારી રીતભાત, મારાં વ્રતો, મારું જ્ઞાન-વિગેરે જોઈને એ બધા જાત્રાળુઓ મારા તરફ ખૂબ જ આદરભાવ રાખતા. પણ તેમાં એક તિબેટિયન યુવતી મારા તરફ વધારે પડતી આકર્ષાઈ. તે ભોળી બિચારી એમ મનમાં આશા રાખતી હતી કે આવા ખ્યાતિ પામેલા માણસને પતિ તરીકે હું મારા ઘેર લઈ જાઉં તો મારી કેવી કીર્તિ વધે? મેં આડકતરી રીતે તેને મારા તરફથી વિમુખ કરવા ઘણા પ્રયત્નો કર્યાં, પણ તેમાં હું સફળ ન થયો. તે તો વધારે ને વધારે મારા તરફ ખેંચાવા લાગી. તેણે મારા પ્રત્યે પોતાનો પ્રેમ અનેક રીતે દર્શાવવા માંડ્યો. તેણે પોતાના, પોતાના ઘરનાં

વળી લામાઓને પરણવાની પણ છૂટ છે. તેણે જોયું કે આ બધાની કંઈ અસર મારા ઉપર થતી નથી. ત્યારે તેણે જરૂર માન્યું કે હું મૂર્ખ છું.

એક દિવસ તંબૂમાં કોઈ નહોતું. તેના પિતા અને બીજાં સગાંવહાલાં બહાર ગયાં હતાં. હું એકલો જ તંબૂમાં હતો. તે આ લાગ જોઇને મારી પાસે આવી. હું મારા જોડા સાંધતો હતો. તે અંદર આવી અને તેનામાં જેટલી કળા હતી તે બધી કળા મારા પર અજમાવી. હું કાંઈ લાકડું કે પથ્થર નહોતો. આની અસર મારા ઉપર ન જ થઈ એમ ન કહેવાય, પણ બોધિ-વૃક્ષ નીચે બેસીને ધ્યાનસ્થ થયેલા બુદ્ધ ભગવાનની જ્વલંત મૂર્તિ મારી સામે ખડી હતી. હું બચી ગયો. મને સૂઝ્યું. મેં તેને ઓચિંતો પ્રશ્ન કર્યો:

'તું તારી માનાં વખાણ તો કરે છે, પણ તારી મા જીવે છે કે મરી ગઈ છે એ ખબર છે!'

"હું ઘેરથી એક વરસ થયાં યાત્રાએ નીકળી છું. મારી મા માંદી ને નબળી હતી. મને ખબર નથી."

"ત્યારે માંદી માના આટલાં વખાણ કરે છે, પણ તે જીવે છે કે નહિ તેના પણ ખબર નથી રાખતી? એક તરફથી તારી મા મરી ગઈ છે ને તું આવા વિચારો ને યોજનાઓ કરે છે?"

તે ભાંગી પડી. મારી 'દૈવી' શક્તિ ઉપર તેને વિશ્વાસ બેઠો, ને તે દિવસથી તેણે મારો પીછો છોડયો......"

* * *

. "ઓચિંતા બે માણસો ડુંગરની ધાર પછવાડેથી આવ્યા:

"તારી પાસે શુ છે ?"

"બૌદ્ધધર્મ"

આનો અર્થ કઈ તેઓ સમજ્યા નહિ

"તારા ખભા ઉપર શું છે ?"

"મારુ ખાવાનુ"

"તારા છાતી પરના ખિસ્સામા શુ છે ?"

"મારા પૈસા"

આ શબ્દો બોલ્યો કે તરત જ તેમણે મારી લાકડી ઝૂટવી લીધી. હુ સમજી ગયો કે આ લૂટારા છે. મે તરત જ નિર્ણય કરી લીધો.

"તમારે મારી પાસેથી કઈ જોઇએ છે ?"

"હા" એકજણે દાતિયા કરીને કહ્યુ

"તો ઊભા રહો. ઉતાવળ કરો મા, તમારે જે જોઈએ તે હુ કાઢી આપુ છુ. તમારે શુ શુ જોઈએ છે બોલો"

"પહેલા...પૈસા લાવ"

મે મારા પૈસાની થેલી તેમને આપી દીધી

"તારા ખભા ઉપર કઈક કિમતી માલ લાગે છે, તે ખોલ."

મે તે બતાવ્યુ. પેલા ઉપરનુ પોટકુ પણ બતાવ્યુ. તેમણે

બધો સામાન વીખીને મારા ધર્મગ્રંથો, થોડાંક લૂગડાં ને ઓઢવાનાં પાછાં આપ્યાં. ખાવાનું તો બધુંય તેમણે ઉઠાવ્યું.

તિબેટના લૂંટારાઓનો એક નિયમ એવો હોય છે (ત્યાંના લૂંટારાઓ પણ પદ્ધતિસરના લૂંટારા લાગે છે) કે બધું લૂંટી લીધા પછી માણસને એ ત્રણ દિવસનું ખાવાનું પાછું આપવું. પણ એક સરતે-તે માણસ જો લૂંટારુઓને ધર્મગ્રંથમાંથી થોડુંક તો તેમના પુણ્યાર્થે વાંચી સંભળાવે. મેં આ નિયમનો લાભ લેવાનો વિચાર કર્યો. મેં કહ્યું "મારી પાસે બુદ્ધ ભગવાનના ચિત્રવાળી રૂપાની એક ડાબલી છે. એ મારે દલાઈ લામાને ભેટ આપવાની છે."

"તો તે અમને આપી દે".

"ભલે, પણ જો કોઈ માણસ આ ડાબલીને બરાબર સાચવીને ન રાખી શકે, તો આ પાપની સજા તેમને બહુ ભારે થાય."

મેં તેમને ડાબલી દેખાડી. અને તેમને કહ્યું "આ ખોલી જુઓ."

તેઓ ગભરાયા. આ પવિત્ર વસ્તુને અડવા જેટલી આ લૂંટારાઓની હિંમત ન ચાલી. તેમણે કહ્યુ:

"અમારે માથે આ ડાબલી ફેરવો, જેથી અમારાં પાપ ટળી જાય." મેં તેમ કર્યું ને તેમની પાસે થોડા દિવસનું ખાવાનું માગ્યું. પણ ત્યાં દૂરથી બે ઘોડેસ્વારો જતા દેખાયા. એ આ બન્ને લૂંટારાઓએ જે સામાન ભેગો કર્યો હતો તે ઉઠાવીને નાઠા અને સસલાની ઝડપે પહાડમાં અદૃશ્ય થઈ ગયા.

મેં પેલા ઘોડેસ્વારોને બૂમ મારીને હાથ ઊંચો કરીને મારી તરફ આવવા નિશાની કરી. પણ તેઓ તો જાણે સાંભળના જ ન હોય તેમ ચાલ્યા ગયા......બીજે દિવસે ભૂખ અને તરસે મને ઘેરી લીધો. મારો સામાનનો ભાર તો પેલા 'મિત્રો'એ હલકો કરી નાખ્યો હતો, પણ પેટમાં ખાડો પડતો જતો હતો. હું મારી ભૂખ શમાવવા વખતે વખતે જમીન પરથી બરફ લઈલઈને મોઢામાં નાખતો હતો. એમાં વળી મારા ઘેટા ઉપર જે સામાન હતો તે વચ્ચે ક્યાંય પડી ગયો, ને મારું ધ્યાન બહુ મોડું ગયું. મેં પાછળ જઈને તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. તેમાં લૂંટમાથી બાકી રહેલું થોડું હતું. ઘેટાના ચામડાની શેતરંજી, જોડા, દવાઓ, ને એવું તેમાં હતું. હું આ તપાસમાં વધારે વખત કાઢું તો પાછું મોડું થાય, અને રાત પહેલાં મારે કોઈ તબૂ શોધી કાઢવો જોઈએ, નહિ તો ઉપરા ઉપરી ખુલ્લા બરફના મેદાનમાં રાતો કાઢીને હું જીવી શકું તેમ નહોતું.

એમા વળી નવી આફત આવી. સૂર્યના કિરણો બરફ ઉપર પડતાં હતાં અને તેમાથી જે ઝાળી નાખે તેવું તેજ નીકળતું હતું તેમા જોઈ જોઈને મારી આંખો લગભગ અંજાઈ ને આંધળી થઈ ગઈ. મને કંઈ દેખાતુ જ નથી એમ થઈ ગયું. આંખમાં અસહ્ય પીડા થવા લાગી રાત પડી, પણ ક્યાંય તબૂ ન મળ્યો. રાત આખી આ પીડામાં અને ભૂખ્યા ભૂખ્યા મેં કાઢી.

બીજે દિવસે આ સ્થિતિમા આગળ ચાલ્યો. એમા એક ઘોડેસ્વાર રસ્તામાં મળ્યો. મેં હાથ ઊંચા કરીને તેને નિશાની કરી બૂમ પાડવા જેટલી હવે તાકાત નહોતી. તોપણ બધું

બળ એકઠું કરીને મેં એક ચીસ નાખી. સદ્‌ભાગ્યે તેનું ધ્યાન ગયું. તે મારી પાસે આવ્યો.

"આવા રસ્તે એકલો ક્યાં જાય છે?"

મેં મારી લૂંટાયાની વાત કરી. 'મારો સામાન ગૂમ થઈ ગયો છે અને ચાર દિવસથી પેટમાં કંઈ અનાજ પડ્યું નથી.' આ બધી વાત સાંભળી તેને દયા આવી. તેણે મને થોડુંક ખાવાનું આપ્યું. એ ખાવાનું મેં એટલી ઝડપથી ગળે ઉતારી દીધું કે તે શું છે તેની પણ મને ખબર ન પડી. તેણે મને રસ્તો બતાવ્યો. હું એ રસ્તે આગળ ચાલ્યો. તબૂઓ દેખાયા, પણ પાસે પહોંચ્યો ત્યાં કૂતરાઓએ મને ઘેરી લીધો. ત્યાંથી બચવા જેટલી પણ મારામાં તાકાત નહોતી. એક કૂતરે મારી નબળાઈને જાણી લીધી, મને પગે જોરથી બટકું ભર્યું; હું પડી ગયો, લોહીની ધાર થઈ. મેં મદદની એક છેલ્લી બૂમ મારી, તંબૂમાંથી માણસો દોડી આવ્યા. હું બચી ગયો."

* * *

આ ઉપરાંત રસ્તામાં આવા આડબીડ રસ્તે ચાલતા સાધુના ઉપર શંકા લાવનારા પણ ઓછા નહોતા. અને આમાંથી પણ તેને પાર ઊતરતાં ઓછી મહેનત નહોતી પડી. ધીમે ધીમે તે તિબેટની મધ્યમાં આવતો જતો હતો. એક પછી એક શહેરો લહર્ચે અને શિગર્ચે એમ આવ્યાં. તેને લાગ્યું કે હવે હું માણસની વસતીમાં આવવા લાગ્યો છું.

આખરે આ બૌદ્ધ સાધુ ચીનના મુસાફરને વેશે લ્હાસા–તિબેટની રાજધાની–માં પહોંચ્યો. જે શહેર દુનિયામાં વધારેમાં

વધારે ભેદભરેલું શહેર ગણાય છે, જે શહેરમાં પ્રવેશ કરવો એ આ વખતમાં એક મહાન પરાક્રમ ગણાતું તે શહેરમાં આ સાધુ સહીસલામત પહોંચ્યો.

લ્હાસામાં તેણે જેને ત્યાં ઊતરવાનું નક્કી કર્યું હતું તે માણસ દાર્જિલીંગમાં તેનો મિત્ર બની ગયો હતો, અને તેણે દાર્જિલીંગમાં કાવાગુચીને પોતાને ત્યાં રાખવાનું વચન આપ્યું હતું. પણ તપાસ કરતાં ખબર પડી કે તે માણસ તો ગરીબ થઈ ગયો છે, એટલે કાવાગુચીએ નક્કી કર્યું કે લ્હાસાનો મોટામાં મોટો જે મઠ છે તેમાં જ ઊતરવું. આ મઠમાં ચારથી પાંચ હજાર જેટલા સાધુઓ રહેતા હતા, તેમાં આ સાધુને કોઈ ના પાડે તેમ નહોતું. વળી કાવાગુચી તિબેટના આ પ્રવાસ પછી આખા શરીરે વધેલી ગંદકીથી, વાળના ઝુંડથી અને મેલાં કપડાંથી તિબેટિયન જ લાગતો હતો. તેને આ સેરા-મઠની અંદર પ્રવેશ મળી ગયો.

આ મઠની સાથે એક મોટું મહાવિદ્યાલય (કૉલેજ) પણ જોડાયેલું હતું. તિબેટમાં જો ક્યાંય સંસ્કારિતા દેખાતી હોય તો તે લ્હાસામાં અને આ કૉલેજમાં. ત્યાં બૌદ્ધધર્મના મોટા અભ્યાસી વિદ્વાન અધ્યાપકો રહેતા હતા અને તે મહાવિદ્યાલયમાં ચીન, મોંગોલિયા, નેપાળ, ભુતાન અને તિબેટના દરેક ખૂણેથી વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા માટે આવતા. તેમાંનો મોટો ભાગ તો સાધુ થવાનો ધંધો શીખવા જ આવતો, પણ કોઈ કોઈ વિદ્યાભ્યાસ માટે પણ આવતા.

વિદ્યાલયના આચાર્યે તેને પ્રાવેશિક પરીક્ષા લઈને કૉલેજમાં

દાખલ કર્યો. તે ચીના સાધુ તરીકે ત્યાં ઓળખાતો હતો. એમાં એક વખત અકસ્માત, તે વૈદું પણ જાણે છે, તેમ તે વિદ્યાલયના વિદ્યાર્થીઓને ખબર પડી અને તેની આ વૈદ્યવિદ્યા ઉપર તે થોડા જ વખતમાં વિદ્યાલયમાં અપાધારણ કીર્તિ કમાઈ ગયો. ધીરે ધીરે તેની ખ્યાતિ લ્હાસામાં પણ પહોચી લ્હાસામા એક દવા વેચનારની દુકાનેથી તે દવાઓ લઈ આવતો અને જે આવે તેને મફત દવાઓ આપતો. દરેક દર્દીને તપાસવા તે તેના ઘેર પણ જતો. તિબેટમાં તો દર્દીની સારવાર તદ્દન વિચિત્ર રીતે થાય છે. તિબેટના ડૉકટરો (જે આ સાધુઓ જ હોય છે) નો એવો અભિપ્રાય કે જે માણસ દરદી હોય તેને બિલકુલ ઊંઘવા ન દેવો. તે ઊંઘી ન જાય એટલા માટે તેની આસપાસ વાદ્યો ને ઘોંઘાટ કર્યા જ કરવો. જો તે ઊંઘી જાય તો તે ઊંઘનો લાભ લઈને દુષ્ટ ભૂત પ્રેત તેનામાં પેસી જાય. આ નવા વૈદે ઊંઘવા માટેની રજા આપી, એટલું જ નહિ પણ ઊંઘવાની જ જરૂર છે તેમ જ્યારે કહ્યું ત્યારે ત્યાંના લોકો નવાઈ પામ્યા. પણ તેની દવાથી દરદીને આરામ થતો એટલે કોઈ આમાં વાંધો લઈ શકતું નહિ.

આમ તેની પાસે ખ્યાતિ અને તેની પાછળ પાછળ સુખ-સગવડ પણ વધવા માંડી. તેને સાધુઓના ખાસ વર્ગમાં જગ્યા મળી અને એક જુદી ઓરડીમાં તે રહેવા લાગ્યો.

આ રીતે સેરા મહાવિદ્યાલયમાં તે લગભગ બે વરસ સુધી રહ્યો અને એ બે વરસમાં તો તે લ્હાસાના મોટા અમલદારો, વેપારીઓ, વિગેરે સાથે મૈત્રી ધરાવતો થઈ ગયો. એટલું જ નહિ પણ તિબેટના સર્વસત્તાધીશ ઈશ્વરનો અવતાર મનાતા દલાઈ

લામાએ પણ તેને મુલાકાત માટે બોલાવ્યો અને તેને ચા પાઈ. દલાઈ લામાને ત્યાં ચા પીવાનું માન તિબેટમાં સૌથી મોટું માન ગણાય છે.

આ બધા વખત દરમિયાન તિબેટનો તેણે ખૂબ ઊંડો અભ્યાસ કર્યો. ત્યાંના ધર્મગ્રંથો જેટલા મળે તેટલા ઉથલાવી નાખ્યા અને ત્યાંનાં રીતરિવાજ, ત્યાંનું રાજકારણ, નાણાં-પ્રકરણ, ધાર્મિક તહેવારો, કેળવણી વિગેરેનો પણ તલસ્પર્શી અભ્યાસ કર્યો. આ પછી તો તિબેટમાં ઘણા જઈ આવ્યા છે. કેટલાય યુરોપિયનો ઠેઠ લ્હાસામાં ઘણો વખત રહ્યા છે. અત્યારે તો લ્હાસામાં તાર ઑફિસ પણ પહોંચી ગઈ છે. પણ ૨૦મી સદીની શરૂઆતમાં આ માણસે જે તિબેટના લોકોનો અભ્યાસ કર્યો છે તેવો અભ્યાસ ઘણા ઓછા કરી શકયા છે. એનું કારણ એ છે કે એ તિબેટના ગામડે ગામડે ભટકયો હતો. લોકોની અંદર એક તિબેટિયન થઈને રહ્યો હતો અને તિબેટના ધર્મનું ખરું રહસ્ય પારખ્યા જેટલી તેની ઊંડી બુદ્ધિ હતી. આથી તેણે કરેલાં વર્ણનોમાં અત્યારે રાજકારણ, વેપાર પરદેશી નીતિ વિગેરે વિગતોમાં ઘણો ફેર પડી ગયો હશે, પણ તિબેટિયન લોકોની સંસ્કૃતિને ખરી દૃષ્ટિથી સમજનાર આ સાધુ જેવા બીજા ઓછા હશે એમ મને લાગે છે.

ધીરે ધીરે તિબેટમાં વધારે વખત રહેવા માટેનું જોખમ તેની નજર આગળ ખડું થવા લાગ્યું. તિબેટમાં તેને એક બે અમલદારોએ શંકાની નજરથી જોવા માંડયો અને ખાનગીમાં કાવાગુચીએ એક તેના મિત્ર-અમલદાર પાસે પોતાની બધી વાત કરી દીધી. પણ આ વાત આગળ ફેલાય તો તેમાં કાવાગુચી

કરતાં તેના મિત્રો ઉપર વધારે મોટું સંકટ આવી પડે, એટલે તેણે જાત્રા કરવાને બહાને લ્હાસા છોડયું. હવે તો તેની પાસે સરકારી પરવાનો હતો એટલે લ્હાસા અને દાર્જિલીંગ વચ્ચેના પોસ્ટના માર્ગે તે દાર્જિલીંગ પહોંચી ગયો.

દાર્જિલીંગમાં જ્યારે શરચ્ચંદ્ર દાસને ત્યાં તે ઓચિંતો આવીને ઊભો રહ્યો ત્યારે દાસ બાબુ તો તેને ઓળખી ન શક્યા, પણ જ્યારે અંગ્રેજીમાં તેણે કુશળ સમાચાર પૂછ્યા ત્યારે તે આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા!

"તમે આખરે નરકમાંથી જીવતા પાછા આવી શક્યા તે માટે તમને અભિનંદન આપું છું!"

જેમ માર્કો પોલો વેનિસમાં પાછો આવ્યો ત્યારે તેની વાત લોકો માનવા તૈયાર નહોતા, તેમ આ કાવાગુચી કેવળ પોતાના જ બળ ઉપર એકલો આ તિબેટમાં ઠેઠ લ્હાસા સુધી જઈ આવ્યો, અને ત્યાં બે વરસ ગુપ્ત વેશે રહી આવ્યો એ વાત ઘણાને ખોટી લાગી. પણ આ પછી તો તિબેટમાં ઉપરા ઉપરી કેટલાયની નજર પડી. સ્વેન હેડીન તો આ વખત દરમિયાન જ તિબેટની અંદર ફરતો હતો. તેણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે લ્હાસામાં ન જ જઈ શક્યો. એલેક્ઝાંડ્રા-ડેવીડ નીલ નામની એક ફ્રેંચ બાઈ લાગલાગટ ૧૪ વરસ સુધી હિંદ, તિબેટ અને મધ્ય એશિયામાં બૌદ્ધધર્મના જ્ઞાન માટે ફરી છે અને અનેક નવી માહિતીઓ તેણે એકઠી કરી છે. આ બાઈના પ્રવાસોનાં વૃત્તાંતો વળી ઓછાં રોમાંચક નથી. એક પરદેશી અને વળી સ્ત્રી, અને વળી એકલી આ

પ્રદેશોમાં કેવળ બૌદ્ધધર્મના જ્ઞાન માટે કેમ ફરી હશે તે આપણે તો કલ્પી પણ ન શકીએ.

પણ તિબેટની રાજનીતિમાં ધીરે ધીરે ફેરફાર થવા માંડયો હતો. બ્રિટિશ સરકારના દબાણને કારણે તિબેટમાં બીજા લોકોનો પ્રવેશ સરળ બન્યો છે.

હિંદુસ્તાનમાંથી છેલ્લામાં છેલ્લા તિબેટના મુસાફર તરીકે આપણે રાહુલ સાંકૃત્યાયનને જ મૂકવા જોઈએ.

આ રાહુલજી પણ કેવળ બૌદ્ધધર્મના સંસ્કૃત ગ્રંથો, તિબેટિયન ભાષામાં થયેલાં તેનાં ભાષાન્તરો, તિબેટિયન કળાના નમૂના વિગેરે લેવા માટે બે વાર તિબેટમાં ઠેઠ લ્હાસા સુધી જઈ આવ્યા અને ૨૪ થી ૨૫ બળદ ઉપર લદાય તેટલો સામાન લઈને હિંદમાં આવ્યા છે. હજુ તો તે જુવાન છે. હજી એક નવો પ્રવાસ તિબેટમાં કરવાની તે ઉમેદ રાખે છે. તેમનું વૃતાંત પણ ખૂબ પ્રેરણાદાયક છે. પણ આપણે તો તેમના ધર્મબંધુ જેવા આ શ્રમણ કાવાગુચીના વૃત્તાંતથી જ અહીં સંતોષ માનશું.

જાપાનનો આ પુત્ર ચીનને ગળવા માટે ખુવાર કરતી અને થતી પ્રજાને કંઈ પ્રેરણા આપશે?

# સ્વેન હેડીન

ઈ. સ ૧૮૮૦ના એપ્રિલની ૨૪મીએ સવારે સ્વીડનના સ્ટોકહોમ બંદરે લોકોની ઠઠ જામી હતી. દરેકના મો પર આજે વિજયનો ઉલ્લાસ હતો. બંદરના બારામાં ધીરે ધીરે 'વેગા' સ્ટીમર વિજયી હાથીની જેમ નજીક આવતી જતી હતી તેમ તેમ લોકોનો જયનાદ વધારે ને વધારે ગાજવા લાગ્યો. આ 'વેગા' ઉત્તર ધ્રુવના સમુદ્રમાં ટેક આપો એશિયાનો ઉત્તર કિનારો વીંધીને બેરીંગની સામુદ્રધુનીમાં થઈને એશિયા, હિંદુસ્તાન અને અરબી સમુદ્રનો કિનારો ફરીને આજે સહીસલામત પાછી સ્વીડન આવતી હતી. સ્વીડનની પ્રજા માટે આજનો દિવસ એ મહાન ઉત્સવનો દિવસ હતો.

આ ઉત્સવ માણતાં લોકોનાં ટોળાંના એક ખૂણામાં ૧૫ વરસનો એક છોકરો ઊભો ઊભો બધું જોતો હતો. તેની આંખોમાં અનેક ભાવો બદલાતા દેખાતા હતા. તેણે સ્ટીમરના નાયકને સ્ટીમરમાથી ઊતરતો જોયો. લોકોએ તેને ફૂલોથી વધાવ્યો. આખા શહેરમાં રોશની રોશની પ્રકાશી રહી હતી. સ્વીડનના રાજમહેલમાં 'આજે ઊંચે ઊંચે રોશનીથી' ચમકતો તારો ચડેલો

. છોકરાના મનમાંથી એક વિચાર પસાર થઈ ગયો. "આવી
હું પણ એકવાર આ શહેરમાં પ્રવેશ કરું તો !"

થયું. તેણે પોતાના મનમાં ગાંઠ વાળી. પોતાનો જીવનમાર્ગ
નક્કી કરી નાખ્યો. આ છોકરો તે જ જિંદગીભરનો
ન મુસાફર સ્વેન હેડીન. નાનપણથી જ આ છોકરો જુલેવર્ન,
મુર કુપરની વાર્તાઓ પાછળ ગાંડો હતો. એ ઉપરાંત
વેંગ્સ્ટન, સ્ટેનલી, ફ્રાંક્લીન વિગેરે મહાન મુસાફરોએ તેની
માને ભરી મૂકી હતી. તેણે નક્કી કર્યું કે વહેલામાં વહેલી તક
R ધ્રુવની મુસાફરી કરવા નીકળી પડવું. પણ માબાપ તેને એમ
કઈ નીકળવા દે? પરંતુ એ તો રોજ પોતાના ઓરડામાં
ો બેઠો પોતાની મુસાફરીના નકશા દોરે, બરફમાં આળોટે,
ડી હવામાં સૂવાની ટેવ પાડે. કારણ કે "જરાક મોટો થાઉં,
ટલે મારી પાસે કોઈ શેઠિયો આવશે અને મારી પાસે સોના
હોરની એક થેલી નાખીને કહેશે કે જા, અને ઉત્તર ધ્રુવ શોધી
વ." વળી કેવું વહાણ લેવું, કેટલા કૂતરા, કેટલા માણસો-
I બધું તેણે નક્કી જ કર્યું હતું.

પણ તેના ગ્રહ સીધા હતા. કાસ્પિયન સમુદ્ર ઉપર આવેલ
ાકુ શહેરમાં તેને એક જગ્યાએ શિક્ષક તરીકે જવાનો
સંગ મળ્યો. અરધા વરસને માટે ત્યાં જવાનું હતું, પણ તે
આ પ્રદેશો જોવાનો મોકો કેમ જવા દે? તેણે તરત જ તે કામ
ીકારી લીધું.

અને અહીંથી જ તેનું મુસાફર તરીકેનું જીવન શરૂ થાય છે.
૮૮૫ની સાલથી શરૂ થયેલો આ જીવનક્રમ ૧૯૨૮ એટલે કે

લગભગ ૪૦ વરસ સુધી ચાલ્યો. સતત મુસાફરીઓ કરનાર અને અનેક ભૌગોલિક શોધખોળો કરનાર તરીકે સ્વેન હેડીન પ્રવાસી-વીરોની હરોળમાં મોખરે ઊભો રહી શકે તેમ છે.

૨૦ વરસનો સ્વેન હેડીન માબાપની ભીની આંખોથી ભરેલી વિદાય લઈને સ્ટોકહોમથી ફિનલેંડના અખાતમાં થઈને સીધો રશિયાના બંદર સેંટપિટર્સબર્ગ (અત્યારનું લેનીનગ્રેડ) ઊતર્યો. અને ત્યાંથી મોસ્કો થઈને કોકેસસની પર્વતમાળા વીંધીને રશિયાને દક્ષિણ છેડે કાસ્પિયન સમુદ્રને કાંઠે આવેલ બાકુ શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં તે ભણાવવા કરતાં ભણવાનું જ કામ વધારે કરતો હતો અને વખત મળ્યે નાની નાની મુસાફરીઓ પણ કરી આવતો હતો.

અહીં લગભગ એકાદ વરસ તે રહ્યો. તેમાં તેની નજીકના દેશો ઈજિપ્ત, ટર્કી, અરબસ્તાન, સીરિયા—આ બધાના લોકોના પરિચયમાં તે આવવા લાગ્યો અને તે ભાષા પણ તેણે શીખવા માંડી. ધીરે ધીરે તેનો રસ તે પ્રજામાં, તે ભાષામાં, તે દેશમાં વધવા લાગ્યો અને ઉત્તર ધ્રુવની મુસાફરીનાં તેનાં સ્વપ્નાંઓમાં પૂર્વના દેશોએ સ્થાન જમાવવા માંડ્યું.

તેની નોકરીની મુદત પૂરી થઈ. તેની પાસે ૩૦૦ રૂબલ હતા તે લઈને તે ઘોડા ઉપર એમીને ઈરાનની મુસાફરી કરવા નીકળી પડયો. કાસ્પિયન સમુદ્ર ઉપર થઈને ઈરાનમાં ઊતરી પડયો. કેડે પૈસાની વાંસળી બાંધી, અંદરના ખિસ્સામાં એક રિવોલ્વર, થોડોક ખાવાપીવાનો સામાન અને સાથે એક પોતાનો જૂનો ભાષાશિક્ષક લઈને તેણે પ્રવાસ શરૂ કર્યો અને ઈરાનના પર્વતો

અને ખીણો, રમણીય બગીચા જેવા પ્રદેશો ને તેહરાન અને શિરાઝ જેવાં રંગીલાં શહેરો તે જોઈ વળ્યો.

ઈરાનમાંથી પાછો તે ઈરાકમાં ઊતર્યો. ત્યાં બસરા થઈને બગદાદ પહોંચ્યો. બગદાદથી પાછો તે ઈરાનમાં કરમાનશાહ નામના શહેરમાં પહોંચ્યો. અહીં તેની પાસે પૈસા ખૂટ્યા. શહેરમાં આગા મોહમ્મદ હસન નામનો એક મોટો વેપારી હતો તેની પાસે તે ગયો. એક યુરોપિયન હોવા છતાં તેણે જાણે સ્વજન હોય તેવું તેનું સ્વાગત કર્યું અને તેને પોતાને ત્યાં ઘણો વખત રાખ્યો. સ્વેન હેડીન હવે અહીંથી નીકળે કઈ રીતે? આગા મોહમ્મદને ક્યાં ખબર હતી કે આ ભાઈના ખિસ્સામાં પાઈ પણ નથી! અને સ્વેન હેડીન માગી પણ કેમ શકે! જીભ ઊપડવી જોઈએ ને! આખરે શરમ તોડીને તેણે ચાલતી વખતે થોડા પૈસા માગ્યા અને ત્યાંથી તે આખો તર્કી વીંધીને કોન્સ્ટંટીનોપલ પહોંચ્યો. ત્યાંથી આગળ યુરોપ વીંધીને પાછો પોતાના વતનમાં પહોંચ્યો.

આ રીતે એશિયાનો પહેલો સ્વાદ તેણે ચાખ્યો અને તે તેની દાઢમાં જ રહી ગયો. ત્યાં રહીને તેણે ભૂસ્તરશાસ્ત્ર, ભૂગોળ વગેરેનો અભ્યાસ શરૂ કરી દીધો. ઉપરાંત એશિયાની ભૂગોળમાં પ્રવીણ એવા એક અધ્યાપકની મદદથી તેણે ઘણું જ્ઞાન મેળવી લીધું. ઉપરાંત પોતાની ઈરાનની મુસાફરીનું વર્ણન એક પુસ્તકાકારે તેણે બહાર પાડ્યું. સ્વેન હેડીનમાં એક બીજી શક્તિ હતી અને તે ચિત્રકળાની. તેણે પોતાના પ્રવાસમાં અસંખ્ય રેખાચિત્રો દોરી કાઢેલાં છે. બધાં મળીને તેણે પોતાના જ પ્રવાસોનાં ૩૦ થી ૪૦ પુસ્તકો લખ્યાં છે. તેમાં એક એક પુસ્તકમાં લગભગ પાને પાને

પોતાનાં સાદાં ચિત્રો જ ભર્યાં છે. ઉપરાંત ફોટા અને નકશાઓ તો જુદા જ.

વળી પાછી બીજા પ્રવાસ માટે તેને કુદરતે જ અનુકૂળતા કરી આપી. ઈરાનના શાહ પાસે એક મોટું એલચીમંડળ જવાનું હતું તેમાં તેને દુભાષિયા તરીકેનું સ્થાન મળ્યું, અને ત્યાંથી ઊપડીને તે ઈરાનમાં ગયો, એટલું જ નહિ પણ ઈરાનના શાહની તેણે સારી પ્રીતિ મેળવી લીધી. તેની લાગવગનો તેણે આગળ ઉપર ઘણો સારો ઉપયોગ પણ કર્યો.

તેહરાનથી તેણે એશિયામાં આગળ મુસાફરી કરવા માટેની યોજના કરી. તેને ઈરાનના શાહે પણ સંમતિ આપી અને તે ખોરાસાનના પ્રદેશમાં તુર્કસ્તાનમાં પેઠો. હવે તે ખરી એશિયાઈ સંસ્કૃતિની મધ્યમાં આવતો જતો હતો. અને એમાંય જ્યારે તે બોખારા અને સમરકંદ પહોંચ્યો ત્યારે તે શહેરો જોઈને તો જાણે તે કોઈ ભૂતકાળની સૃષ્ટિમાં ફરતો હોય, તેમ તેને લાગ્યું. તૈમુરની કબર જોઈને જંઘીઝખાનનો હરીફ લંગડો તેની આંખ આગળ ખડો થયો. તેની કબર નીચેના આ શબ્દો તેણે વાંચ્યા, "જો હું જીવતો હોત તો હજી આખી દુનિયા ધ્રુજાવત !" ખરેખર આ શબ્દો વાંચીને આપણને એમ થાય કે તિમુર પાછો તો એ કબરમાંથી બેઠો નહિ થાય !

આટલું ફર્યા પછી પાછો તે પોતાને વતન ગયો. અત્યાર સુધીમાં તે એશિયામાં કોકેશિયા, મેસોપોટેમિયા, ઈરાન, તુર્કસ્તાન, બોખારા-બધું ફરી વળ્યો હતો. તેને હવે વિશ્વાસ આવી ગયો હતો કે એશિયાને હું એક છેડેથી બીજે છેડે ખૂંદી વળીશ."

તેની પાસે અનુભવનું બળ હતું, કલ્પનાની ગરમી હતી. તેને મનમાં તાલાવેલી જ લાગી હતી કે 'જ્યાં કોઈ મુસાફર નથી પહોંચ્યો તે બધા પ્રદેશોમાં હું ઘૂમી વળું. એશિયાની ભૂગોળના કાળા ડાઘાઓ હું મારા પગે જ ભૂંસી નાખું.'

અને આ પછી સતત ૩ વરસ, ૬ મહિના અને ૨૫ દિવસ સુધી તે એશિયા અને તિબેટમાં ભટક્યો. લગભગ ૬થી ૭ હજાર માઈલ તેણે પોતાના પગ તળે કાઢી નાંખ્યા, તેનો નકશો તેણે દોર્યો. આમાંથી લગભગ ૨૦૦૦થી ૨૫૦૦ માઈલ તો તેણે જ પહેલીવાર શોધ્યા છે. લગભગ ૧૦૦૦૦ ડોલરના ખર્ચે તેણે આ મુસાફરી કરી અને એથી વધારે તો એ છે કે જિંદગીના જોખમે તેણે આ બધા ભાગોમાં પ્રવાસ કર્યો.

પૂર્વના દેશોથી પૂરેપૂરો જાણકાર થઈને તે ૧૮૯૩માં ફરી આ લાંબી મુસાફરી માટે નીકળી પડ્યો. વળી પાછો રશિયા અને તુર્કસ્તાન વીંધીને તે એશિયાની મધ્યમાં આવેલ દુનિયાનું છાપરું ગણાતા પામીરના ઉચ્ચ પ્રદેશ પર આવી પહોંચ્યો. આ ઉચ્ચ પ્રદેશ પણ કુદરતનો એક ચમત્કાર છે. અહીંથી, જેમ પર્વત-માંથી નદીઓ નીકળે તેમ, પર્વતોની હારમાળાઓ નીકળે છે. એક બાજુથી ઉત્તરમાં તીયાનશાનની પર્વતાવલિ, બીજી બાજુથી કારાકોરમ અને હિમાલય, ત્રીજી બાજુથી વળી હિંદુકુશ.

આ આખો માર્ગ પણ ખૂબ જ જોખમી છે. એકવાર તો સ્વેન હેડીનના સામાનનો એક ઘોડો ડુંગરની ધારની એક સાંકડી પગથી પર ચાલતા લપસ્યો અને ઊંડી ખીણમાં ક્યાંનો ક્યાં ઊતરી પડ્યો તે ખબર જ ન પડી.

આ પછી તો ચાઈનીઝ તુર્કસ્તાનના પ્રદેશમાં તે ઘણું ભટક્યો. મુસ્તાઘ-આટાના ૨૫૦૦૦ ફીટની ઊંચાઈએ આવેલા પર્વત ઉપર ચડીને ત્યાંના લોકોને તેણે અજિત કરી મૂક્યા. ત્યાંથી તેણે કાસ્ગર થઈને તાકલા-માકાનના મોટા રણને વીંધીને ખોતન નદી સુધી પહોંચવા માટે હામ ભીડી. આ રસ્તો લગભગ ૨૦૦ માઈલનો હતો. આ રણ એટલે કેવળ રેતીનું જ રણ; તેમાં નહિ ક્યાંય વનસ્પતિ કે પાણી. ૧૦૦ ફીટ ઊંચી રેતીની ટેકરીઓ ઉપર થઈને આ સ્વેન હેડીનની ટુકડી આગળ વધવા લાગી, રસ્તામાં શું વીતક વીત્યાં તેનું વર્ણન સ્વેન હેડીન જ કરે તે યોગ્ય છે. "૨૩મી એપ્રિલ (૧૮૯૫) પછી અમે ખરેખર રણમાં આવ્યા. બીજે દિવસે રેતીનું તોફાન શરૂ થયું. રેતીના ઢગલા ઉપરથી જાણે વાદળોના ગોટા હોય તેમ રેતી ઊડવા લાગી. મોઢું, નાક, આંખ, કાન-બધું રેતીથી ભરાઈ ગયું. ઊંટો થાકયાં હતાં. ઘણીવાર તે પડી જતાં અને સામાન પાછો અમારે ઉપર ચડાવવો પડતો. આખા દિવસમાં માંડ ૮ માઈલ અમે કાપી શકયા.

"ત્રીજે દિવસે તપાસ કરતાં મને ખબર પડી કે સાથે લીધેલી પાણીની ટાંકીઓમાંથી બે ખાલી થઈ ગઈ હતી અને બીજી બેમાં બે દિવસ ચાલે તેટલું જ પાણી હતું. તરત જે પાણી ઉપર કડક ચોકી પહેરો મૂકી દીધો અને ખોના કરતાં પણ તેનું જતન વધારે થવા લાગ્યું. હું પોતે પણ મારા માણસોની સાથે પગે ચાલતો હતો, એટલે તેમનામાં પણ કંઈક ઉત્સાહ રહે. એક ઊંટ વચ્ચે ટુકયું. મેં થોડુંક ઘાસ અને પાણી તેને અપાવ્યું. વળી ધીમે ધીમે અમારી પાછળ તે ચાલ્યું.

"૨૬મી તારીખે પાણીની ટાંકીનું તળિયું દેખાયું. એમાં વળી તોફાન શરૂ થયું. રેતીના બમો ફીટ ઊંચા ઢગલા ઉપરથી અમારે રસ્તો કાપવાનો હતો. સાંજના પશ્ચિમમાં થોડાંક વરસાદનાં વાદળાં દેખાયાં. કંઈક આશા આવી. પાણીનાં બધાં વાસણ તૈયાર રાખ્યાં અને એક મોટો તંબૂ પણ રેતી પર પાથરી રાખ્યો. ક્યારે પાણી પડે અને આ બધું ભીંજવી નાખે. પણ વાદળાંએ બહુ ક્રૂર મશ્કરી કરી. કોણ જાણે કઈ બાજુ નાસી ગયાં! પાણીનું એક ટીપું પણ તેમણે ન આપ્યું.

"બે ઊંટ સાવ નકામાં થઈ ગયાં. અમે તેમને રણમાં જ છોડી દીધાં. એ ઊંટ ઉપરનો ભાર બીજા ઊંટ ઉપર તો લદાય તેમ નહોતું એટલે એક ચૂલો, સાદડી, પથારી અને પાણીની બે ખાલી ટાંકીઓ અમે રસ્તામાં જ ફેંકી દીધાં.

"૨૮મીએ વળી સૌથી ભયંકર સ્વરૂપમાં રેતીનું તોફાન જાગ્યું. દિવસની જગ્યાએ રાત જેવું અંધારું આ રેતીના વાદળાંઓમાં થઈ ગયું. આખો કાફલો લગભગ રેતીમાં દટાઈ ગયો. બધાં ઊંટને અમે બરાબર દોરડે બાંધ્યાં હતાં. અમે પણ એક બીજાથી જરાય જુદા નહોતા પડતા. અમે રેતીમાં લગભગ ગૂંગળાઈ મરતા હતા.

વળી એક ઊંટ પડ્યું. સાંજ પડી એટલે વળી એક ઊંટનો ભાર રણમાં ફેંકી દેવો પડ્યો. પાણી હવે લગભગ ખૂટવા આવ્યું હતું. બે નાનાં અડાધિયાંમાં થોડું પાણી પડ્યું હતું, પણ તેમાં વળી સવારના ખબર મળ્યા કે એક અડધિયું ખલાસ થઈ ગયું છે. નક્કી રાતે કોઈ છાનુંમાનું પી ગયું.

"૩૦મીએ સવારે અમારી પાસે માંડ ૦॥ શેર પાણી બચ્યું હશે બીજા જ્યારે ઊંટ પર સામાન લાદવાનું કામ કરતા હતા ત્યાં એક ઈસ્લામે (એક નોકરે) ડબનું મોઢે માંડયું બીજાની નજર પડી. તે તેના પર તૂટી પડયો અને હું વચ્ચે ન પડયો હોત તો કદાચ ખૂન થઈ જાત પણ ખૂન થતું બચાવતાં અરધોઅરધ પાણી ઢળી ગયું બપોરે બાકી રહેલા પાણીમાં મેં રૂમાલ ભીંજવીને બધાના હોઠ ભીના કર્યા સાંજે વધેલું પાણી બધાની વચ્ચે વહેંચી દેવાનું હતું, પણ જ્યાં ડબનું જોયું ત્યાં અંદર ટીપું ય પાણી ન મળે. જરૂર પેલા બે જણ ગટગટાવી ગયા હશે

"રાતે ઠંડી હતી પણ બીજે દિવસે સવારથી રેતી તપવા લાગી. માણસોએ થોડું થોડું તેલ પીધું હું તો ગઈ કાલનો સખત તરસ્યો હતો તે પહેલાં પણ ધરાઈને પાણી તો કેટલાય દિવસથી પીધું નહોતું. તરસ જેવી ભયંકર વસ્તુ કોઈ નથી માણસ તેના વિના શરીર અને મનથી તડફડે છે મારી પાસે ચૂલો સળગાવવાનો ચાઈનીઝ સ્પીરીટ હતો તેમાંથી અડધો શીશો હું પી ગયો અને તેની વેદના અસહ્ય થવાથી મેં બાકીનો શીશો રેતીમાં ફેંકી દીધો

"આ દારૂએ મારું બળ હરી લીધું હું માંડ માંડ ચાલી શકતો સૌની પાછળ હું રહી જતો ધીરે ધીરે ઊંટના ગળાની ઘંટડીનો અવાજ ધીમો ને ધીમો થવા લાગ્યો અને આખરે રેતીના રણની શૂન્યતામાં લય પામી ગયો ભયંકર રેતીનું રણ મારી આસપાસ વીંટળાઈ વળ્યું ચારે બાજુ રેતી રેતી ને રેતી

"પગલાં જોતો જોતો હું ઢસડાતો ઢસડાતો આગળ ચાલ્યો. એક રેતીના ઢગ પર ચઢીને જોયું તો મહમદ શાહ ઘૂંટણીએ પડીને અલ્લાહને આજીજી કરતો હતો. કાસીમ મોં ઢાંકીને બાળકની જેમ રોતો હતો. ઈસ્લામ હજી ઉત્સાહી હતો તેણે પાણી માટે ક્યાં ખોદવું તેની તપાસ કરવા માંડી. હવે મારે ઊંટ પર એસ સિવાય છૂટકો નહોતો, પણ ઊંટ કેમ ઊભું થાય ? ઊંટ પરનો બધોય કિંમતી અસબાબ રેતીમાં ફેંકી દીધો તોય ઊંટે ઊભા થવાની ચોખ્ખી ના પાડી. અમારે અહીં જ રોકાવું પડ્યું ને ત્યાં તંબૂ નાખ્યો.

"અમે તરસના માર્યા આખરે એક કૂકડાને મારીને તેનું લોહી પીધું. ઈસ્લામે એક ઘેટાને મક્કા તરફ મોઢું રાખીને હલાલ કર્યું. પણ તેનું લોહી એટલું જાડું હતું અને વાસ મારતું હતુ કે તે પીતાં કોઈનો જીવ ન ચાલ્યો.

"અમે અમારો સામાન પણ અહીં જ છૂટો પાડી નાખ્યો. જેટલા સામાન વગર બિલકુલ ન ચાલે તેટલો લઈને બાકીનો અહીં મૂકી દીધો. મહમદ શાહ લગભગ ગાંડા જેવો થઈ ગયો હતો. અને તે રેતીના બૂકડે બૂકડા મોઢામાં ભરવા માંડ્યો. બીજો એક નોકર પણ મરવાની અણી પર હતો. તેને આ તંબૂમાં મૂકીને અમે આગળ ચાલ્યા.

"આખો દિવસ ચાલ્યા. રાત પડી ચાલ્યા સિવાય છૂટકો નહોતો. બત્તી સળગાવી ને હું આગળ ચાલવા માંડ્યો. ઈસ્લામ મારી પાસે આવ્યો અને મૂર્છા પામતા અવાજથી બોલ્યો, "હવે હું આગળ નહિ ચાલી શકું." મેં તેને સલામ કરી. તેને

હિંમત આપીને હું આગળ ચાલ્યો. કાસીમ હજી મારી સાથે ચાલતો હતો. તેની પાસે એક ડોલ અને એક પાવડો હતાં. મારી પાસે મારી ઘડિયાળ, હોકાયંત્ર, એક ચપ્પુ, કાગળ અને પેન્સીલ, ચૉકોલેટની બે ડાબલી અને દસ સિગારેટનાં બાકસ હતાં. ગળું સુકાઈને એટલું આળું થઈ ગયું હતું કે જે ખોરાક અંદર નાખીએ તેનાથી તે છોલાતું હતું.

"રેતીના આ ભયંકર સમુદ્રમાં અમે ડૂબેલા હતા. કિનારા માટે ફાંફાં મારતા હતા.

"અમે મરણિયા થઈને આગળ વધ્યે જતા હતા. આખરે આંખો એટલી ઘેરાવા માંડી કે અમે ઊંઘી ગયા. સવારના ચાર વાગ્યે ઊઠીને ચાલવા માંડયા. નવ વાગ્યા સુધી ચાલ્યા. પાછા ઘડીક આરામ લીધો. પાછા બાર વાગ્યા સુધી ચાલ્યા. હવે તો તડકો, થાક અને તરસથી અમે મરણતોલ થઈ ગયા હતા. કાસીમે વળી છાયો પડતો હતો એ ભાગના રેતીના ઢગલામાં ખાડા ગાળ્યા. અમે તેમાં ગળા સુધી ઘૂસી ગયા. માથા પર અમારા પહેરવાના કપડા ને પાવડાને આધારે તંબૂ કર્યો. છ વાગે પાછા બહાર આવ્યા અને સતત સાત કલાક ચાલ્યા.

"એક વાગ્યે રેતીના ઢગ ઉપર અમે ઊંઘી ગયા !

"ત્રણેક કલાક ઊંઘ્યા પછી અમે આગળ ચાલ્યા. હોકાયંત્ર જોતો જોતો હું બરાબર પૂર્વ દિશા તરફ ચાલ્યે જતો હતો ત્યાં કાસીમે મને દૂર કાળું કાળું કંઈક દેખાડ્યું. પાસે ગયા તો તામારીસ્કના થોડાક લીલા છોડ રેતીમાં ઊગેલા હતા. અમારામાં કંઈક આશા આવી-તેનાં પાંદડાં ચોળીને મોઢામાં નાખ્યાં.

તેના છાંયડા નીચે ઘડીક બેઠા, પાછા આગળ ચાલ્યા. અને હવે તો અમે લગભગ મૂર્છા પામી જઈએ એ અવસ્થામાં એક જગ્યાએ આવીને પડ્યા. નવ કલાક અમે આ રીતે એક શબ્દ બોલ્યા સિવાય પડી રહ્યા. પાછા આગળ ચાલ્યા. થોડે છેટે વળી પોપ્લરનાં ત્રણ સુંદર ઝાડ દેખાયાં. પણ તેનાં પાંદડાંનો સ્વાદ બહુ જ કડક હતો. અહીં કૂવો ખોદવા પ્રયત્ન કર્યો, પણ હાથમાં પાવડો રહે તો ને? અમે અહીં સૂકાં પાંદડાં તથા ડાળખાંનો ઢગલો કરીને મોટી તાપણી કરી. કદાચ પાછળ આવનારા અમારા માણસોને ખબર પડે અથવા તો બીજા કોઈ જતા આવતા મુસાફરોનું પણ ધ્યાન ખેંચાય.

"૪ થી મેએ પાછા અમે આગળ ચાલ્યા. પાંચ કલાક ચાલ્યા પછી વળી હું પડ્યો. ઠંડી રેતીમાં કપડાં કાઢીને લગભગ દસ કલાક હું પડી રહ્યો. કાસીમે હવે મને કાનમાં કહી દીધું કે મારાથી એક ડગલુંય ચલાશે નહિ, માટે અત્યારે બીજું કંઈ કરવાનું હતું જ નહિ. તેને સલામ કરવાનું પણ યાદ નહોતું. આગળ ચાલ્યો. મધ્ય રાત્રીએ વળી એક નાના છોડની પાસે આવી પહોંચ્યો. ચારેકોર ભયંકર શાંતિ. મારી છાતી અને ઘડિયાળ કેટલા જોરથી ધબકી રહ્યાં હતાં? ત્યાં તો પાછળ કાસીમ ઢસડાતો ઢસડાતો આવી પહોંચ્યો.

"તરસથી અમારું એક એક અંગ જાણે લાગણીશૂન્ય થઈ ગયું હતું. અમે હાથે અને પગે અમારાં શરીરને નિર્દયપણે ઢસડતા હતા. પણ ત્યાં અમારામાં ચેતના જાગી. માણસનાં પગલાં દેખાયાં. નક્કી આટલામાં વસ્તી છે...પાણી છે! અમે ઉત્સાહમાં

જોરથી ઢસડાયા. પણ ત્યાં તો ખબર પડી કે એ પગલાં અમારાં જ હતાં. અમે એક ચકરાવામાં જ ફરી આવ્યા.

"પ મી મે: અસ્સો કલાક અમે માંડ સૂતા. કાસીમની જીભ સૂજી ગઈ હતી. હોઠ વાદળી થઈ ગયા હતા. તેના આખા શરીરમાં આંચકી આવવા લાગી. મૃત્યુ હવે તેની પાસે જ હતું. આંખો પણ સૂકી થઈ ગઈ હતી. અમે અત્યાર સુધી વીરતાથી આગળ વધ્યા, પણ હવે મૃત્યુ સન્મુખ દેખાયું.

"સૂર્ય ઊગ્યો. દૂર કાળી લીટી દેખાઈ. જરૂર આ તો ખોતાન નદીનો કાંઠો જ છે. અમારામાં આશાની ચિનગારી આવી. હવે તો મૃત્યુ અને જીવન વચ્ચેનું છેલ્લું યુદ્ધ મંડાયું.

"આખરે અમે આવી પહોંચ્યા. જાણે કોઈ ભયંકર સ્વપ્ન-સૃષ્ટિમાંથી હું જાગ્યો! આસપાસ જાણે લીલી વનરાઈ, પક્ષીઓ, પ્રાણીઓ દેખાવા માંડ્યાં. હવે નદી પાસે જ છે. આ માણસોનાં પગલાં, આ ઘોડાની ખરીનાં નિશાન. હું આગળ સર્યો. કાસીમ તો હવે બેભાન થઈને જ પડ્યો. મેં ઉપાડીને તેને એક ઝાડના છાંયડે નાખ્યો. હું પણ કપડાં કાઢીને એ ઝાડની નીચે પડ્યો.

"સવારે ઊઠીને આગળ ચાલ્યો. કાસીમ તો ત્યાં જ પડ્યો હતો. હું લડથડિયાં ખાતો ખાતો આગળ વધ્યો....

"ઝાડી પૂરી થઈ અને નદી આવી. પણ નદીનો પટ સાવ કોરો; અંદર રેતી જ રેતી. હવે મેં આશા મૂકી દીધી. તોપણ મૃત્યુની સામે છેક સુધી ઝગડવાનો મેં નિશ્ચય કર્યો હતો. અને આવે વખતે માણસમાં પ્રાણ જાણે ક્યાંથી શક્તિ આવે છે! રાત પડી, ઝાંખા ચંદ્રે કોર કાઢી. હું નદીના પટમાં

આગળ ચાલ્યો જતો હતો, ત્યાં એકાએક અટક્યો. એક બગલું આક્રંદ કરીને ઊડયું અને હું તે તરફ ધસ્યો. મારી સામે પાણીનો એક સ્વચ્છ ધરો હતો.

"હું ઘૂંટણીએ પડયો ને આકાશમાં નજર કરી ઈશ્વરનો આભાર માન્યો. મારી નાડના ધબકારા ઠેઠ ૪૯ સુધી પહોંચી ગયા હતા. મેં પાણી પીવા માંડયું. ધરાઈ ધરાઈ પીવા માંડયું. મારામાં જાણે નવું જીવન આવવા માંડયું. મેં ઘડીક આરામ લીધો, વળી પાણી પીધું. વળી ઘડીક આરામ ને વળી પાણી પીધું.

"આટલું પાણી પીધા પછી મને કાસીમ સાંભર્યો. મારા પગનો જોડો કાઢીને તેમાં પાણી ભર્યું ને હું તે લઈને કાસીમ જ્યાં હતો ત્યાં સુધી લગભગ દોડયો. મેં બૂમો પાડવા માંડી. 'કાસીમ, કાસીમ,' પણ જવાબ ન મળ્યો. મેં વચ્ચે તાપણું સળગાવ્યું. મને રસ્તો સૂઝતો નહોતો એટલે મારે અટકી જવું પડ્યું. જોડો એક બાજુ સાચવીને મૂકયો. સવારે ઊઠીને પાછો ઊપડયો. કાસીમ ત્યાં જ પડયો હતો. મેં તેના મોઢા પાસે જોડો ધર્યો ને તે તરત જ પાણી ગટગટાવી ગયો."

તરસની પીડા શમી એટલે ભૂખે તરત જ પોતાનો દાવો નોંધાવ્યો. સ્વેન હેડીને આખરે આસપાસ ભટકીને ભરવાડોનાં થોડાંક ઝૂપડાં શોધી કાઢયાં અને તે બચી ગયો. કાસીમ સિવાય તેના બધા માણસો રેતીના સમુદ્રમાં ડૂબી મૂવા.

આવા અનેક ભયંકર અકસ્માતો ને જીવલેણ મુશ્કેલીઓમાંથી તે પસાર થતો ચનો પશ્ચિમ ચીનનાં રણોમાં ને ડુંગરોમાં ખૂબ ભટકયો. તે કેવળ ભટકયો જ નથી, પણ દરેક દરેક

જગ્યાએ તેણે પોતાની નોંધપોથી, નકશાઓ. ચિત્રો નોંધ્યાં જ છે. એટલું જ નહિ પણ મધ્ય એશિયાનાં રણોમાં બે હજાર વર્ષનાં દટાયેલાં બે જૂના શહેરો તેણે શોધી કાઢ્યાં. ત્યાંની પ્રાચીન બૌદ્ધ સંસ્કૃતિના અવશેષો તેણે ભેગા કર્યા. યુરોપમાં તે અવશેષો ઉપરથી તો અભ્યાસપૂર્ણ મોટા ગ્રંથો લખાયા છે. લોપનોરના સરોવરનું સ્થળ પોતે જાતે જઈને નક્કી કરનાર આ પહેલો જ મુસાફર હતો.

આ રીતે ભટકતાં તે ઠેઠ ચીનના છેડા સુધી, એટલે પેકીંગ સુધી, જઈ આવ્યો.

પણ મધ્ય એશિયાના તેના આ પ્રવાસો કરતાંય ભૌગોલિક દૃષ્ટિએ અને સાહસની દૃષ્ટિએ તો તેના તિબેટના પ્રવાસો પણ ગણાવવા જોઈએ.

તિબેટના લગભગ બધા ભાગમાં તે જાતે ખૂબ ફર્યો છે. બ્રહ્મપુત્રા અને સિન્ધુ નદીનાં ખરાં મૂળ શોધનાર આ જ પહેલવહેલો મુસાફર હતો. ઉપરાંત હજુ સુધી તિબેટના જે જે ભાગો નકશામાં કેવળ અણશોધ્યા હતા તેણે તે બધા ભાગોનું ભૌગોલિક દૃષ્ટિએ બારીક અવલોકન કરીને તેની નોંધો લીધી છે. લ્હાસા સુધી જવાનો તેણે ખૂબ પ્રયત્ન કર્યો જાત્રાળુના વેશે તેણે ઘૂસવાનો પ્રયોગ કર્યો, પણ આ ગોરી ચામડી અછતી ન રહી શકી તે બે વાર પકડાયો અને તેને તિબેટિયન લોકોએ પાછો ધકેલ્યો. તેની પાસે પરવાનો તો હતો, પણ એ વખતે પરવાનો પણ કંઈ કામ નહોતો આવતો. તિબેટનાં તેનાં પરાક્રમોની કથા પણ સાહસો, રમૂજ અને માહિતીઓથી ભરચક છે. ત્રણ ગ્રંથો ભરીને તેણે આ બધું વર્ણન નોંધ્યું છે શિગાત્સેમાં તાશીલામા સાથેની

તેની મુલાકાતનું વર્ણન તેણે બહુ જ ઉત્સાહથી કર્યું છે. તિબેટના લોકોને પહેલાં સમજાતું જ નહોતું કે આ લોકો શું કામ અમારી પાછળ લાગ્યા છે. એક તિબેટી અમલદારે તેને આ પ્રશ્ન પૂછ્યો ત્યારે સ્વેન હેડીને કહ્યું:

"મને તમારો દેશ અને તમારા લોકો ખૂબ ગમે છે, માટે અહીં આવ્યુ છુ."

તે અમલદારે જવાબ દીધો "પણ અમને તો તમે તમારા જ દેશમાં રહો એ વધારે ગમે છે!"

સ્વેન હેડીન લ્હાસા ન જઈ શક્યો તે ન જ જઈ શક્યો, અને આખરે તેને પાછા હિંદુસ્તાન આવવું પડ્યું.

તે તિબેટ ઉપર છેલ્લી નજર નાખતાં કહે છે, "આખરે સપ્ટેમ્બરની ૧૫મીએ (૧૯૦૮) હું સીમપા પહોંચ્યો અને મારી નોંધપોથીમાં મેં છાવણી નં. ૫૦૦ એમ નોંધ્યું.

"લોર્ડ મિન્ટોના રાજમહેલમાં બીજે દિવસે મારું સ્વાગત થયું. થોડા દિવસો પહેલાં જ તિબેટનો એક ભટકતો ભિખારી ને ઘેટાં ચારતો ભરવાડ, આજે અહીંઆ!"

"હું બારીમાંથી બહાર જોવા લાગ્યો. દૂર દૂર હિમાલયના શિખરો દેખાતાં હતાં પણ તેની પેલી પાર મારો પ્રિય તિબેટ સ્વપ્નસૃષ્ટિમાં ઢંકાયેલો પડ્યો છે, તેનાં દ્વાર મારે માટે પાછાં દેવાઈ ગયાં"

આમ તેના જીવનના ઉત્તમમાં ઉત્તમ વર્ષો આ ભયંકર પ્રવાસોમાં તેણે ઘસી નાખ્યાં, અને જગત પાસે ભૌગોલિક જ્ઞાનનો મોટો ધોધ વહેતો મૂકી દીધો.

# એવરેસ્ટ-ભવ્ય પરાજયની કથા

अस्त्युत्तरस्याम् दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः।
पूर्वापरौ तोयनिधीऽवगाह्य स्थितः पृथिव्या इव मानदंडः॥

દેવતાત્મા હિમાલય એ કેવળ હિંદનો ઉત્તર બાજુથી રક્ષણ કરતો ચોકીદાર જ નથી, પણ મહાભારતકાળથી તે અત્યાર સુધી એ હિંદની સંસ્કૃતિનું પ્રેરણાસ્થાન છે. હિંદની લોકમાતા સિન્ધુ, સતલજ, ગંગા, યમુના, બ્રહ્મપુત્રા–આ બધાંનો તે પિતા છે. આપણા પુરાણ-કવિઓએ હિમાલયને શિવ-મૂર્તિ કલ્પ્યો છે તે કલ્પના પણ ખરેખર ભવ્ય છે!

૧૫૦૦ માઈલની દીવાલ હિંદની ઉત્તરે બાંધીને આ હિમાલય પડ્યો છે. અને ૫૦૦ માઈલની પહોળાઈમાં આ પર્વતમાળાનો વિસ્તાર છે. આ હિમાલય એ કોઈ એક પર્વત નથી, પણ પર્વતોની એક વિરાટ સૃષ્ટિ છે. તેમાં દુનિયા આખીમાં ઊંચામાં ઊંચા ગણાતા પર્વતોથી પણ ઊંચા એવા ૨૪૦૦૦ ફીટ* જેટલી ઊંચાઈએ આવેલા સો પર્વતો છે. ૨૬૦૦૦ ફીટ

*આ ઊંચાઈ સમુદ્રની સપાટીથી ગણવાની હોય છે.

જેટલી ઊંચાઈ ઉપર જે પહોંચ્યા છે તેવા ૨૦ પર્વતો, ૬ પર્વતો ૨૭૦૦૦ ફીટની ઊંચાઈના છે અને એ બધાના મુગટમણિ જેવો કાલીદાસના શબ્દોમા કહીએ તો 'પૃથ્વીના માન-દંડ' જેવો એવરેસ્ટ પર્વત ૨૯૦૦૦ ફીટની ઊંચાઈએ દુનિયા આખીને નિહાળતો ઊભો છે ભૂસ્તરશાસ્ત્રીઓ તો વળી કહે છે કે આ પર્વતોની આ ઊંચાઈ હજી ઓછી છે એટલે હજી બીજા ઊંચા પર્વતો આવે છે અને વળી ઉપરની દૃષ્ટિએ જોઈએ તો આ પર્વતમાળા દુનિયાના બીજા પર્વતો પાસે બાળક ગણાય એક મુસાફરે આ એવરેસ્ટની ૨૫૦૦૦, ફીટની ઊંચાઈએ વનસ્પતિના થોડાક મૃતાવશેષો (ફૅસીલ) દીઠા હતા દસ કરોડ વર્ષ પહેલા જ્યારે આ પર્વતમાળા સમુદ્રમા ડુબેલી હતી ત્યારના એ છે એમ ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે

આ હિમાલયની ગોદમા આવેલા અનેક નાના મોટા પર્વતોએ દુનિયાના મહાન પ્રવાસીઓનુ ધ્યાન ખેચ્યુ પણ હિમાલયના પ્રદેશનુ શાસ્ત્રીય રીતે અવલોકન અને તેની માપણી કરવાનુ કામ જ્યારે ૧૯મી સદીના મધ્યમા હિંદી સરકારે હાથમા લીધુ ત્યારે જ જગતને ખબર પડી કે દુનિયાના ઊંચામા ઊંચા ગણાતા પર્વતો તો અહી વામણા લાગે તેવુ છે એક પછી એક પર્વતો શોધાવા લાગ્યા તેમની ઊંચાઈઓ નોંધાવા માંડી ૨૪૦૦૦ની ઊંચાઈ તો સામાન્ય ઊંચાઈ ગણાતી. માઉન્ટ બ્લેંક જેવો યુરોપનો ઊંચામા ઊંચો પર્વત તો આ હિમાલય-પ્રદેશના પર્વતોની તળેટી ગણાય આખો તિબેટ લગભગ ૧૯૦૦૦ ફીટની ઊંચાઈએ વસેલો છે

એમા ૧૮૫૨ની સાલમા એક દિવસ આ હિમાલયના પ્રદેશની

માપણીનું કામ કરતા અંગ્રેજ અમલદારની પાસે એક બંગાળી મોજણીદાર (માપણી કરવાવાળો) દોડતો દોડતો આવ્યો, ને એક શ્વાસે બોલી ઊઠયો "સાહેબ, મેં ઊંચામાં ઊંચું શિખર શોધી કાઢયું છે. ૨૯૦૦૦ ફીટની ઊંચાઈ! પાા માઈલ ઊંચું!!

તે બંગાળી બાબુને બિચારાને કંઈ કલ્પના પણ નહિ હોય કે આ પર્વત શોધીને તેણે દુનિયાના કેટલા માણસોને હેરાન હેરાન કરી નાખ્યા. પણ આ શોધે થોડા જ વખતમાં વિદ્વાનોમાં ખળભળાટ મચાવી મૂકયો.

આ પર્વતનું નામ પાડવાનું કામ તો બીજું કોણ કરી શકે? તે વખતના હિંદના માપણીખાતાના વડા સર જ્યોર્જ એવરેસ્ટ હતા, તેમના નામ પરથી આનું નામ પણ એવરેસ્ટ પાડવામાં આવ્યું. પણ નામ પાડવાની બાબતમાં તેમણે જરાક વધારે ધીરજ રાખી હોત તો તેમને ખબર પડત કે પર્વતની ગોદમાં જ ઊછરતા તિબેટના લોકોએ તે પર્વતનું નામ ચોમો લુંગ્મા "જગન્માતા" પાડયું હતું, અને 'આ નામમાં રહેલું કાવ્ય તોડી નાખીને માઉન્ટ એવરેસ્ટ જેવું નામ તેવો રાખતાં અચકાત.

આ પર્વતને પહેલો શોધીને પ્રગટ કરનાર એક હિંદી છે, છતાં તેનો જશ લેવા માટેનો અધિકાર હજી હિંદીને નથી મળ્યો. નેપાળની સરહદ ઉપર અને ઠેક તિબેટમાં જઈને પણ ભૌગોલિક દૃષ્ટિએ ત્યાંના પ્રદેશનો અભ્યાસ કરનાર ખરી રીતે હિંદીઓ જ હતા.

હિંદની માપણીખાતાની ઑફિસમાંથી ૩૦ કે ૩૫ રૂપિયાનો 'મોટો' પગાર આપીને આ દયાળુ અમલદારોએ

આપણા કેટલાય હિંદીઓને આ કામમાં રોકયા હતા. તેમને 'પંડિત' કહેવામાં આવતા. તેમાં મુસલમાન પણ હોય અને હિંદુ પણ હોય. એ બધા, તિબેટિયન જાનાળુનો કે ભિખારીનો વેશ પહેરીને નીકળી પડે. તેઓ હાથમાં પ્રાર્થના-ચક્ર ફેરવતા જાય, ભીખ માગતા જાય અને કોઈ ન હોય ત્યારે એ ચક્રમાં સંતાડેલા કાગળ-પેન્સીલ કાઢીને આસપાસના અવલોકનની નોંધ લખી લે. અને પાછા 'ૐ મણિ પદ્મે હુમ્' એમ જપ જપતા જપતા આગળ ચાલે. લાકડીમાં થર્મોમિટર સંતાડે. ગળામાં પહેરેલા માદળિયામાં હોકાયંત્ર સંતાડયું હોય, કોઈક વાર દવા લઈને વૈદ્યની જેમ ફરતો હોય, અને છતાં તેમના જીવનું જોખમ પળે પળે હતું. મિરજા શુજા નામનો એક ઈરાની તો ઠેઠ પામીર અને ઉત્તર અફઘાનિસ્તાન સુધી પહોંચેલો અને ત્યાં બોખારામાં તેનું ખૂન થયું.

એક કિંતુપ નામના પંડિતને તિબેટની સાન્ પો નદી અને હિંદની બ્રહ્મપુત્રા નદી એ બન્ને એક છે કે નહિ તેની તપાસ કરવા માટે મોકલ્યો. તેને સૂચના આપવામાં આવી હતી કે તેણે સાન્ પો નદીમાં લાકડાંના મોટા મોટા કકડા કાપીને તેના પર અમુક જાતની નિશાનીઓ કરીને તરતા મૂકી દેવા. તેનો ઉપરી બ્રહ્મપુત્રા નદી જ્યાં આગળથી તિબેટથી હિંદમાં આવવા વાંક લે છે, ત્યાં આગળ ચોકી ભરતો બેઠો. જો પંડિતે નાખેલાં લાકડાં અહીં દેખાય તો સમજવું કે બન્ને નદીઓ એક જ છે.

પંડિતના ઉપરીએ વરસ રાહ જોઈ, બે વરસ રાહ જોઈ, પણ કદી લાકડું આવ્યું નહિ, તેમ પંડિત કિંતુપના કંઈ સમા-

ચાર પણ આવ્યા નહિ તે અમનદારે નક્કી કર્યું કે આ પંડિ તિમેટમાં જ ક્યાક મરી ગયો. બનેતુ એમ કે પંડિત તિમેટમાં પકડાઈ ગયેલા લ્હાસામાં તેમને ગુનામ તરીકે ચાર વરસ સુધી રાખવામાં આવ્યા. કોણ જાણે શુય બન્યુ કે ચાર વરસ પછી આ પંડિતજીને ગુનામગીરીમાથી મુક્તિ મળી નહિ તો તિમેટમાં પકડાયેલા માણસને મુક્તિ મળે એ કેમ મનાય! પણ આ કિંતુપ પંડિત આખરે છૂટ્યા અને સીધા ઊપડયા ક્યા? ઘરે? ના તેનુ કામ તો હજુ અધૂરુ હતુ ચાર વરસ ગુનામગીરીની ચક્કીમા પિસાયેલ માણસને ઘર પહેલા પોતાની ફરજ સાભરે, એ હિંદી કઈ માટીનો ઘડેલો હશે? હિંદની જ ને! તે સાન્‌પો નદી પાસે ગયો તેણે લાકડા માપીને તરતા મૂક્યા? પણ તે કોણ જુએ?

હિંદની માપણીખાતાની ઑફિસમા જ્યારે આ ખખડી ગયેલો પંડિત આવીને ઊભો, ત્યારે તો એ ભૂત છે એમ જ બધાને લાગ્યુ હશે! પણ જ્યારે આ વીરની કહાણી બધાએ સાભળી ત્યારે પ્રત્યેક સાભળનારના મોઢામાથી 'વાહ વાહ' સિવાય બીજુ શુ નીકળે? આ પંડિત કિંતુપને સરકારે પણ અસાધારણ માન આપ્યુ. સી આઈ ઈ નો ઈલ્કાબ અને મોટી જાગીરની તેને ભેટ મળી.

પણ આની સાથેના કલ્યાણસિંહ, હરિરામ વિગેરેએ પણ ઓછા સાહસો નથી ખેડયા તેની કથા કોણ લખે? એ લોકો તો ભૂતકાળના પડલ પાછળ ઢકાઈ ગયા છે અને આપણે તો તેમની બધી શોધોનો લાભ લઈને વાજતે ગાજતે નીકળેલા

યુરોપિયન મુસાફરોની જ કહાણી ગાવાનું રહે છે. 'બોલે તેના જ બોર વેચાય' એ વાત સાચી છે !

પણ એનો અર્થ એમ નથી કે એવરેસ્ટ કે કાંચનજંઘા કે નંગા પર્વત કે કામતનો પર્વત–એ બધા શિખરો પર ચડવા મથનાર યુરોપના મુસાફરોની કથા નકામી છે. એવી સંકુચિત દૃષ્ટિ આ કથાઓમાં અનિષ્ટ છે. દુનિયાનો કોઈ પણ મહાન મુસાફર એ માનવજાતિનો પ્રતિનિધિ છે, તે કોઈ દેશનો કે કોમનો પ્રતિનિધિ નથી. જ્યાં જ્યાં સાહસવૃત્તિ છે, જ્યાં હૃદયની ઉદારતા છે, ત્યાં માથું નમે જ છે.

આપણે અહીં આ બધા પર્વતોના આરોહીઓની કથામાંથી એવરેસ્ટના આરોહણની કથાને જ લેશું, એનો અર્થ એ નથી કે બીજી કથાઓમાં રોમાંચક તત્ત્વ ઓછું છે. અરે ! નંગા પર્વત પાસે થયેલો પરાજય, કાંચનજંઘા પાસે મેળવેલી હાર–એ કંઈ ઓછું ભવ્ય નથી પણ હિમગિરિના મુગટમણિ સમા આ 'જગન્માતા પર્વત'ની આરોહણકથામાં આપણે હસ્તિપદની જેમ બીજાને ગણી લેશું

એવરેસ્ટના આરોહણનો પહેલો વ્યવસ્થિત પ્રયાસ ઈ સ ૧૯૨૧મા થયો કર્નલ હાર્વર્ડ બેરીની સરદારી નીચે એક ટુકડી ઇંગ્લાંડથી આવી. આ ટુકડીમાં ડૉ. કેલ્લાસ કરીને એક ડૉક્ટર હતો આ કેલ્લાસ એક વિચિત્ર વ્યક્તિ હતો.

આ ડૉક્ટર લંડનની એક હૉસ્પિટલમા કામ કરતો હતો. ઉનાળો આવે ને ડૉ. કેલ્લાસ રજા લઈને ઊપડી જાય. ક્યાં જાય છે તે કોઈને ખબર ન પડે, પણ દર ઉનાળે તે બે ત્રણ

મહિના માટે ગૂમ થઈ જ ગયો હોય. કેટલાંય વરસો આમ ચાલ્યું. અને ધીરે ધીરે વાત બહાર આવી કે ડૉ. કેલાસે હિમાલયના પ્રદેશમાં રખડી રખડીને અમૂલ્ય માહિતી એકઠી કરી હતી. લગભગ દરેક મોટા પર્વત પાસે તે પહોંચી જ ગયો હોય, તેના પર ચડવા માટે કયા કયા રસ્તા અનુકૂળ પડે, કયાં કયાં પડાવ નાખી શકાય—એ બધાની તેની પાસે ચોક્કસ યોજનાઓ હતી. એમ કહો કે હિમાલયના જ્ઞાનનો તે લગભગ સર્વસંગ્રહ જેવો હતો.

બીજી એક ધ્યાન ખેંચે તેવી વ્યક્તિ આ ટુકડીમાં હતી, અને તેનું નામ મેલરી. આ મેલરી આ આરોહણકથાના નાયક જેવો છે.

આ મુસાફરીની વ્યવસ્થા તથા ખર્ચની જવાબદારી લેનાર ઇંગ્લાંડની બે મોટી સંસ્થાઓ હતી. એક રૉયલ જીઓગ્રાફીકલ સોસાયટી અને બીજી આલ્પાઈન કલબ. એક વખતનો એવરેસ્ટ ચડવાનો પ્રયત્ન એટલે લગભગ ૫૦ થી ૬૦ હજાર રૂપિયા. આ રૂપિયાને તો આ લોકો પહોંચી વળે એમ હતું. ટુકડીની પસંદગીનું કામ પણ ઓછું મુશ્કેલ ન ગણાય. શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન માણસ કંઈ આ કામમાં ઉપયોગનો નથી હોતો. આ ટુકડીમાં પસંદ થવાની લાયકાત વીરલાઓની જ ગણાય. એક તો તેણે દુનિયાના બીજા ઊંચા પર્વતો ચડવાની તાલીમ લીધી હોય, ખરાબમાં ખરાબ ઋતુઓની અંદર પણ ઊંચા આલ્પ્સ પર્વતોમાં તેણે રખડપટ્ટી કરી હોય, ચડનાર પહેલવાન કરતાં ખડતલ વધારે હોવો જોઈએ, ગમે તેટલાં કષ્ટો સહન કરવા છતાં તેનો સાહસપ્રિય સ્વભાવ એવો જ જ્વલંત

રહેવો જોઈએ તેના ફેફસામા ખૂબ હવા ભરવાની અને દીર્ઘ પ્રાણાયામ કરવાની શક્તિ હોવી જોઈએ, લાબો અને પાતળો માણસ આવા આરોહણમા ઠીંગણા અને જાડા માણસ કરતા ઘણો વધારે સફળ થાય છે

આ બધુ તો શારીરિક લક્ષણો પૂરતુ, પણ એથી વધારે મહત્ત્વનુ તો એ છે કે આખી ટુકડીના પ્રત્યેક માણસના દિલમા ખાતરી હોવી જોઈએ કે હુ આગ આ પ્રયત્નમા સફળ થવાનો જ છુ, અને એની સાથે ગમે તેટલો થાક લાગે પણ તેની નજર ઉપર ને ઉપર જ રહેવી જોઈએ, નીચે જવાનો વિચાર મનમા આવવો જ ન જોઈએ

આ બધુ ય બની શકે, પણ આ એવરેસ્ટ ઉપર ખાવા પીવાનુ, ઓઢવા પાથરવાનુ-આ બધુ કઈ રીતે લઈ જાઓ? ખમે નાખીને? એ તાકાત તો કોઈની નથી ફક્ત તે પહાડી પ્રદેશના શેરપા લોકો કે ભુટીયા લોકો જ એ કરી શકે આમાય શેરપા લોકોની શક્તિ ગજબ છે। જો કોઈ કાળે તેમને એમ ખબર પડી હોત કે આ 'જગ માતા' ના શિખર ઉપર ચડવામા જરાય પાપ નથી, અને તે માતા તેમને ભરખી નહિ જાય, તો જરૂર આ પહેલા તેઓ કેટલીય વાર આ એવરેસ્ટના શિખર ઉપર ચડી આવ્યા હોત ખડતલ, સહનશીલ, બિલાડી જેવી ચપળ આનદી, વફાદાર અને બહાદુર એવી આ જાતિ છે તેમને જો તમાન પ્રેમથી વશ કર્યા તો તેઓ બાળકની જેમ જ તમને વહાલથી વળગી રહે જો એકાદવાર તેમના તરફ અણગમતુ વર્તન થઈ ગયુ તો બાળકની જેમ રિસાઈ જતા પણ તેમને વાર ન લાગે

આવા મજૂરોની અંદર લાંબા વખત સુધી કામ કરનાર માણસ જ તેમનો વિશ્વાસ મેળવી શકે.

આ બધું કરવું તે તો આ ટુકડીની વ્યવસ્થા કરનારના હાથની વાત હતી, પણ બીજી મુશ્કેલી એ હતી કે એવરેસ્ટ પર્વત તિબેટની હદમાં આવેલો છે અને તિબેટની સરકાર પરદેશી અને ખાસ કરીને ગોરાઓને તો પોતાની હદમાં પ્રવેશ કરવા દે એમ નહોતું. આ માટે તિબેટની સરકાર સાથે ખૂબ વાટાઘાટ કરવી પડી, અને આખરે તો સ્વતંત્ર દેશ છતાં આ બ્રિટિશ-સત્તા સામે કેટલુંક બળ બતાવી શકે? છેવટે રજા મળી. એ પરવાનાના શબ્દો આ રહ્યા. "આથી ફારીજોંગ કામ્પા-ડીન્ઝી અને સેકાર પરગણાંઓના અમલદારો તથા મુખીઓને જાણ કરવામાં આવે છે કે સાહેબે લોકોની એક મંડળી આપણા પવિત્ર જગન્માતાના શિખર પર ચઢવા માટે આવે છે. તેમને બધી જાતની મદદ તથા તેમનું રક્ષણ કરવામાં ધ્યાન રાખવું. અને સાહેબ લોકોને અરજ કરી છે કે તેઓ અમારા આ પવિત્ર પર્વતની આસપાસના ભાગમાં પશુ પક્ષીનો શિકાર કરીને અમારી ધાર્મિક લાગણી ન દુભાવે, ધર્મગુરુ દલાઈ લામા હવે હિંદી સરકાર સાથે મિત્રભાવે વર્તે છે..."

મંડળીના માણસો નક્કી થયા. સામાન તૈયાર થયો. મજૂરો મળી ગયા ને ૧૯૨૧ની વસંતમાં આ ટુકડી એવરેસ્ટની તળેટીમાં આવી પહોંચી. આ વખતે તેમનો ઉદ્દેશ ઠેઠ ટોચે પહોંચવાનો નહોતો, પણ ટોચે પહોંચવા માટેનો સૌથી ઓછી મુશ્કેલીવાળો માર્ગ શોધવાનો હતો. આ કામમાં સૌથી વધારેમાં વધારે ઉપયોગી ડૉ. કેલ્લાસ હતો, પણ દુર્ભાગ્યે તેને નીકળતી વખતે

ગરદે થયો. તોપણ તેણે સાથે આવવા આગ્રહ રાખ્યો. તેને ળીમાં નાખીને પણ સાથે લીધા. તે એવરેસ્ટ પાસે પહોંચતાં પહેલાં જ મૃત્યુ પામ્યો. છેલ્લી ઘડી સુધી મુસાફરી કરતો આ ડૉક્ટર હિમાલયની ગોદમાં અને જગ-માતાના ચરણમાં સૂતો.

તેના મૃત્યુથી માર્ગ શોધવામાં ઘણી મુશ્કેલી નડી. એવરેસ્ટ, નેપાળ અને તિબેટની બન્ને બાજુથી પહોંચી શકાય છે. નેપાળની બાજુ બે રીતે નકામી હતી. એક તો નેપાળના પ્રદેશમાં પણ તિબેટના જેટલી જ પરદેશીઓના પ્રવેશ માટેની કડકાઈ હતી, અને બીજું તે બાજુથી એવરેસ્ટનો ચઢાવ એકદમ સીધો હતો. જ્યારે તિબેટ બાજુ જો કે લાંબો રસ્તો હતો, છતાં ચઢાવ ધીમે ધીમે ચડતો જતો હતો એટલે તે રસ્તો પસંદ થયો. પણ તળેટીમાંથી ઉપર ચડવા માટેનો રસ્તો કયો? આ શોધવાનું કામ મુશ્કેલ હતું, અને તે કામ મેલરીએ ઉપાડ્યું. તે ખૂબ ભટક્યો અને આખરે એવરેસ્ટની ઉત્તર બાજુથી એક મોટી હિમનદીના રસ્તે ઉપર ચડવાનું બની શકે તેમ હતું, તેમ મેલરીએ શોધી કાઢ્યું. એક ટુકડી છેક ૨૩૦૦૦ ફીટ સુધી એ હિમનદીને રસ્તે ચડી આવી.

આ પ્રયત્ન પછી આખી ટુકડીમાં ખૂબ ઉત્સાહ આવ્યો. તેના ખબરો જ્યારે છાપાંઓમા પ્રસિદ્ધ થયા ત્યારે છાપાંની જ ભાષામાં કહીએ તો ચકચાર ફેલાઈ ગઈ. ચર્ચાઓ શરૂ થઈ ગઈ, અટકળો થવા લાગી, કાલ્પનિક યોજનાઓ આવવા લાગી. અનુભવીઓના અનુભવો રજૂ થવા લાગ્યા, પણ હવે મોટા પાયા ઉપર તૈયારી કરવા માટે ઈંગ્લાંડના પર્વતારોહીઓ એક પગે થઈ રહ્યા હતા.

શંકા ઉઠાવનારાઓ પણ ઓછા નહોતા. એક જણે પ્રશ્ન પૂછ્યો કે શું ૨૯૦૦૦ ફીટની ઊંચાઈએ ચડવું એ માણસની શક્તિની મર્યાદામાં આવે છે? તેનો જવાબ ફ્રાંસિસ યંગહસબંડ નામના હિમાલયના મોટા અભ્યાસીએ આપ્યો, "આજથી ૨૦ વરસ પહેલાં માણસને મન ૨૧૦૦૦ ફીટ એટલે તો લગભગ સ્વર્ગ જેટલી ઊંચાઈ આવી ગઈ ગણાતી. ૨૦ વર્ષ પહેલાં માણસ ૨૩૦૦૦ ફીટ પહોંચ્યો છે, ૧૦ વરસ પહેલાં ૨૫૦૦૦ ફીટ પહોંચ્યાનો દાખલો છે, આ ગણિતને હિસાબે આના પછી ૨૯૦૦૦ ફીટનો આંકડો આવે ને! અને એવરેસ્ટ જિતાશે જ."

એક જણે મેલરીને પ્રશ્ન પૂછ્યો "તમે શા માટે એવરેસ્ટ પર ચડવાની આવી માથાકૂટ કરો છો?"

મેલરીનો જવાબ ટૂંકો હતો, "કારણકે ત્યાં એવરેસ્ટ છે, એટલા માટે."

ખરેખર મેલરી તો એવરેસ્ટ પાછળ ગાંડો થયો હતો. તે ૧૯૨૧થી એવરેસ્ટ સિવાય બીજું વિચારી જ શકતો નહિ. તેની શક્તિ અને તેની લગની બીજામાં ભાગ્યે જ દેખાય!

૧૯૨૨માં બીજી ટુકડી તૈયાર થઈ. તેનો નાયક સી. જી. બ્રુસ કરીને હતો. નાયક તરીકે આ માણસમાં અસાધારણ ગુણો હતા. પોતાના માણસોને કેમ સંપીને રાખવા, મજૂરો પાસેથી કેમ કામ લેવું, ટુકડીઓની યોજના કેમ કરવી, બધે સામાન કેમ પહોંચાડવો—આ બધું કામ એવરેસ્ટ ચડવા જેટલું જ મુશ્કેલ હતું. તે હવે ઘરડો થવા આવ્યો હતો. ડૉક્ટરોએ

તો કહ્યું હતું કે ૧૬૦૦૦ ફીટથી વધારે ઊંચાઈએ તમે નહિ જઈ શકો. એટલે તેણે એવરેસ્ટના પહેલા મુખ્ય થાણામાં જ પોતાનો મુકામ નાખ્યો અને ત્યાં રહ્યા રહ્યા આખી ટુકડીનું સૂત્રસંચાલન કરવાનું તેણે માથે લીધું.

બ્રુસની આ ટુકડીના સાથીદારો આ વખતે ખાસ ચૂંટાયેલ હતા. આપણો મેલરી તો તેમાં ખરો! તેના સિવાય તો કેમ ચાલે શકે? પણ આ ઉપરાંત બીજા કેટલાય હતા—નોર્ટન, સોમરવેલ, ફીન્ચ, મોરશેડ, નોએલ વિગેરે.

સોમરવેલ એ ખાસ ધ્યાન ખેંચે તેવો બીજો આદમી હતો. મેલરી શરીરનો વિચાર કર્યા વગર દોધે જ રાખે તેવો હતો, ત્યારે સોમરવેલ તો એટલો શક્તિવાળો હતો કે ગમે તેવો થાક થોડા જ વખતમાં ઉતારીને પાછો જાણે થાક્યો જ નથી એમ તાજોમાજો થઈને ઊભો જ હોય.

આખી ટુકડી એવરેસ્ટની તળેટીમાં હિમનદીને કાંઠે આવી પહોંચી. અહીં તિબેટના સાધુઓનો એક મોટો મઠ છે. આ મઠ તિબેટમાં સૌથી પવિત્ર મઠ ગણાય છે. અહીંનો લામા એ દેવ જેવો મનાય છે. આ ટુકડી જ્યારે આ મઠ જોવા માટે ગઈ ત્યારે તે લામાએ તેમને દર્શનનો ખાસ લાભ આપ્યો, અને એણે એક પ્રશ્ન પૂછ્યો, "તમે આ જગન્માતાના માથા ઉપર ચડવા માટે આટલા બધા આતુર કેમ છો?" બ્રુસે તરત જ ઉત્તર આપ્યો, "દુનિયા આખીમાં કોઈ ઊંચામાં ઊંચું સ્થળ હોય તો તે આ માતાનું શિખર છે. અને સ્વર્ગથી કોઈ નજીકમાં નજીક સ્થળ હોય તો તે આ જ છે. સ્વર્ગની વધારેમાં વધારે

પાસે પહોંચવાની કયા ભક્તને ઈચ્છા ન થાય ?" આ ઉત્તરમાં ફેલો લામા સમજ્યો તે કરતાં ઘણું વધારે સત્ય રહેલું હતું. ખરેખર સ્વર્ગને અને આ પર્વતના શિખરને જરાય છેટું નહોતુ. લામાએ તો તેમને સ્વર્ગની નજીક સહીસલામત પહોંચે તે માટે આશીર્વાદ આપ્યા (કે શાપ આપ્યો!)

મે ૧૯૨૪ની પહેલી તારીખે આરોહણ શરુ થયું. પહેલાં તો આ મજૂરોએ પોતાના શરીર ઉપર પગ મૂકવાનું પાપ કરવાની ના પાડી. બ્રુસને આ લોકોને સમજાવતાં બહુ મુશ્કેલી પડી. તેણે પોતાની મદદમાં આ મઠના થોડાક સાધુઓને પણ લીધા. સાધુઓએ પણ જ્યારે કહ્યું કે આમાં પાપ નથી, ત્યારે આ લોકો આગળ વધ્યા.

એવરેસ્ટની તળેટીમાંથી ઉપર ચડતાં જ્યાં સુધી પશુઓ જઈ શકે તેમ હતું ત્યાં સુધી તેમનો ઉપયોગ કર્યો, અને એક સુંદર નાના એવા ઝરણા પાસે આખરે આ આખી વણજાર અટકી. પશુઓને પાછાં વાળ્યાં અને ઉપર ચડવા માટેની ગોઠવણો થવા માંડી. એક બાજુથી સામાનની વહેંચણી થવા માંડી અને વચ્ચે વચ્ચે થાણા નાખનાર મજૂરોની તથા આરોહીઓની ટુકડીઓ પડવા માંડી. જનરલ બ્રુસે પોતાની આખી યોજના બધા પાસે મૂકી દીધી અને બધાએ તે સ્વીકારી લીધી. બીજી સવારે થાણાંઓ પરની ટુકડીઓ ઊપડવા માંડી.

મુખ્ય થાણું ૧૬૫૦૦ ફીટ ઉપર હતું. ચઢાઈનો પહેલો મુકામ ૧૭૫૦૦ ફીટ ઉપર નખાયો. બીજો મુકામ ૧૯૦૦૦ ફીટ ઉપર, ત્રીજો ૨૧૦૦૦ ફીટ ઉપર નંખાયો. ચોથો મુકામ

૨૩૦૦૦ ફીટની ઊંચાઈએ ખોડાઈ ગયો. અહીં સુધી તો મેલરી, સોમરવેલ વિગેરે મહારથીઓ બરાબર આગળ ધપતા રહ્યા. સામાન તળેટીના થાણામાંથી બરાબર આ બધી જગ્યાએ પહોંચી ગયો.

પણ હવે જ કામ મુશ્કેલ હતું. મેલરી, સોમરવેલ, નોર્ટન, અને મોરશેડ–આ ચાર મહારથીઓ નવ મજૂરો સાથે અહીંથી આગળ પાંચમું થાણું નાખવા માટે ઊપડયા.

દરેક જણના દિલમાં આજે ઓર ખુમારી હતી. પાંચમું થાણું નખાયું એટલે પછી તો શિખર હાથવેંતમાં. પણ અહીં એક મોટી બરફની દીવાલ આડે આવતી હતી. તે ઓળંગ્યા સિવાય કંઈ થઈ શકે તેમ નહોતું, અને એ કામ જ કપરું હતું. મેલરી કેડે દોરડું બાંધીને અને હાથમાં બરફની કોદાળી લઈને આગળ થયો. સોમરવેલ વિગેરે તેની પાછળ પાછળ ચાલ્યા. ખિસકોલીની ચપળતાથી અને સિંહના જેવી હિંમતથી આ મેલરી બરફમાં પગથિયાં પાડતો પાડતો ઉપર ચડવા માંડયો. તેનામાં શ્વાસ લેવાની કંઈ અજબ યુક્તિ હતી. આટલી ઊંચાઈએ હવા એટલી બધી પાતળી હોય કે ડગલે ડગલે માણસનાં ફેફસાં જાણે હવા માટે વલખાં મારતાં હોય તેમ ઊંચાં નીચાં થવા માંડે. ઘડીકવારમાં તો જાણે હમણાં હૃદય બંધ પડી જશે એમ લાગે, ત્યાં મેલરી તો થોડી જ વારમાં ફેફસાંને આ પાતળી હવામાં પણ સીધાં કામ કરતાં કરી દે. તેના મિત્ર મેલરીને પૂછયું કે "આ તારી શ્વાસ લેવાની યુક્તિનું રહસ્ય તો અમને કહે!" મેલરીએ કહ્યું "એ તો હું જ્યારે આ

એવરેસ્ટના શિખર ઉપર ઊભો હઈશ અને દુનિયામાં એથી ઊંચે ચડવાનું કંઈ બાકી નહિ રહ્યું હોય ત્યારે કહીશ."

આ ચઢાઈ વખતે રમૂજના પ્રસંગો પણ બનતા હતા. આ મજૂરોને, સાહેબ લોકો બબે.જે ઓક્સીજનનાં સાધનો લઈને ચઢતા તે જોઈને નવાઈ લાગતી.

આ મજૂરોમાં પણ જે સૌથી વધારે મજબૂત હતા તેમને 'વાઘ' તરીકે ઓળખવામાં આવતા. આ વાઘ ૨૫૦૦૦ ફીટ સુધીની ઊંચાઈએ ૧ા મણ જેટલું વજન લઈને ઓક્સીજન વગર ચડી જતા. પણ આ અર્થ વગરનો ભાર આ સાહેબ લોકને ઉપાડતા જોઈને તેઓ પૂછતા:

"આમાં શું છે?"

"અંગ્રેજી હવા"

"પણ અહીંની હવા તો ઘણી સારી છે, તમે ત્યાંથી શું કામ લેતા આવો છો?"

પણ જ્યારે તેમને પણ શ્વાસ લેવો મુશ્કેલ થયો તેવી પાતળી હવામાં તેઓ મૂંઝાતા, ત્યારે તેમને આ 'અંગ્રેજી હવા'ની કિંમત સમજાઈ. અને પછી તો જાણે મુખવાસ હોય તેમ વારંવાર તેઓ 'અંગ્રેજી હવા' માગવા માંડ્યા. "આજે સાહેબ, જરા તબિયત નરમ છે, જરા અંગ્રેજી હવા આપોને!"

મેલરીએ આખરે એક દીવાલની કરાડ ઉપર ચઢીને, મજૂરોને પણ ચડાવીને, ત્યાં છાવણી
વળી આગળ ઊપડ્યો. તેના

આવી રહ્યા હતા. જેમ દરિયાના મુસાફરને દરિયો લાગે, તેમ આમને આ પર્વત લાગ્યો હતો. જે મજૂરો સાવ અશક્ત થઈ ગયા હતા તેમને રાખીને સશક્ત મજૂરો સાથે મેલરી વળી આગળ ચાલ્યો. પણ ઠંડી અસહ્ય થતી જતી હતી અને આ બધા પણ તેનો ચમત્કાર આપવા લાગી ગયા હતા. એટલે તેમણે વચ્ચે પોતાની સાથે લીધેલા બે તંબૂ ખોડયા અને ત્યાં તેમને રાત ગાળવી પડી. આ રાત ખરેખર ભયંકર હતી. આખી રાત કાન ફાડી નાખે તેવા પવનના સુસવાટા આવતા હતા. કોઈ ઊંઘી શક્યું નહિ. એકબીજાને બાથમાં રાખીને જેમ તેમ બધા પડયા રહ્યા. માથું જાણે ફાટી પડે તેવી વેદના થાય.

પણ એમાંય મોરશીડ તો સવારે એક ડગલું પણ ભરી ન શકે તેવી સ્થિતિમાં આવી ગયો. મેલરીએ તેને તે તંબૂમાં જ એકલો મૂકીને તેના બીજા સાથીઓ સાથે આગળ ચલાવ્યું. નોર્ટનની સ્થિતિ કંઈ સારી નહોતી. તેને ખૂબ થાક ચડયો હતો અને તેને પવનનો માર પણ સખત લાગ્યો હતો. પણ તોય તે સાથે ચાલ્યો. મેલરીએ તે દિવસે બપોરના ૨૬૯૮૫ એટલે કે લગભગ ૨૭૦૦૦ ફીટની ઊંચાઈ ઉપર પોતાનો પગ મૂક્યો. પણ અહીં તેમની બધાની શક્તિની હદ આવી ગઈ હતી. તેમની પાસે કંઈ ખાવાનું કે બીજું સાધન ન હતું અને રાત પહેલાં પાછું પેલા તંબૂઓમાં પહોંચી જ જવું જોઈએ. મેલરીની હિંમત તો હજુ આગળ વધવાની હતી, પણ તે ત્યારે જ બની શકે કે જો આ ૨૭૦૦૦ ફીટ ઉપર એક નવી છાવણી નાખી શકાય. તેણે તો નિર્ધાર કર્યો કે પાછા જઈને ફરી અહીં છાવણીની

તૈયારી કરીને આવવું. પણ પાછાં ફરતાં સુધીમાં તો મેલરી અને મોમરવેલ પણ નખાઈ ગયા હતા. મેલરીનાં આંગળાં પણ હિમથી જામી ગયાં હતાં, તેને ઉધરસ પણ શરૂ થઈ ગઈ હતી.

આખરે તેઓ મોરશેડને મૂકીને ગયા- હતા તે છાવણીમાં પહોંચ્યા. ત્યાંથી મોરશેડને લગભગ ઊંચકી ઊંચકીને બરફની દીવાલવાળી છાવણી સુધી લાવ્યા. અહીં તો તેમની રાહ જોતા તેમના બીજા સાથીઓ સામે શોધવા નીકળ્યા હતા તે મળી ગયા અને આખી મંડળી ૨૧૦૦૦ ફીટની ઊંચાઈએ આવેલી ત્રીજી છાવણીમાં પહોંચી ગઈ.

મેલરીને હવે પોતાની મહેનતની અસર દેખાવા માંડી. એટલે હવે ફરી પાછો એને એ ૨૭૦૦૦ ફીટની ઊંચાઈએ જઈને છાવણી નાખવાનો વિચાર અમલમાં મૂકી શકે તેમ નહોતું લાગતું. પણ તે કામ ઉપાડી લેનાર બીજા તૈયાર હતા. કેપ્ટન બ્રુસ, (ટુકડીના નાયકનો ભત્રીજો) ફીંચ અને તેજબીર નામનો એક નેપાળી આ દસ મજૂરો સાથે લઈને ઊપડયા.

આ ટુકડી પણ કંઈ ઓછી ઊતરે તેમ નહોતી. બરાબર સાવધાનપણે બરફમાં રસ્તો કાપતા કાપતા, મજૂરોને સાચવતા સાચવતા, અને બિલકુલ ડર વગર તેઓ ઉપર ને ઉપર ચડવા લાગ્યા. આમ ૨૫૦૦૦ ફીટ તો ચઢી ગયા. ફીંચને હતું કે ૨૭૦૦૦ ફીટ ઉપર છાવણી નાખવામાં જરૂર સફળ થશું, પણ તેને બિચારાને હજી એવરેસ્ટનો ખરો પરિચય કયાં હતો ? કઈ ક્ષણે એવરેસ્ટ પોતાનું તોફાન શરૂ કરશે તે કોઈ વાયુશાસ્ત્રી પણ કહી શકે તેમ નહોતું. અને અત્યારે પણ એમ જ થયું. તોફાન એકદમ જોરમાં ચઢી

આવ્યું. આમાં ઊભા રહેવું પણ મુશ્કેલ થઈ પડે, ત્યાં તબૂ તો ક્યાંથી નખાય? તોપણ આ નોકુનભાય ફીચ આગળ જઈને તંબૂ ખોડવાની જગ્યાની તપાસ કરવા લાગ્યો. પરંતુ આમાં તે નિરાશ થયો.

આખરે આ ટોળી પણ એવરેસ્ટની ચપાટ ખાઈ ને પાછી ફરી.

ત્યાં તો પાછી મેલરી તૈયાર થઈ ગયો હતો. મેગ્રવેન તો તેની સાથે જ હોય ને? પાછા તેઓ ત્રીજા નંબરની છાવણીએ પહોંચ્યા. જઈને જુએ તો છાવણીમાં હાથ હાથ જેટલો બરફ જામી ગયેલો. આ બધું તેમણે સાફ કર્યું.

બીજે દિવસે હવા ખૂબ અનુકૂળ હતી. તેઓ ૧૪ મજૂરો સાથે ચોથા નંબરની છાવણી તરફ ઊપડ્યા.

પણ જેમ જેમ ઊંચા ચડતા જાય તેમ તેમ બરફ ઊંડો ને ઊંડો આવતો જાય—લગભગ ગોઠણ સુધી અંદર ખૂંચી જાય એટલો ઊંડો. આખી ટુકડી એક બરફનો ઢાળ ધીરે ધીરે ચડી રહી હતી. આગળના ત્રણેય અંગ્રેજો અને એક મજૂર દોરડાથી એક બીજા સાથે બંધાયેલા હતા. એમાં બરફ ધીરે ધીરે નીચે ઘસવા માંડ્યો. આ ચારેય જણે જોયું કે બરફ ખસતો જાય છે અને તેઓ નીચે ઢસડાતા જાય છે. પણ તેઓ કરે શું? તેઓ બરફના આ પ્રવાહમાં તણખલા જેવા જ હતા, પણ સદ્ભાગ્યે એકાએક તે બરફ ઘસતો અટકી પડ્યો અને આ ચારેય જણાના પગ ઠેરાયા. પરંતુ જ્યાં પાછળ નજર કરે છે ત્યાં તો બીજા મજૂરો ગુમ! ખૂબ નીચે નજર નાખી તો

ચાર મજૂરો તેમને દેખાયા. બીજા નવ જણ આ બરફની દીવાલ પરથી ઊડી ગયા અને બરફમાં દટાઈ ગયા!

આવે વખતે માણસમાં મર્દાનગી હોય તો તે અદ્ભુત પ્રકાશે છે. મેલરીને અત્યારે બીજો વિચાર કરવાપણું હતું જ નહિ. તે તરત જ પાછો ફર્યો. તેણે પેલા નીચે પડેલા મજૂરોને બૂમ મારી, "ચાલો જલદી, પેલાઓને બચાવવા." જે ગૂમ થયા હતા, તે મજૂરો આ મજૂરોના નજીકના સગા હતા. તેઓ બોલ્યા, "સાહેબ, હવે આ મહેનત શું કામની? થવાનું હતું તે થઈ ગયું. હવે કંઈ જીવતા હાથ આવવાના છે? એ તો માતા તેમને ભરખી ગઈ."

પણ આ યુરોપિયનો ત્યાં પહોંચી ગયા. ત્યાં જઈ બરફ વીંખવા માંડયો, તેમણે એક માણસને બરફમાંથી ખોદી કાઢયો, તે હજુ જીવતો હતો. એક માણસ ઊંધે માથે બરફમાં ખૂંચી ગયો હતો, તેને બહાર ખેંચ્યો અને જોયું તો તે હજી જીવતો હતો. એક ત્રીજા માણસને ખૂબ ઊંડેથી ખોદી કાઢયો, પણ તે મરેલો નીકળ્યો. બાકીનાનો પત્તો કોઈ રીતે ન મળ્યો અને હવે વધારે ખોદવા માટેની કોઈની શક્તિ પણ રહી ન હતી. આટલી ઊંચાઈએ આ બરફને ખોદવો અને તેમાંથી માણસો ખેંચી કાઢવા એ કામ કેવું હશે, તેની આપણને કલ્પના પણ ક્યાંથી આવે?

બચેલા મજૂરોને હિંમત આપીને અને સાચવી સાચવીને મુકામ ઉપર પહોંચાડવાનું કામ પણ મુશ્કેલ હતું. આ ભયંકર બનાવ જોઈને તેઓ બાળકની જેમ ધ્રૂજતા હતા, અને પોકેપોક મૂકીને રોતા હતા. તેમને છાવણીમાં લઈ જઈને ગરમ ગરમ

પીણું અને ખાવાનું આપ્યું. ઘણી વારે તેઓ શાંત પડયા. પેલો ઊંધે માથે બરફમાં ખૂંચી ગયો હતો તે બે કલાક સુધી તો બેભાન રહ્યો. ભાનમાં આવ્યો ત્યારે પાછો હતો તેવો ને તેવો જ. ફરી ૧૯૨૪ની ચડાઈમાં આ મજૂરે ફરીવાર પણ ભાગ લીધો હતો.

આ ભયંકર અકસ્માતે આખી ટુકડીના ઉત્સાહને ભાંગી નાખ્યો. ટુકડીના સારામાં સારા માણસોનાં શરીર લગભગ ભાંગી ગયાં હતાં. કેટલાકને તો તરત જ પાછા દાર્જિલીંગ મોકલી દેવા પડયા હતા. મજૂરો તેમના સ્વજનોના મૃત્યુથી હવે એક ડગલું પણ આગળ જવા તૈયાર નહોતા. ટુકડીના નાયક બ્રુસે જોયું કે ચોમાસું પણ માથે આવે છે અને આમાં હવે આ વરસે કંઈ બની શકે તેમ નથી.

ટુકડી ભારે હૈયે પાછી ફરી. એવરેસ્ટ ઉપરથી હસતો હસતો જોઈ રહ્યો.

પણ એમ કાંઈ આ લોકો એવરેસ્ટનો પીછો છોડે તેમ નહોતા.

ફરી ૧૯૨૪માં પાછી લગભગ એ જ ટુકડી તૈયાર થઈ. આ ટુકડીનો નેતા એ જ બ્રુસ હતો, એ જ મેલરી પાછો એમાં પહોંચી ગયો હતો. નોર્ટન, સોમરવેલ—એ બધા એના એ હતા. એક બે નાના ફેરફારો થયા હતા. તેમાં એક ધ્યાન ખેંચે તેવી નવીન વ્યક્તિ આ વખતે હતી અને તે મેલરીનો ઠેઠ સુધીનો સાથી ઈર્વીન. ઈર્વીન ૨૨ વર્ષનો જુવાનિયો હતો. આપણા દેશના લોકો તો હજુ તેને માટે એમ કહે કે આના મોંમાંથી

હજુ તેની સાતું દૂધ પણ નથી સુકાયું. આ જુવાન કૉલેજમાં ભણતો હતો ત્યાં તેને આ ટુકડીની ખબર પડી. તરત જ તેણે ઉમેદવારી નોંધાવી તેની પાસે પર્વતો ચડવાનો કંઈ અનુભવ નહોતો. ફક્ત બે વાર ઉત્તર ધ્રુવના સમુદ્રમાં ઑક્સફર્ડની જેમ એક ટુકડી સાથે જઈ આવેલો; પણ તેની હઠ જબરી હતી. તેને પ્રોફેસરો પણ ના ન પાડી શક્યા—આ ટુકડીવાળા પણ ના ન પાડી શક્યા.

આ વખતે તો ગયા વખતની જે જે સાધનોની ખામીઓ તેમને લાગેલી તે બધી સુધારી લીધી. ૪૦૦ મજૂરો ઉપર ૬ મહિના ચાલે તેટલો સામાન લાદીને આ ટુકડી દાર્જિલીંગથી એવરેસ્ટની તળેટીમાં આવી પહોંચી ગયા વખતના કેટલાક મજૂરો પણ પાછા આ સાહેબ લોકોની સાથે આવવા તૈયાર થયા હતા.

પણ આ વખતે શરૂઆતમાં જ એક આપત્તિ આવી પડી. આખી ટુકડીનો નાયક કહો, કે આત્મા જેવો બ્રુસ દાર્જિલીંગથી આવતાં જ રસ્તામાં શરદીમાં સપડાઈ ગયો, અને તેમાંથી તેને સખ્ત મેલેરિયા લાગુ પડ્યો અને તેને સિક્કીમ પાછા ફરવું પડ્યું. બ્રુસ પોતે સીધી રીતે ચડવામાં ભાગ નહોતો લેતો, પણ તેનામાં નાયક તરીકેના અજબ ગુણો હતા. મજૂરોને, તો તે પોતાના પ્રેમથી ઘડીમાં વશ કરી લેતો, એટલું જ નહિ પણ ટુકડીના માણસો પાસે એકસંપીથી કામ કરાવવામાં તે બહુ કુશળ હતો. નહિ તો આ એવરેસ્ટની હવામાં માણસ પોતાનું મગજ સમતોલ ભાગ્યે જ રાખી શકે. જેમ હવા પાતળી તેમ મગજ ઉપર બહુ જ અસર થાય છે. કોઈ વાર મારામારી થાય એટલી હદ સુધી

વાત આવી જતી, પણ બ્રુસની વહેવટી, તેની પમરાણી અને દરેકને ઠેકાણે રાખવાની રીત અજબ હતી. આ ખોટ ન પુરાય તેવી હતી તોપણ તેનો ભત્રીજો કેપ્ટન બ્રુસ અને નોર્ટન,–એ બે જણાએ આ જવાબદારી ઉપાડી લીધી અને કામ આગળ ચલાવ્યું.

આવતાવેંત જ કામકાજ શરૂ થઈ ગયું ત્રણ દિવસમા તો ૧૫૦ જેટલા કુલીઓની મદદથી બે છાવણીઓ નખાઈ ગઈ અને ટુકડીના જે ખાસ મજૂરો હતા તે પણ ત્રીજી છાવણી નાખવા માટે પહોચી ગયા હતા. એક અઠવાડિયામા તો મેલરી, ઇરવીન, નોર્ટન, સોમરવેલ, બ્રુસ વિગેરે ત્રીજી છાવણીથી આગળ ચડવા લાગી ગયા હતા, પણ ત્યા જ એવરેસ્ટે પોતાનો સપાટો બતાવવા માડ્યો.

આ વખતે ૧૯૨૨ કરતા પણ વધારે ઠંડી તો હતી જ. પણ તેમા બરફનું તોફાન એટલા ભયકર રૂપમા શરૂ થઈ ગયુ કે નોર્ટને પહેલેથી જ ડહાપણ વાપરીને પોતાના બધા માણસોને તરત જ બધી છાવણીમાથી બોલાવી લઈને તળેટીની છાવણીમા પહોચાડી દીધા. એમાય ત્રણ કુલીઓ પાછા ફરતા ફરતા જ પોતાના જાન ગુમાવી બેઠા. એવરેસ્ટ પોતાનો બલિ માગવા લાગ્યો.

હવા પાછી જરા શાત થઈ એટલે પાછી ત્રીજી છાવણીએ ટુકડી પહોચી ગઈ અને ત્યાથી બરફની દીવાલ પાસેની છાવણી નાખવા માટેની બધી તૈયારી થઈ ગઈ પણ ત્યા પાછી હવાએ પોતાની આડાઈ શરૂ કરી અને બરફ ૨૪ કલાક સતત પડવા લાગ્યો નોર્ટને આની સામે ઝૂઝવાનો સખત પ્રયત્ન કર્યો પણ

આખરે વળી પાછું બધાને લઈને પાછા ફરવું પડ્યું અને તળેટીની છાવણીમાં વળી બધા ભેગા થયા.

આ ચડ–ઊતરની હાલાકીમાં કેટલાક મજૂરો બિચારા સાવ ખખડી ગયા હતા. આ બધામાંથી કેવળ ૧૫ 'વાઘ' હજુ સાથે આવવા શરીરથી તૈયાર હતા. ખરેખર આશ્ચર્યની વાત છે કે શેરપા જાતિના આ અજ્ઞાન મજૂરો પૈસાને લોભે જ નહિ, પણ આ સાહેબ લોકોની સાથે પર્વત ચડવાની હોંશથી જ ઘણુંખરું સાથે આવવા તૈયાર થયા હતા. પરંતુ તેઓમાંથી શરીરે સશક્ત એવા આ પંદર જણના ઉપર આ ૭ કે સાત જેટલી છાવણીઓ સુધી વહી જવાનો ભાર કેમ લાદી શકાય? એટલે સામાન ઓછો કરવા માટે કંઈક કરવું જ જોઈએ. છેવટે ઘણી ચર્ચાને અંતે એમ નક્કી કર્યું કે આ વખતે ઓક્સીજન સાથે લીધા વગર ઉપર ચડવું, અને ઓક્સીજન વગર ચડવું એ આ શેરપા લોકોને મન તો સામાન્ય વાત હતી. આ જાતિની સહનશક્તિ તો અદ્ભુત છે. આ વખતે તો એક સ્ત્રી–મજૂર પણ સાથે આવેલી. તેણે પહેલી અને બીજી છાવણી સુધી સામાન પહોંચાડવાનું કામ કરતા મજૂરોમાં આશ્ચર્યકારક કામ કર્યું હતું. તે તો પોતાની સાથે પોતાના બાળકને પણ લેતી આવેલી. પીઠ પાછળ બાળકની ઝોળી બાંધી હોય અને માથા ઉપર ૫૦થી ૬૦ રતલનો સામાન લઈને હસતી હસતી તે ઉપર ચડી જાય, વળી વચ્ચે પાછી ઘડીક છોકરાને ધવરાવતી જાય ને ગીત ગાતી રમાડતી જાય. આ સ્ત્રીએ ઓક્સીજન લઈને ચડતા આરોહીઓને કેટલા શરમાવ્યા હશે! અને આપણે અહીં ન્યા ન્યા તો! એ વાત સાચી માનવા જ તૈયાર ન થઈએ!

મેની અધવચમાં વળી વાતાવરણ શાંત થયું એટલે નોર્ટને તૈયારી કરવા માંડી. ઊપડતા પહેલાં આ બધા મજૂરોને લઈને આખી ટુકડી રોંગબક મઠમાં લામાઓના આશીર્વાદ લેવા ગઈ. તેમના આશીર્વાદ મળ્યા વળી પાછું મજૂરોમાં જોર આવ્યું.

હવે મેલરી ને નોર્ટનની સરદારીની કિંમત થવાની હતી. હવા આટલી શાંત તેમણે ભાગ્યે જ અહીં જોયેલી એટલે તેમનો ઉત્સાહ વધ્યો. નોર્થકોલ પાસેની છાવણીમાં તો મેલરી, ક્રુમ, ઇર્વીન વિગેરે પહોંચી ગયા.

મેલરી અને બ્રુસ આગળ છાવણી નાખવા માટે ઊપડ્યા. બીજે દિવસે નોર્ટન અને સોમરવેલ પણ ત્યાં આવી પહોંચ્યા અને તે પણ પાછળ પાછળ ઊપડ્યા મેલરી અને બ્રુસ થોડાક મજૂરોને સાથે લઈને ૨૫૩૦૦ફીટ ઉપર છાવણી નાખવામાં આખરે સફળ થયા. ત્યાં તેમણે રાત ગાળી. પણ આખા દિવસના શ્રમથી બ્રુસ અને મજૂરોની છાતીમાં ખૂબ વેદના થવા લાગી હતી. હવે મેલરી તેમને આગળ લઈ જઈ શકે તેમ નહોતું તેમને પાછા ફરવું પડ્યું. ત્યાં તો સામા નોર્ટન અને સોમરવેલ મળ્યા. તેઓ મેલરી પાસેથી હકીકત જાણીને આગળ વધ્યા અને મેલરીએ નાખેના થાણામાં રાત ગાળી.

બીજે દિવસે નોર્ટન અને સોમરવેલ પાછા ઊપડ્યા આ વખતે તેમની સાથે ત્રણ જ મજૂરો આવી શકે તેમ હતું અને બપોર સુધીમાં તો તેઓ લગભગ ૨૭૦૦૦ એટલે કે ૨૬૮૦૦ ફીટ ઉપર પહોંચ્યા અને ત્યાં તંબૂ તાણ્યો. દુનિયામાં એટલી ઊંચાઈએ છાવણી આ પહેલી જ વાર નખાઈ. છાવણી નખાઈ

ગયા પછી મજૂરો પાછા નોર્થકોલની છાવણીમાં પહોંચ્યા અને નોર્ટન તથા સોમરવેલ બે જ જણ ત્યાં રહ્યા. તેઓએ રાત નિરાંતે પસાર કરી એમ કહેવાય. જો કે સોમરવેલનું ગળું ખૂબ છોલાતું હતું. રોગ કંઈ ન કહેવાય પણ આની વેદના ખૂબ હોય છે અને વારંવાર ખાલી ઉધરસ આવીને છાતીને પણ વધારે પીડા કરે છે.

૪ થી જૂને સવારમાં પાછા આ બન્ને જણ આગળ ચઢાઈ માટે નીકળી પડ્યા. તેમના જીવનનું ધ્યેય સિદ્ધ કરવાની તેમની આશા તેમના દિલમાં ભરેલી હતી. હવે તો જરૂર પહોંચવાના. હવા ખૂબ જ ચોખ્ખી હતી. નોર્ટન તથા સોમરવેલના ઉત્સાહનો પાર નહોતો. પણ તેમની શરીરશક્તિની પણ મર્યાદા હતી, અને એમાંય વચ્ચે એક એવો 'પ્રસંગ' બની ગયો કે જેમાં તેમની ઘણી શક્તિ ખરચાઈ ગઈ.

થોડા દિવસો પહેલાં જ એક દિવસ નોર્ટન, મેલરી, સોમરવેલ–ચોથા નંબરની છાવણી આગળ ફરતા હતા. આગળની પાંચમા નંબરની છાવણીમાં સામાન મૂકવા માટે ૧૨ મજૂરોની એક ટુકડી ગઈ હતી. તે ટુકડી બપોરના પાછા ફરી પણ પાછા બધા છાવણીમાં પહોંચ્યા ત્યારે તેમાં ચાર મજૂરો ઘટતા હતા. એ ચાર મજૂરો ક્યાં રહી ગયા હશે ? નોર્ટન મૂંઝાયો. એક પણ મજૂર કે માણસ ગુમાવ્યો અત્યારે પોસાય તેમ નહોતું અને એવરેસ્ટના શિખર કરતાં માણસની કિંમત જરૂર વધારે હતી. આખી રાત તો જેમ તેમ પસાર કરી. મેલરી પણ ઉધરસથી પીડાતો તો હતો જ. સોમરવેલ પણ થાકેલો જ હતો, પણ સવાર પડતાં જ એ ટુકડી આ ચાર

જણની શોધમાં નીકળી પડી રાત આખી એટલે બરફ પડેલો કે રસ્તો આખો ઢંકાઈ ગયેલો, એટલે નવેસરથી રસ્તો પાડતા પાડતા આ ત્રણેય જણ ઊપડ્યા. મેલરી સૌથી આગળ જ હોય ને! ઉધરસ ખાતો જાય ને રસ્તો કાપતો જાય છેવટે ઊંચે જોયું તો એક મોટી ભેખડ ઉપર ચારેય મજૂરો નિરાધાર હાલતમાં ચોધાર આંસુએ રોતા બેઠા હતા. તેમણે જીવવાની આશા છોડી દીધી હતી નીચેથી બરફ ખસી ગયેલો એટલે આ ચારેય જણ અટકી પડેલા આ દુ:ખ જોઈને કોનું દિલ ન દ્રવી ઊઠે! પણ દિલ દ્રવી ઊઠવું એક વાત હતી અને તેમને બચાવવા નીકળવું એ બીજી વાત હતી

સોમરવેલે કમ્મર કસી કેડે દોરડું બાંધીને બરફની દીવાલમાં ફરસીથી પગથિયાં કાપતો કાપતો તે ઉપર ચડવા માંડ્યો મજૂરોમાં આશા આવી પણ ત્યાં તો દોરડું ટૂંકું પડ્યું દસ જ ફીટ બાકી રહ્યા અને દોરડું ખૂટ્યું હવે શું? એક તરફથી દિવસ પૂરો થવાની તૈયારી થતી હતી અને ત્યાં આ આપત્તિ સોમરવેલ આ આપત્તિને પ્રસંગે ખરેખર રંગમાં આવ્યો તેણે કોદાળાથી બરફમાં મોટું ગાબડું પાડ્યું તેમાં તે પગ ઠેરવીને ઊભો કોદાળાને જોરથી બરફમાં મારી તેનો ફણો બરફમાં મજબૂત ખૂંચી ગયે સોમરવેલે દોરડું કેડેથી છોડી નાખ્યું કોદાળીની સાથે તે દોરડું મજબૂત બાંધી દીધું પોતે કોદાળી ઉપર પગ મૂકીને ઊંચો થયો, અને પોતાના દેહનો પૂલ બનાવીને એક પછી એક મજૂરને ઉતારવા માંડ્યો પણ મજૂરો કંઈ આ પ્રસંગનો મર્મ સમજી શકે તેટલી ધીરજ કે અક્કલવાળા ઓછા હોય છે! બે જણ તો ઊતરી

ગયા, પણ બે જણા જરા અધીરા થયા અને એક સાથે ઊતરવા ગયા. એ બન્ને છટક્યા. સોમરવેલે એકને તો બાવડેથી પકડી ઝીલી લીધો અને બીજાને દોરડે વળગાડી દીધો. ૨૬૦૦૦ ફીટની ઊંચાઈએ આ ઉથલેણ સરકસના ખેલો કરતો સોમરવેલ ખરેખર ખેલ જ કરતો હોય તેટલો પ્રસન્ન હતો. એટલું જ નહિ પણ ઉપર અધીરા બનેલા મજૂરોને તે હસાવતો હતો.

આ ચારેય મજૂરોને સહીસલામત પહોંચાડ્યા તો ખરા. પણ આની અસર દરેકના શરીર ઉપર ખૂબ થઈ અને સોમરવેલને એ અસર સાથી વધારે થાય એ સ્વાભાવિક છે.

એટલે હવે સમજી શકાશે કે નોર્ટન અને સોમરવેલ ૨૭૦૦૦ ફીટથી આગળ જવા ઊપડ્યા તો ખરા, પણ તેમનું શરીર ડગલે ને પગલે તેમને ના પાડતું હતું. એમાં વળી સાથે ઓક્સીજન પણ નહિ લીધેલો. પણ નોર્ટને જોયું હતું કે ઓક્સીજન વગર પણ અહીં વાંધો નથી આવતો. ૨૭૦૦૦ ફીટ ઉપર તો આ નોર્ટન તથા સોમરવેલ ધસધસાટ ઊંઘી પણ શક્યા હતા.

શિખર સાવ નજીક દેખાતું હતું. ૨૮૦૦૦ ફીટ સુધી આ લોકો આવી પહોંચ્યા. હવે તો ૧૦૦૦ જ ફીટ અરે! ૩૦૦ વાર. પણ ત્રણસો વાર એટલે ૩૦૦ માઈલ જ ગણવાને! હવે તો કોઈ પણ મનુષ્યની શક્તિની મર્યાદા આવી જાય તેવું હતું, અને એમાંય આગળના વખતનો થાક પણ ભરેલો જ હતો. નોર્ટનની નાડ બમણા વેગે ધબકી રહી હતી. સોમરવેલ તો હવે તેની કસરીના ટેકે ઢળી પડ્યો. તેણે કહ્યું "હવે હું એક ડગલુંય નહિ ભરી શકું, તું આગળ જા." મિનિટના ૧૨૦ ધબકારાના વેગથી

તેની નાડ ધબકતી હતી. નોર્ટન તોપણ હિંમત કરીને ૯૦ ફીટ આગળ ગયો, પણ તેણેય હવે જોઈ લીધુ કે હવે એક ડગલું એ પણ મૃત્યુમા પ્રવેશવા બરાબર છે. તે પાછો ફર્યો અને સોમરવેલની સાથે થઈ ગયો

સોમરવેલના ગળાની પીડા વધવા માંડી. એટલી હદ સુધી કે તેણે માન્યુ કે હવે હું અહીં જ મરીશ. તે લગભગ બેભાન થઈ ગયો. તેનાથી શ્વાસ લેવાતો ન હતો પણ નોર્ટને આ વખતે રંગ રાખ્યો પોતાની મરણતોલ સ્થિતિમાં પણ સોમરવેલને સંભાળતો સંભાળતો તે છાવણી સુધી લઈ આવ્યો.

પરંતુ ત્યાંથી નીચે ઊતરતા નોર્ટનને વળી બીજી મુશ્કેલી આવી. તે લગભગ આંધળો થઈ ગયો. સૂર્યના પ્રકાશમાં–બરફના તેજમા તેની આંખોના ચશ્મા જરાક ભૂલથી તેણે ખસેડ્યા અને તેની આંખોનું નૂર હરાઈ ગયુ, પણ આ વખતેય તેમની ટુકડીના ડૉકટરે પોતાના જીવના જોખમે આ નોર્ટનને દોરીને નીચે ઉતાર્યો. આ ડૉકટર પહેલવહેલો આવા પર્વત પર ચડવા આવ્યો હતો. તેને એવો અનુભવ હતો જ નહિ, પણ તેણે આ હામ ભીડી અને મનુષ્ય તરફની લાગણી કેટલું કરી શકે તે બતાવ્યુ.

સોમરવેલ અને નોર્ટન હવે ભવિષ્યના કોઈ પણ જાતના પ્રયત્ન માટે નકામા થઈ ગયા હતા સોમરવેલનો તો ઉત્સાહ એટલો અદમ્ય કે ૨૮૦૦૦ ફીટની ઊંચાઈએ પોતે પડી જવાની તૈયારીમાં હતો છતાં ખિસ્સામાંથી કૅમેરા કાઢીને શિખરનો ફોટો લીધા વગર ન રહી શક્યો. પછી તો તે તેની શક્તિનુ અણુએ અણુ ખર્ચી નાખ્યા પછી તરત ઊભો કેમ થઈ શકે?

પણ મેલરી તો પેલા પાયમા તંબૂમાં રહ્યો રહ્યો પોતાની તૈયારી કરતો જ હતો. મેલરીએ તો જોયા જ કર્યું હતું કે "કાં તો આ વખતે શિખર સર થય છે અથવા તો મારા જીવનની છેલ્લી હાર થાય છે." તેણે પોતાના સાથી તરીકે ઓડેલ અને ઈર્વીન આ બે જણને પસંદ કર્યા. ઈર્વીન તો આ છેલ્લી ચઢાઈ માટે થનગની રહ્યો હતો, એમાં મેલરી જેવાની સાથે જવાનો પ્રસગ મળ્યો તે કેમ ચૂકે? તે આટલી ઊંચાઈ સહન કરી શકશે કે કેમ તેનો તેને વિચાર હતો જ નહિ, એમને ઈર્વીનને તથા ઓડેલને પસંદ કર્યા, કારણ કે તે બન્ને એેસીજન વાપરવામા કુશળ હતા.

તેઓ ત્રણ સૌથી કુશળ અને મજબૂત એવા મજૂરો સાથે ઠેઠ ૨૭૦૦૦ ફીટ ઉપર પહોચી ગયા. ત્યા તંબૂ નાખ્યો અને મજૂરો તથા ઓડેલ ૨૫૦૦૦ ફીટ પરની છાવણીમા પાછા આવ્યા. મેલરીએ નક્કી કર્યું હતુ કે ત્રણ જણા કરતા બે જ જણે આગળ ધપવુ એ ઠીક છે કારણ કે ૨૭૦૦૦ ફીટ ઉપરની છાવણીમા ત્રણ જણના જેટલો સામાન રાખવો ને નવો પહોચાડવો એ મુશ્કેલ હતુ ઓડેલ ૨૫૦૦૦ ફીટની છાવણી ઉપર તેમની રાહ જોતો બેઠો મેલરી અને ઈર્વીન આગળ ઊપડયા. ઓડેલ પોતાનુ દૂરબીન મૂકીને આ બન્ને જણને નિહાળી રહ્યો હતો. ઓડેલે જોયુ કે તેઓ ધીરેધીરે આગળ વધી રહ્યા છે. નાની નાની કાળી બે આકૃતિઓ બરફમા પગના પાકની શિખર તરફ જતી જાય છે. શિખર હવે ૬૦૦ ફીટ જ દૂર છે. હજુ તે બન્ને કાળા ટપકા આગળ વધે જ જાય છે. પછી તેઓ દેખાતા બંધ થયા !

બીજો દિવસ થયો. ઓડેલ તથા તેના સાથીઓ રાહ જોતા હતા કે હમણા મેલરી અને ઇર્વીન આવશે અને શિખર સર કર્યાના સમાચાર લાવશે. કલાક બે કલાક ગયા, બપોર થઈ, સાંજ પડી, કોઈ ન આવ્યું. હશે ! બીજે દિવસે આરામ લઈને આવશે ! બીજો દિવસ થયો પણ કોઈ દેખાયું નહિ ઓડેલને ચિંતા થઈ. તેણે મજૂરોને તૈયાર કર્યા. તે ૨૭૦૦૦ ફીટની છાવણીએ પહોંચ્યો. તંબૂમા જુએ તો કોઈ ન મળે ! ત્યાં તેણે રાહ જોઈ. પાછો આવ્યો વળી પાછો બીજે દિવસે ૨૭૦૦૦ ફીટની છાવણીએ ગયો. કદાચ બે ને ભૂલા પડ્યા હોય ને મોડા પહોંચે ! પણ છાવણી ખાલી ઓડેલનો તો જીવ ઊડી ગયો નક્કી મેલરી અને ઇર્વીન ક્યાંક ફસાઈ પડ્યા. પણ ઓડેલ હજુ એકાદ આશાના તાંતણે ટકી રહ્યો તેણે રાહ જોઈ. આસપાસ વીંખી વીંખીને તપાસ કરી અને એમાય વળી બરફનુ તોફાન વધવા લાગ્યુ. ભયંકર તોફાન, મનમા ને બહાર ! આખરે ઓડેલે આશા છોડી તે અને તેના મજૂર-સાથીઓ ભાંગેલે હૈયે અને દેહે પાછા નોર્થકોલની છાવણીમા આવ્યા. જાણે આખી ટુકડીનો પ્રાણ હરાઈ ગયો હતો જો કે ઓડેલની ગણની તો એવી હતી કે આ બન્ને જણ શિખર સુધી તો પહોંચેલા જ અને પાછા ફરતા જ બરફના તોફાનમા રાત પડી જતા થાકથી જ મૃત્યુ પામેલા પણ તે કહેવા માટે કોણ આવે ?

જગન્માતાએ આટલે ઊંચે સુધી બન્નેને ચડાવીને પછાડ્યા ! એવો બધો તે એને માનવજાતિ ઉપર શુ ક્રોધ ચડ્યો હશે !

એવરેસ્ટના આરોહણનો આ ભવ્ય પરાજય મનુષ્યની શક્તિનુ અને તેના હૃદયની મહાનતાનુ કેવુ પ્રેરણાદાયી દર્શન કરાવે છે !

પણ હવે તો હદ થાય છે ! હવે તો મનુષ્યની સાન ઠેકાણે આવી હશે ! હવે તો તેઓ ફરી અહીં આવવાનું નામ નહિ લે ! એમાં વળી તિબેટિયન સરકારને પણ ખબર પડી કે આ વખતે તો બે સાહેબલોકને પણ જગન્માતા ભરખી ગઈ એટલે તેમણે પોતાનો પરવાનો પાછો ખેંચી લીધો અને કોઈ પણ ગોરાને માટે જગન્માતાના શિખર તરફ નજર ફેરવતો બંધ કરી દીધો.

પણ એવરેસ્ટે કરેલું આ અપમાન માણસ ભૂલે ખરો ! ટુકડી પાછી ભગ્ન હૃદયે ઘેર ગઈ તો ખરી, પણ મેલરીની પત્નીએ તથા તેના બાળકોએ કરેલું છાનું રુદન બધેય સંભળાયું હશે ! આ એવરેસ્ટ શિખર પર પગ મૂક્યા વગર હવે તો જંપવું જ નહિ એમ નિશ્ચય કર્યો પણ આ મૃત્યુના આઘાત પછી તેની અસર ઘણો વખત રહી.

પાછું ૧૯૩૩માં લશ્કર તૈયાર થયું નવ વરસના ગાળા દરમિયાન તો મોટી જંગી તૈયારીઓ ઇગ્લાંડે કરી હતી વળી પાછા મોતને ભેટવા હરીફાઈ કરતા જુવાનો અને વીરો ભેગા થઈ ગયા અને મહાપ્રયત્ને તિબેટની સરકાર પાસેથી ફરી પરવાનો મેળવ્યો ને ટુકડી પાછી દાર્જિલીંગ આવી પહોંચી વળી પાછા એ મજૂરો એ જ સામાન ! ટટ્ટુઓ અને યાકની મોટી વણજારો તૈયાર થઈ આ વખતે ટુકડીના સરદાર તરીકે રટલેજ કરીને પર્વતારોહણનો એક જૂનો અને અનુભવી જોગી હતો તેના સાથીઓમાં પણ સ્મીથ જેવા અનુભવીઓ હતા

આ ટુકડીએ ૧૯૨૪ની ટુકડીના ધોરણે જ એક પછી એક છાવણીઓ નાખવા માટે અને બરાબર સ્થિરપણે પ્રગતિ કર્યા કરતા તેઓ ગયા વખત કરતા એક છાવણી વધારે નાખી

શક્યા. ૨૭૪૦૦ ફીટ ઉપર છાવણી પહોંચાડી દીધી પણ હવે આગળ વધવું મુશ્કેલ થઈ પડ્યું. એ જ પાછા બરફના તોફાનો, એ જ મૃત્યુ જેવી ઠંડી ૨૮૦૦૦ ફીટ સુધી માડ એક ટુકડી પહોંચી આગળ કોઈ વધી ન શક્યું અને હારીને આખી ટુકડી પાછી ફરી

આ વખતે તેઓને એક જગ્યાએથી એક બરફની કોદાળી મળી આવી અહીં કોની કોદાળી પડી રહી હોય ! એની જ ! પેના મેલરીની ! બરફમા ખૂંચેલી પડેલી જરૂર મેલરી અને ઈર્વીન એક બીજાને દોરડે બાંધીને આગળ વધતા હશે એક જણનો પગ લપસ્યો બીજાને પણ તેણે ઘસડયો ! બચવા માટે તેણે કોદાળી જોરથી બરફમાં ખુચાડી દીધી હોય, પણ કોદાળી ક્યાથી હાથમા રહે ! હાથ મરી પડ્યા અને બન્ને જણ મૈત્રીની ગાંઠે બધાઇને સાથે જ કોઈ અગમ્ય પ્રદેશમા સૂતા હશે !

૧૯૩૩ની ટુકડી પણ પાછી ફરી આ પછી ૧૯૩૭મા ગયેલી ટુકડી હજુ હમણા જ એવી જ નિરાશ થઈને પાછી આવી.

આ છેલ્લામા છેલ્લા પ્રયત્નના છેલ્લા ખબર છે ! હજુ એવરેસ્ટ અજિત છે ! હજુ તે જોવા માગે છે કે માણસ ક્યા સુધી મરવા માગે છે ! તેને હજુ મનુષ્યની શક્તિ કેટલી હદે જઈ શકે છે તેનુ ભાન નથી લાગતુ

'અને આ માથાકૂટ પણ શા માટે ! એવરેસ્ટના શિખર ઉપર શુ દાટયુ છે? વરસોવરસ લાખો રૂપિયા બગાડીને, માણસના જાન ગુમાવીને ત્યા જવાનુ શુ મળ્યુ ? તેનો જવાબ કોણ આપી શકે? અને શુ આપી શકે? મને લાગે છે કે મેલરીનો જવાબ જ તેને માટે બસ છે "ત્યા એવરેસ્ટ છે માટે !

•

## ઉત્તર ધ્રુવ–એક વસાહત

એવરેસ્ટના આરોહણનું આ નિરાશામય દર્શન કર્યા પછી મનુષ્યની શક્તિ ઉપર અવિશ્વાસ આવી જાય તો નવાઈ નથી. પણ જ્યારે આપણે જોઈએ છીએ કે હજુ ગઈ કાલે જ રશિયામાંથી નીકળેલી એક ટુકડીએ ઉત્તર ધ્રુવના માથા પર શેષનાગની ખીલી ઠોકી છે અને ત્યાં વસ્તી જમાવીને ચાર રશિયન વૈજ્ઞાનિકો પડ્યા છે, ત્યારે મનુષ્યજાતની અમર્યાદ શક્તિ ઉપરની શ્રદ્ધા જાગ્રત થાય છે. આપણે એ વર્ણનના મધુર સ્મરણ સાથે જ આ પુસ્તકનો અંત લાવશું. મધુરેણ સમાપયેત્।

મનુષ્યે દુનિયાના જ્ઞાનમાં વધારો કરવા માટે કેટલાં કેટલાં બલિદાનો આપ્યાં છે તેનો કંઈક ખ્યાલ આટલી કથાઓ પરથી આવશે. પણ તે બલિદાનનાં ફ્લો જોવાનો લ્હાવો પણ આપણે જ ભોગવી રહ્યા છીએ. જાણે કે અત્યાર સુધીનાં બલિદાનોનું પુણ્ય ભેગું થયું હોય તેમ રશિયાની એક વૈજ્ઞાનિકોની ટુકડી ચાર મોટાં વિમાનોમાં ઉત્તર ધ્રુવ પહોંચી, અને ત્યાં તેમણે ગીતમર તરતી વસાહત સ્થાપી છે. ચાર વૈજ્ઞાનિકો ત્યાં આખું વરસ રહીને ત્યાંનાં હવામાનની, બરફની, સમુદ્રની–બધાંની શોધખોળ કરે છે અને રોજે રોજની હકીકત બેતાર યંત્રથી મોસ્કોમાં પહોંચાડે

છે. આ મુસાફરીમાં એક પણ અકસ્માત નથી–એક પણ જીવનું જોખમ થયું નથી.

આ આખી મુસાફરીનો અહેવાલ ખૂબ રસિક છે. તેમાં પ્રવાસના ચમત્કારો નથી પણ વિજ્ઞાનના ચમત્કારો છે.

મોસ્કોથી નેરીયન માર એટલે કે રશિયાનો ઉત્તર છેડો, ત્યાં એક વિસામો, ત્યાંથી નેવાયા ઝેમીયાના બેટોએ બીજો વિસામો, ત્યાંથી સીધા ફ્રાન્ઝ જોસેફલેંડ, અને ત્યાંથી સીધા ઉત્તર ધ્રુવ. સાથે ચાર મોટાં એરોપ્લેન. વૈજ્ઞાનિક શોધોની છેલ્લામાં છેલ્લી વિગતો તેમાં મૂકેલી છે. સાવ હલકાં છતાં ગરમ એવાં કપડાંનો પોશાક, રેશમના હલકા તંબૂઓ, ૯૦ રતલ સામાન સમાય તેવડી છતાં ૧ શેર જ વજનની ખાસ તૈયાર કરેલી ટ્રંકો, દીવાસળીની એક પેટીમાં માય તેટલી ભૂકીમાંથી બે થાળી ભરીને સૂપ થાય તેવો ખોરાક-કોઈ પણ જાતના અકસ્માત માટેની તૈયારીથી સજ્જ એવી આ ટુકડી હતી. સ્ટેલીનનું ખાસ ફરમાન હતું કે ગમે તેટલો ખર્ચ કરો, પણ એક પણ જાન ગુમાવવાનો નથી. શ્મીટ્ જેવો એક પીઢ રશિયન ટુકડીનો નાયક હતો. વૈજ્ઞાનિક ઈવાન પેપેનીન તો અત્યારે ઉત્તર ધ્રુવની અંદર બરફના તરતા બેટમાં તંબૂ ખોડીને પોતાના ત્રણ સાથી સાથે પડ્યો જ છે. જ્યારે દહાડે રશિયાથી અમેરિકાના માર્ગ ઉપર જ્યારે આ ઉત્તર ધ્રુવ ઉપરથી વિમાનમાં બેઠેલા લોકો પસાર થશે ત્યારે નાનસેન, પીયરી, ફ્રેંક્લીન, સ્કોટ, એમંડસન વિગેરેના આત્માઓ જ્યાં હશે ત્યાં કેટલો આનંદ અનુભવશે !

•

# ઉત્તર ધ્રુવ–એક વસાહત

એવરેસ્ટના આરોહણનું આ નિરાશામય દર્શન કર્યા પછી મનુષ્યની શક્તિ ઉપર અવિશ્વાસ આવી જાય તો નવાઈ નથી. પણ જ્યારે આપણે જોઈએ છીએ કે હજુ ગઈ કાલે જ રશિયામાંથી નીકળેલી એક ટુકડીએ ઉત્તર ધ્રુવના માથા પર "શેષનાગની ખીલી ઠોકી છે અને ત્યાં વસ્તી જમાવીને ચાર રશિયન વૈજ્ઞાનિકો પડ્યા છે. ત્યારે મનુષ્યજાતની અમર્યાદ શક્તિ ઉપરની શ્રદ્ધા જાગ્રત થાય છે. આપણે એ વર્ણનના મધુર સ્મરણ સાથે જ આ પુસ્તકનો અંત લાવશું. મધુરેણ સમાપયેત્ ।

મનુષ્યે દુનિયાના જ્ઞાનમાં વધારો કરવા માટે કેટલાં કેટલાં બલિદાનો આપ્યાં છે તેનો કંઈક ખ્યાલ આટલી કથાઓ પરથી આવશે. પણ તે બલિદાનનાં ફળો જોવાનો લ્હાવો પણ આપણેજ ભોગવી રહ્યા છીએ. જાણે કે અત્યાર સુધીના બલિદાનોનું પુણ્ય ભેગું થયું હોય તેમ રશિયાની એક વૈજ્ઞાનિકોની ટુકડી ચાર મોટાં વિમાનોમાં ઉત્તર ધ્રુવ પહોંચી, અને ત્યાં તેમણે નીતસર તરતી વસાહત સ્થાપી છે. ચાર વૈજ્ઞાનિકો ત્યાં આખું વરસ રહીને ત્યાંનાં હવામાનની, બરફની, સમુદ્રની–બધાંની શોધખોળ કરે છે અને રોજે રોજની હકીકત બેતાર યંત્રથી મોસ્કોમાં પહોંચાડે

છે આ મુસાફરીમાં એક પણ અકસ્માત નથી—એક પણ છરતું જોખમ થયું નથી

આ આખી મુસાફરીનો અહેવાલ ખૂબ રસિક છે. તેમાં પ્રવાસના ચમત્કારો નથી પણ વિજ્ઞાનના ચમત્કારો છે.

મોસ્કોથી નેરીયન માર એટલે કે રશિયાનો ઉત્તર છેડો, ત્યાં એક વિસામો, ત્યાંથી નોવાયા ઝેમ્લીયાના બેટમાં બીજો વિસામો, ત્યાંથી સીધા ફ્રાન્ઝ જોસેફલેંડ, અને ત્યાંથી સીધા ઉત્તર ધ્રુવ. સાથે ચાર મોટા એરોપ્લેન વૈજ્ઞાનિક શોધોની છેલ્લામાં છેલ્લી વિગતો તેમાં મૂકી છે. માત્ર હલકા છતાં ગરમ એવાં કપડાંનો પોશાક, રેશમના હલકા તબૂઓ, ૮૦ રતલ સામાન સમાય તેવી છતાં ૧ શેર જ વજનની ખાસ તૈયાર કરેલી ટ્રંકો, દીવાસળીની એક પેટીમાં માય તેટલી ભૂકીમાંથી બે થાળી ભરીને સૂપ થાય તેવો ખોરાક—કોઈ પણ જાતના અકસ્માત માટેની તૈયારીથી સજ્જ એવી આ ટુકડી હતી. સ્ટેલીનનું ખાસ ફરમાન હતું કે ગમે તેટલો ખર્ચ કરો, પણ એક પણ જાન ગુમાવવાનો નથી. શ્મીડ્ટ જેવો એક પીઢ રશિયન ટુકડીનો નાયક હતો. વૈજ્ઞાનિક ઈવાન પેપેનીન તો અત્યારે ઉત્તર ધ્રુવની આસપાસના તરતા બરફમાં તંબૂ ખોડીને પોતાના ત્રણ સાથી સાથે પડ્યો જ છે. હવે ક્યારે રશિયાથી અમેરિકાના માર્ગ ઉપર જ્યારે આ ઉત્તર ધ્રુવ ઉપરથી વિમાનમાં બેઠા લોકો પસાર થશે ત્યારે નાનસેન, પીયરી, ફ્રીમીન, સ્કોટ, એમન્ડસન વિગેરેના આત્માઓ જ્યાં હશે ત્યાં કેટલો આનંદ અનુભવશે !

## ઉપસંહાર

**થયું !** લગભગ વેદકાળથી મુસાફરી કરતા કરતા આપણે ૧૯૩૭ સુધીની ઉત્તર ધ્રુવની છેલ્લી ટુકડીને જોઈ આવ્યા

પણ આમા તો હજુ અનેક વીરો બાજુ ઉપર રહી ગયા છે ઓસ્ટ્રેલિયાના રણમા પ્રાણ દઈને ઓસ્ટ્રેલિયાની ભૂગોળ દેનારાઓ, એમેઝોનના જંગલમા પતિની શોધમા ભટકી ભટકીને ભૂલી પડેલી ફ્રેંચ બાઈ મેડમ ગોદીન આફ્રિકામા ફરનારા સ્પેક, બર્ટન વિગેરે મુસાફરો, અરે હજી તો કેટલાય બાકી રહ્યા છે કોને લેવા ને કોને છોડવા ? પણ આટલા મહાન વીરો જો આપણા જીવનમા કંઈક રસ ઉત્પન્ન કરશે તો ધીરે ધીરે બધા મહાન પ્રવાસીઓની ઓળખાણ ગૂજરાતી ભાષા દ્વારા કરાવવાનો મારો અભિલાષ છે

તા ક આ પુસ્તક તૈયાર કરવામા નીચેના પુસ્તકોનો આધાર લીધો છે

૧ History of Exploration (Syke)

૨ The Four Pilgrims (Oriental Series)

૩ Travels of Marko Polo (Everyman's Library)

૪ Heroes of Exploration

૫ Exploration and Adventure (Collinson)

૬ Adventure of Exploration (Phillips Series)

૭ Travels of Mungo–Park

૮ Farthest North (Nansen)

૯ Scott's Last Expedition

૧૦ Three Years in Tibet ( Ekai Kavaguchi )

૧૧ My Life as an Explorer (Swen Hedin)

૧૨ From Pole to Pole „

૧૩ On the Top of the World (Left Book Club)

૧૪ तिब्बत में सवा वर्ष (राहुल सांकृत्यायन)

૧૫ પૂર્વરંગ (ગુજરાત વિદ્યાપીઠ)

૧૬ To Everest through Tibet (Noel)

૧૭ Climbing Mount Everest (Finch)

૧૮ 'કુમાર'ના અંકોમાં શ્રી. ચંદ્રવદનનો 'એવરેસ્ટ' પરનો લેખ

•

# ત્રણ વાર્તાસંગ્રહ

## શ્રાવણી મેળો
લે. ઉમાશંકર જોષી

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ : મૂલ્ય દોઢ રૂપિયો

ગુજરાતના યુવાન કવિ અને નાટ્યકારનો આ વાર્તાસંગ્રહ તમામ અવલોકનકારોએ સત્કાર્યો છે. આપણે ત્યાંના સર્વશ્રેષ્ઠ વાર્તાસંગ્રહોમાં આની ગણના થાય છે.

## હીરાકણી
લે. સુન્દરમ્

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ : મૂલ્ય દોઢ રૂપિયો

'ત્રિશળ'ના ઉપનામે 'કૌમુદિ' 'કુમાર' 'પ્રસ્થાન' ઇત્યાદિ ઉચ્ચ કોટિનાં માસિકોમાં લખેલી વાર્તાઓ અને થોડીક અપ્રસિદ્ધ વાર્તાઓનો આ સુંદર સંગ્રહ હમણાં જ પ્રગટ થયો છે. 'કાવ્યમંગલા' અને "કોયા ભગતની કડવી વાણી'નાં કર્તાનું આ પુસ્તક વાંચવાનું ન ચૂકશો.

## ત્રણ અર્ધું બે અને બીજી વાતો
લે. ઉમાશંકર જોષી

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ : મૂલ્ય દોઢ રૂપિયો

નવી નામમાં નવીનતા [illegible] વાર્તાઓમાં નવીનતા છે. 'શ્રાવણી મેળા'ને આપણા [illegible] તથા [illegible] પ્રેરાઈને પ્રગટ કરેલો આ બીજો વાર્તાસંગ્રહ છે. ગુજરાતનું સાહિત્યધન વધારવામાં આ સંગ્રહ ઉપયોગી થશે.

**અમારી [illegible]ના ગ્રાહકોને મુખ્ય કાર્યાલયેથી એક રૂપિયે ચાર આના અને શાખાઓ તથા એજન્ટો પાસેથી એક રૂપિયે ત્રણ આના વળતર મળશે.**